| પુસ્તક | કિંમત |
|---|---|
| પાતાળની પ્રેમદા | ૧—૦ |
| પારસી પુત્રી પ્રકાશ | ૧—૪ |
| પાપી પિતા | ૦—૧૦ |
| પિશાચમંદિર રેનોલ્ડઝકૃત ભા. ૧-૨ સચિત્ર | ૬—૦ |
| પિશાચિની કે પ્રેમદા ? | ૧—૮ |
| પિશાચોની પ્રપંચલીલા | ૧—૪ |
| પિશાચી પ્રેમ | ૦—૧૨ |
| પુષ્પાયુદ્ધ | ૧—૮ |
| પુરાતન દીલ્હી [સચિત્ર] | ૨—૮ |
| પૃથુકુમાર | ૨—૦ |
| પેશ્વાની પત્નીનો પ્રસ્તાવ | ૨—૮ |
| પેશાવરના હીન્દુ હીરા | ૧—૪ |
| પેશાવરની પદ્મિની | ૧—૮ |
| પંદરલાખપર પાણી | ૧—૪ |
| પંજાબ રહસ્ય [સચિત્ર] | ૧—૮ |
| પંચતંત્ર | ૧—૦ |
| પંચાસરનો જયશિખરી ભા. ૧-૨ | ૫—૦ |
| બગદાદનો બાદશાહ ઐતિહાસિક | ૩—૦ |
| બહાદુર કલો અનાથ તારા તથા પ્રમાદ સુંદરી ભા. ૧-૨ | ૪—૦ |
| બસ તારેજ ખાતર | ૨—૦ |
| બ્રહ્મદેશની રાણી | ૧—૦ |
| બહાદુર બાળા | ૦—૮ |
| બ્રહ્મચારિણી | ૧—૮ |
| ભદ્રંભદ્ર | ૧—૮ |
| ભ્રમણચંદ્ર | ૧—૦ |
| ભ્રમણચંદ્રના ભેદનો ભવાડો | ૧—૪ |
| ભયંકર ન્યાય | ૦—૧૨ |
| ભવાનીનોભોગ ભાગ ૧-૨ | ૩—૮ |
| ભયંકર ભેદ | ૦—૧૨ |
| ભયંકર ભદ્ર [ રેનોલ્ડઝનાં ફોરસ્ટ ઉપરથી] સચીત્ર ૧-૨ | ૫—૪ |
| ભયંકર પ્રાયશ્ચિત્ત | ૧—૧૨ |
| ભાગ્યદેવીની ભયંકરતા | ૧—૮ |
| ભાગ્યચક્રનો મહામંત્ર | ૨—૦ |
| ભાગ્યહીન કુસુમ | ૧—૪ |
| ભાનુકુમાર | ૦—૮ |
| ભુલભુલામણી | ૦—૬ |
| ભુડાનો ભેદ | ૨—૦ |
| ભુવનમોહિની (સચિત્ર) | ૨—૪ |
| ભેદી ખજાનો—ડીટેક્ટીવ વાર્તા | ૨—૮ |
| મનોહારિણી માયા | ૧—૮ |
| મદનમુદ્રા (મુંબાઇની ભાટીયાણી) | ૦—૮ |
| મદનચંદ્ર નવનીત કળા ભા.૧-૨ | ૨—૦ |
| મધુકર | ૧—૮ |
| મધુ—માલતી ભા. ૧-૨ (સચીત્ર ) | ૩—૦ |
| મનોરમા ( સચિત્ર ) | ૧—૮ |

બાગેશયતાન (ડીટેકટીવ) ૨—૮
બાજીરાવ બલ્લાળ (સચિત્ર) ૨—૮
બાપ કે સાપ ૧—૪
બીફલેસ બેરીસ્ટર (સચીત્ર) ૧–૧૨
બીરબલ અને બાદશાહ ૦–૧૨
બુલબુલ ૩—૮
બેગમ મહાલ ભા. ૧–૨ ૪—૦
મહાકાળીનું ખડ્ગ ૨—૦
મધુર મીલન રસીક વાર્તા ૨—૦
મહારાષ્ટ્રીય કથાકુંજ ૧—૦
મારી ભયંકર સંસાર યાત્રા ૨—૮
માશુકનો ઈશારો ૪—૦
મીરાંબાઇ નોવેલ ૦–૧૨
મીલનું અમૂલ્ય મણી ૧—૪
મુકુલ મર્દન ૧—૦
મુંગી ભાર્યા અને મોજી મિત્ર ૨—૦
મૂળરાજ સોલંકી (સચિત્ર) ૩—૦
મુફતનવાલો સેહતાનનો હવાલો ૨—૦
મુશકીલ આસાન ૩—૦
મૃણાલિની ૧—૪
મુરાદેવી ભા. ૧–૨–૩ ઐતિહાસિક ૬—૦
મનુ અને ભાનુ ૧—૮
મથુરા કિંવા બ્રહ્મસંજ્ઞા ૧—૮
મહારાજા રાવ નોઘણ ૨—૦
મધુર મધુરી ( સચિત્ર ) ૧—૮
મધુરી અથવા મદઘેલી મનોરમા ૧—૦
મણીમોહન ૨—૮
રત્નકણિકા ૦—૬
રમણી કે રાક્ષસી? ૨—૮
રજપુત વીરરસ કથા ૧—૦
મરૂભૂમિની મોહિની ૧—૪
રાજસ્થાનની વીર મણી ચંદા ૨—૦
રાસેલાસની કથા ભા. ૧–૨ ૨—૦
રાણુકદેવી (અવશ્ય વાંચો) ૧—૦
રાજરંગ ૩—૦
રાજનંદિની ૧—૪
રાજા દેવીદાસ–રમણીની રણભૂમિ ૨—૮
રાક્ષસોની રતિક્રીડા ૨—૮
રાણી વ્રજસુંદરી (ઐતિહાસિક) ૨—૪
રોનકમહાલની રાજખટપટ ૨–૮

મળવાનું ઠેકાણું:—

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ત્રણ દરવાજા—અમદાવાદ.

# રસમન્દિર.

લેખક:

સાકરલાલ મ. કાપડિયા.

૩૧, અનંતવાડી, મુંબઈ.

પ્રકાશક:

ગોવિંદરાવ મહાદેવ જાગુષ્ટે, અમદાવાદ.

સોલ એજંટ:

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ત્રણ દરવાજા, અમદાવાદ.



આવૃત્તિ ૧ લી. સં. ૧૯૭૭. પ્રત ૧૦૦૦

શ્રી ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસ—ખાડીયા—અમદાવાદમાં

જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું.

મૂલ્ય રૂ. ૩—૮—૦

ગૂર્જરાતી કૉપીરાઈટ-સંગ્રહ

## રા. મધુકર વિરચિત નવલકથાઓ:

૧ કમનસીબ લીલા ભાગ ૧ લો
૨ " " " ૨ જો } —આ નવલકથામાં પવિત્ર પ્રેમનું તાદૃશ્ય દર્શન કરાવવા ઉપરાંત લેખકે અનેક સામાજિક વિષયોની રસ ભરી ચર્ચા કરી છે. પ્રથમ ભાગમાં સુંદર ચાર ચિત્રો છે. સોનેરી નામ પાકું પૂઠું: કિમ્મત રૂ. ૨॥

૩ સૌન્દર્ય વિજય ભાગ ૧
૪ " " " ૨
૫ " " " ૩
૬ " " " ૪ } જગત્ વિખ્યાત આંગ્લ નવલકથાકાર મે. જ્યોર્જ વિલિયમ રેનોલ્ડસના રાઈ હાઉસ પ્લોટનું શબ્દશ: ભાષાંતર. તમે અનેક નવલકથાઓ વાંચી હશે; પણ રેનોલ્ડસની નવલકથાઓનો રસ ચાખ્યો નથી ત્યાં સુધી બધું વૃથા છે. મૂળ લેખકની અદ્ભુત વર્ણનશક્તિ રા. મધુકરે ગુજરાતીમાં સંતોષકારક રીતે આણી છે. લગભગ હજાર ઉપરાંત પાનાનું રસથી ઉભરાતું વાંચન. સુંદર બાંધણી, સોનેરી નામ સાથે કિમ્મત: ૧૦॥

૭ ગોરા ભાગ ૧ લો
૮ " " ૨ જો } ડૉ. ટાગોરના નામથી જગતમાં કોણ અજાણ્યુ છે? હિંદુ ધર્મનું સાચું રહસ્ય સમજાવતી તેમની ઉત્તમ કૃતિનું ગુજરાતી ભાષાંતર કિમ્મત ૧ લો ભાગ રૂ. ૩। ૨ જો ભાગ ૨॥.

૯ કલંકિત કાઉન્ટેસ—સુવિખ્યાત ફ્રેંચ નવલકથાકાર મો. એમીલ ગેબોરીઓની અદ્‌ભુત રસભરી ડિટેકટીવ વાર્તા—વાંચતા જ તમે ઘડીભર છક્ક થઈ જશો. રૂ. ૩.

૧૦ મધુર મિલન—(પ્રેમકથા) રૂ. ૨—૦—૦.

૧૧ આનંદઝરણાં—ડૉ. ટાગોરની એક સંપૂર્ણ વાર્તા. બીજી ચાર નાની વાર્તાઓ અને કાવ્યોનો લ્હાવો લેવો હોય તો અવશ્ય વાંચો. રૂ. ૨—૪—૦.

# બે બોલ.

"રસમન્દિર" એક કલ્પિત વારતા છે. મારી બહુ નાની વયમાં એ વારતા મેં લખેલી. તેમાં પ્રૌઢ વિચારો નથી પણ સામાન્ય વાચકવર્ગને તે રૂચે એવું તેનું વર્ણુ રસિક છે. મને એટલો તો વિશ્વાસ છે કે મારી અન્ય કૃતિઓની પેઠે આ વારતા વાંચતાં પણ વાંચનારને નિરાશા તો નહિજ મળે.

વારતામાં પ્રેમ છે—બદમાસોના કાવાદાવા છે—મોહાંધ યુવતીઓની પાપલીલા છે—સંકલના પણુ ભેદ ભરી છે—ડિટેક્ટીવ ખાતું પણુ અંદર આવી જાય છે. એટલે સામાન્ય આલમને વારતા રૂચીકર થઈ પડશે એવી મારી ખાત્રી છે. જેને પારસી ભાઇઓ "દીલ થથરાવનારી" અને "સેનસેશનલ" વારતા કહે છે તે વર્ગમા આ વારતા સ્થાન મેળવશે.

૩૧, અનંતવાડી,<br>મુંબઈ: નં. ૨.<br>તા. ૧૧—૪—૨૧.

સા. મ. કાપડિયા.

---

# અનુક્રમણિકા.

# રસમન્દિર.

**પ્રકરણ-૧ લું.** **અકસ્માત.**

સંધ્યાકાળ હતો. પ્રભાકર પશ્ચિમ દિશામાં ક્ષિતિજ પટપર ઉભો ઉભો પૃથ્વી તરફ જોઇ અદ્દભુત હાસ્ય કરી રહ્યો હતો ! પ્રાતઃસમયે શીહા અંધકારને દિવ્ય કારણોની પ્રકાશિત જ્યોતિથી ચીરી નાંખી, તિમિર અને પ્રકાશના તુમુલ યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરનાર ભાનુ કુદરતના અગમ્ય હેતુને આધિન થઇ હમણાં ક્ષિતિજમાં ડૂબી જવાની તૈયારી કરતો હતો. મધ્યાન્હ સમયે એનાં કિરણો પ્રચંડપણે તપ્યાં હતાં. હમણાં એ કિરણોમાં રમણિયતા આવી હતી. પ્રખરતાને સ્થાને સૂર્યદેવના વદન પર સૌમ્ય ભાવ આવ્યો હતો. અને તે અત્યાર ચડતી પછી પડતીના કુદરતના નિયમને માન આપી, અસ્તોદયને આધીન થવાની તૈયારી કરતો હતો.

થોડીવારમાં સૂર્ય અસ્તાચળમાં ચાલી ગયો. જો કે દિનકર અસ્ત થઇ ગયો છતાં તે પોતાની મનોહરતા સાથે લેતો ગયો ન્હોતો. સંધ્યા સમયે પશ્ચિમ દિશાના ક્ષિતિજપટપર જે મોહક લાલી આંખને ટાઢી કરે છે તે જાણે પ્રભાકરને આવકાર આપવા ઇંદ્ર દેવતાએ આકાશમાં સાથીઆ પુરાવ્યા હોયની એવો ભાસ આપતી હતી અને તેથી દિવાકર અસ્ત થવા છતાં સૃષ્ટિની રમ્યતા નાશ પામી નહોતીઃ પણ એ રમણિયતા વધુ વાર ટકી નહી. કે રાત્રી દેવીએ પોતાના બાહુમાં આખા જગતને લપેટવાની તૈયારી કરવા માંડી.

સાતેક વાગ્યાનો સમય થવા આવ્યો. રાત્રીદેવીનો અંધકારનો પરદો જગત્ પર ફરી વળ્યો. આકાશમાં ચન્દ્ર ન્હોતો. ન્હાના ન્હાના તારાઓ ઝમગતા હતા. પણ ચન્દ્રિકાની દિવ્ય રમ-

ણિયતા વ્યોમમાં આજે ન્હોતી. એટલામાં અચાનક વાદળ ઘેરાઇ આવ્યું અને તારાઓને ઢાંકી દીધા. વાયુના જોર સાથે વાદળાંઓ ધસડાઇ આવી ભેગાં થયાં અને પાંચ મીનીટ પહેલાનું સ્વચ્છ આકાશ ઘમઘોર વાદળાંઓની ઘટાથી ભયાનક લાગવા માંડયું ! વિદ્યુતના ચમકારા ચમકવા લાગ્યા. ગર્જનાઓના કડાકા કર્ણેન્દ્રિયને ફાડી નાખવા મંડયા. અચાનક ચઢી આવેલા વરસાદથી રાહદારીઓમાં સ્વભાવીક ગભરાટ ફેલાયો અને તેઓ ત્વરિત પગલે પોતાના સ્થાન તરફ જવાની તૈયારી કરવા લાગ્યાં.

રાજમાર્ગ પર ઘણી ગીરદી થઇ. ગાડીઓ પણ અસંખ્ય હોવાથી લોકોમાં વધુ ગભરાટ ફેલાયો—એટલામાં એક મોટર જેના ભુંગળાનો અવાજ તિક્ષણ હતો, તે બુમબરાડા પાડતી ત્યાંથી પૂર વેગે પસાર થઇ ગઇ. એક ગાડીનો નવો ઘોડો તેથી ચમક્યો અને મરતીએ ચઢયો. કોચમેને તેને કાબુમાં લેવા ઘણી કોશેષ કરી પણ વ્યર્થ ! એટલામાં કોચમેન ચાબુક પડી જવાથી તે લેવા કુદકો મારી નીચે ઉતર્યો પણ એટલામાં તે જાનવર વધુ ભડકયું અને કોચમેનને એક બાજુ પછાડી નિરંકુશ નાસવા લાગ્યું. રાહદારીઓના ગભરાટમાં ઔર વધારો થયો. તે ગાડીમાંથી "દોડો—દોડો—પકડો—પકડો "ની હૃદયદ્રાવક બુમો વાતાવરણમાં ગુંજી રહી !

ઉપલા મસ્તાન જાનવરને નિરંકુશ નાસતા જોઇ સર્વ કોઇ તો બાજુ ખસી ગયાં પણ એક યુવક જેનું વય ભાગ્યેજ વીસ વરસનું હશે, તે યાહોમ કરીને તે ઘોડાપર તુટી પડયો અને તેની લગામ પકડવા જીવતોડ મહેનત કરવા લાગ્યો. અશ્વ ઘણાજ વેગથી નાસતો હતો અને તેથી જો પેલો યુવક સહેજ પણ પાછળ પડત તો તેના શરીર પરથીજ ગાડી ફરી જાત; પણ તે વીર હતો ! પેલા અશ્વની સાથે તે પણ વિદ્યુતવેગે માર્ગ કાપતો હતો અને લગામ પકડવા કોશેષ કરતો હતો ! દીલના રૂંવેરૂવાં ઉભાં કરે એવા સંજોગ વચ્ચે તે યુવકને વિજય મળ્યો. તે લગામ હાથ કરવા શક્તિવાન થયો; પણ તે વીફરેલ જાનવરે તેને તેજ પળે એક લાત મારી જમીનપર પટકી

નાખ્યો. પુનઃ અશ્વ હ્હાસવા લાગ્યો. પેલો યુવાન જમીન પર પટકાતાં તેના માથામાંથી રક્તની ધારા વહેવા લાગી. ધર્મ કરતાં ધાડ નડી ! અશ્વ જોસભર હ્હાસતો હતોઃ પણ અંતે તેની મસ્તીનો અંત આવ્યો. લોકોના ટોળાંએ સાથે મળી તેને પકડયો. પોલીસ પણ દોડી આવી. પેલી ગાડીમાંથી એક વૃદ્ધ ગૃહસ્થ તથા એક મુગ્ધા કંઇક બેશુદ્ધ દશામાં નીચે ઉતર્યાં; સુભાગ્યે તેમને કંઇ પણ ઇજા થઇ નહોતી. જો કે તેઓ ગાડીમાં આમ તેમ અફળાયાં તો હતાં.

"બાપા ! પેલા વીર યુવાન ક્યાં છે ? એમને વાગ્યું હશે ! એમની સારવાર કરો—શોધી કાઢો—પિતાજી ! ઢીલ ન કરો—બીચારાની જલદી તપાસ કરો—" મુગ્ધાએ પોતાના પીતાને અરજ કરી અને તે ગૃહસ્થને પણ તે રૂચી. તેઓ પેલા યુવક નજીક ગયાં. તે લોહીથી તરબોળ બેભાન દશામાં પડયો હતો. તેના માથામાં જખમ થયો હતો તથા ગાડીનું ચાક પગ પરથી ફરી જવાથી પગને પણ ઇજા થઇ હતી.

વાદળાં વિખરાઇ ગયાં હતાં; અને આકાશ પાછું સ્વચ્છ બન્યું હતું. પેલો ગૃહસ્થ પેલા યુવકને પોતાની ગાડીમાં સંભાળથી સુવાડી કોઇ હોસ્પીટલમાં મોકલવાની તજવીજ કરવા લાગ્યો.

"બાપા ! એમની સારવાર કરો—દવા કરો—એ બીચારાની આવી દુ:ખી હાલત આપણે લીધેજ થઇ છે—" મુગ્ધા ડચકાં ખાઇ બોલી.

"બહેન ! ધીરજ ધર—હું એમને હોસ્પીટલમાં મોકલવાની તજવીજ કરૂં છું—"

"શું હોસ્પીટલમાં ?"

"હા—"

"નહિ—નહિ—પિતાજી ! એમને આપણે ત્યાંજ લઇ લો—ત્યાં આપણે એમની સારવાર કરીશું. શું આપણી એ ફરજ નથી ?"

"જેવી તારી મરજી. મને તેમાં કાંઈ વાંધો નથી. હું ધારતો તો કે, ઘર કરતાં હોસ્પીટલમાં સારી સારવાર થશે."

"નહિ—આપણા ડૉક્ટરની "ટ્રીટમેંટ" વધુ લાભકારી થઇ પડશે." પેલી બાળાએ અભિપ્રાય આપ્યો. તે દયાની મૂર્તિમંત પૂતળી હતી! પેલા યુવક તરફ જોઇ તેનું કોમળ હૃદય ચીરાઇ જતું હતું અને આંખોમાં પાણી ભરાઇ આવતાં હતાં.

"ઓ પ્રભુ! તું પણ કેવો નિર્દય કે આ વીર પુરૂષનેજ અકસ્માતના ભોગ કર્યા—અફસોસ!—" તે અશ્રુપૂર્ણ નયને મનમાં બબડી.

પેલા યુવકને ગાડીમાં સુવાડી તેઓ તેને ઘણીજ સંભાળથી એક રમણીય બંગલામાં લઇ ગયાં અને ત્યાં તેને એક સુંદર પલંગ પર સુવાડયો. તુરતજ ડૉકટરને બોલાવવામાં આવ્યો. ડૉકટરે જખમ પર પાટો બાંધી યુવાનના પગની હાડકી ખસેલી હોવાથી હાડવૈદ્યને બોલાવવાની સલાહ આપી. હાડવૈદ્ય પણ આવી પહોંચ્યો અને તેણે પોતાની નીપુણતાથી ખસેલી હાડકી ઠેકાણે બેસાડી તે પર મલમ પટો કર્યો.

"પિતાજી! જો આપની રજા હોય તો હું એમની સારવાર કરૂં?" મુગ્ધાએ કહ્યું.

"બહેન! તારી આવી માયાળુ વૃત્તિ જોઇ હું ઘણોજ પ્રસન્ન છું. તારી ઇચ્છા હોય તો ભલે, તું એમની સારવાર કર—એમનો આપણા પર પરમ ઉપકાર થયો છે."

"હા—પિતાજી! એમણે આપણને જીવતદાન દીધું છે! એમનો આભાર તો મરણ પર્યંત નહિ વીસરૂં!" બાલા કંઇક આનન્દ પામી.

તે પેલા યુવાનની સારવારમાં રોકાઇ. થોડીવાર પછી તેણે આંખો ઉઘાડી. તેણે પોતાને એક મનોહર સુંદરીની સારવાર હેઠળ, કોચપર પડેલો જોયો. એક પળ તો તેણે આ સર્વ સ્વપ્ન છે કે સત્ય તે જાણવા પોતાની આંગળી કરડી.

"મને અહીં કોણ લાવ્યું?...આપ કોણ?......"

" ભાઈ! સંકોચ પામશો નહિ. આપને અમારે માટે સંકટ વેઠવું પડયું છે. આપે અમને મોતના ડાચામાંથી બચાવ્યાં છે અને તેમ કરતાં આપની આ સ્થીતિ થઇ છે. ઓછું આણુશો નહિ. અમે સર્વ તમારાંજ છીએ" મુગ્ધાએ શરમાતાં શરમાતાં જવાબ આપ્યો.

" શું અકસ્માત થયો હતો ? "

" હા,અને અમને બચાવતાં કમનસીબે તમે સપડાયા. અફ્સોસ !"

" મેં મારી ફરજ બજાવી છે ! "

" તમે હવે શાંત થાવ. કૃપા કરી આરામ લો, નહિ તો પ્રકૃતિપર માઠી અસર થશે. "

યુવાન મુગો રહ્યો, આંખો મીંચી લીધી. મુગ્ધા તેના મુખ તરફ એકીટસે જોઇ રહી. ઘડીમાં ખમચાતી તો ઘડીમાં નિર્ભયતાથી તેના મુખચંદ્રને તે ટીકી રહેતી.

" અહા! શું એમનું શૌર્ય ? ધન્ય છે એમની જનેતાને! વર્ષાદની મુશળધાર વૃષ્ટિમાં એક નાસતા ઘોડાને પકડવાનું કાંઇ ખાવાના ખેલ છે ? " બાલા બબડી, કંઇક મલકાઇ અને પુનઃ પેલા નિદ્રસ્થ યુવાનને જોઇ રહી

---

## પ્રકરણ ૨જું. રસિકલાલ.

તે એક શાંત ઓરડો હતો.

પેલો યુવાન રસિકલાલ અર્ધનિદ્રિત દશામાં પલંગ પર પડયો હતો. તેના પલંગની બાજુમાં ઉભેલી બાલા–સરલાનું કોમલ હૃદય તેને થતી તીવ્ર વેદનાથી ચીરાઇ જતું હતું!

" ઓ પ્રભુ! તારો ન્યાય પણુ અજબ છે!—" તે બબડી.

" આવા વીર નરને તેં જખમી કર્યો–દુઃખી કર્યો–ધર્મ કરતાં ધાડનો ભોગ કીધો! તારી ગતી ગહનજ છે! મારી અલ્પ બુદ્ધિ તે

સમજી શકતી નથી!......હશે! આ અકસ્માત અને તેના ભોગમાં પણ કંઇ ભેદ હશે!......ત્યારે શું આ યુવકને બરાબર ફળ મળ્યું છે એમ ગણવું? નહિ—નહિ—એઓ પવિત્ર છે તેની સાક્ષી એમનું આ નિષ્કલંક મુખ પુરે છે!...... ખરેખર, એવા પરમાર્થી નરને દુઃખી કરવામાં પરમાત્માએ અન્યાયજ કર્યો છે!......હશે; પણ ઓ દયાળુ પિતા! હવે દયા કર! એમની વેદનામાં ઘટાડો કર! એમને કેવું સંકટ થતું હશે? એમના હૃદયમાં કેવો તીવ્ર આઘાત થતો હશે? એમનું અંતઃકરણ દુઃખના ભડકાથી કેવું સળગતું હશે?"

તે વધુ લવે તે પહેલાં ચમકી. રસિકલાલે તેને ચમકાવી.

"ઓ! ઓ! મારૂં મગજ જાણે ફરે છે! આંખે અંધારા આવે છે!......ઓ! ......મને તમ્મર આવે છે!......હાય!—" રસિકલાલ દુઃખથી વ્યાકુળ બની બબડયો.

"હાય! ઓ ઇશ! મને બચાવ—બચાવ—ઓ! મારા અંગમાં દાહ થાય છે—ચામડી જાણે બળે છે......ઓ દયા! દયા! પ્રભુ! હું તારી પાસે કરજોડી દયાની યાચના કરૂં છું! ઓ! ઓ! મને આ દુઃખના દાવાનળમાં કોણે ફસાવ્યો? કોણે સપડાવ્યો? મારી આવી દયાજનક સ્થિતી કોણે કરી? ...... હાય! મારૂં હૃદય દુઃખી થાય છે—જાણે તે ચીરા......" તેનાથી વધુ બોલી શકાયું નહિ. તેના ચક્ષુમાંથી અશ્રુની ધારા વહવા લાગી. જખમની તીવ્રવેદના તેના શરીરને પ્રજાળી નાખતી હતી.

તેની આવી દયાજનક સ્થિતિ જોઇ સરલાનું હૈયું ભરાઇ આવ્યું. તેના ચક્ષુમાંથી અશ્રુબિંદુ ગળી પડયાં: છતાં પણ પોતાની લાગણીને દાબી દઇ તે યુવાનને દિલાસો દેવા લાગી.

"રસિકલાલ! ધીરજ ધરો. દુઃખના સમયે ધૈર્ય ધરી પરમાત્માનું ભજન કરો. પરમાત્મા તમને જલદી આરામ કરશે! તમે સમજુ છો. આવી રીતે વિલાપ કરી દુઃખમાં વધારો ન કરો."

કોમલ વીણારવને પણ શરમાવે એવો મૃદુસ્વર સાંભળી તે

એક પલ ચકિત થયો. તેને સ્વર્ગીય અપસરાના મધુર સંગિતનો કંઇક ભાસ થયો ! પણ તેનો એ અલ્પ આનંદ જખમની તીવ્ર વેદનાથી ઉડી ગયો.

" ઓ ! ઓ ! પ્રભુ ! મને માફ કર ! દયા કર !" તે પુનઃ વેદનાથી પીડાઇ બબડયો. સરલા તેને વ્હાલથી પંખો લાગવા લાગી.

શિતળ વાયુના પ્રભાવથી કંઇક આરામ થયો. તેના નયન અર્ધાં વિંચાયાં પણ એટલામાં તૃષાતુર થવાથી તે બોલ્યો.

સરલાદેવી ! કૃપા કરી જરા પાણી........."

સરલાએ તરતજ પાણી પાયું. તે કાંઇક શાંત થયો, હવે સરલાએ તેના મસ્તક પરના જખમનો પાટો પોતાના કોમળ હસ્તે છોડી, ઘણીજ સંભાળથી ઘાને સાફ કરી, તે ઉપર નવી પટી લગાવી પુનઃ પાટો બાંધ્યો. તે સુકુમાર બાલાએ આ કામ એટલી તો સંભાળથી કર્યું કે તેથી રસિકલાલને સહેજ પણ દુઃખ થયું નહિ પટીથી તેને વધુ આરામ થયો. તે સરલા તરફ ઉપકારભરી આંખોએ જોઇ બોલ્યો.

" તમે મારી શામાટે ખડે પગે સારવાર કરો છો ? મારે માટે શામાટે દુઃખી થાવ છો ? હવે તમે આરામ લો—નહિ તો તમે શ્રમથી થાકી જશો. પરમાત્મા મારૂં દરદ દૂર કરશે. જાવ. તમે સુઇ જાવ. ગઇ રાતે તમે ઉંઘ્યાં પણ નથી; તેથી અત્યારે જરા આરામ લો. "

" તમારી વાણી ફળો અને તમે જલદી સાજા થાવ રસિકલાલ ! તમારે મારી ચિન્તા કરવી નહિ. મને તમારી સેવાથી શ્રમ ચઢતો નથી પણ ઉલટી હું પ્રફુલ્લ થાઉં છું. વળી તમે તમારી જીંદગીના જોખમે અમારો પ્રાણ બચાવી અમને જીવતદાન દીધું છે અને તેથી તન, મન, અને ધનથી બને એટલી તમારી સેવા કરવાની અમારી પવિત્ર ફરજ છે—તમે અમને નવી જીંદગી બક્ષી છે—ઉપ-

કાર એવો મહાન છે કે તેનો બદલો કશાથી પણ વળે તેમ નથી." સરલા કૃતજ્ઞ હૃદયે બોલી.

રસિકલાલ થોડીકવાર મૌન રહ્યો; પણ એટલામાં કંઇ યાદ આવ્યું હોય તેમ પુછવા લાગ્યો.

" સરલા ! મારી કોઇ ખબર કાઢવા આવ્યું હતું કે ?

" ના–અહીં કોઇ આવ્યું નથી "

આ વાકય સાંભળતાંજ તેનું અંતઃકરણ ચીરાઇ ગયું–તેના હૃદયમાં તીવ્ર આઘાત થયો. તેની આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં. તે કરૂણ સ્વરે બોલ્યો.

" અફસોસ ! નિરાધારની કોણ દરકાર કરે ? મારા જેવા એક રખડતા નોધારા માણસને માટે કોને પરવાહ હોય ? જેના માતાપિતા નથી તેને માટે કોને લાગે ? જે ગરિમાઇના મારથી અધ-મુઓ બન્યો હોય તેની કોને લાગણી થાય ? તેની કોણ દાઝ ધરે ? "

" રસિકલાલ ! તમે સુજ્ઞ છો, સુશીલ છો. તમને આવું ન ઘટે ! તમે શામાટે દુઃખી થાવ છો ? તમે કયાં રસ્તામાં પડયો છો ? તમારી સારવારમાં હું એક પગે ખડી છું–આ બંગલાના એકએક નોકરચાકરો, તમારી આજ્ઞા ઉઠાવવા તૈયાર છે. આ સર્વ તમારૂંજ છે. શામાટે ઓછું આણી દુઃખી થાવ છો ? અમીરી અને ફકીરી એક પછી એક ક્રમ પ્રમાણે પોતાનો દોર ચલાવ્યા કરે છે તેમાં શોક શું ? તમે આજે ગરીબ હશો તો કાલે તવંગર બનશો. નાહક ગાંડાઘેલા વિચારોને હૃદયમાં સ્થાન આપો નહિ. શાંત થાવ. નહિ તો તબિયતપર માઠી અસર થશે." સરલા અત્યંત લાગણીભર્યા સ્વરે બોલી.

સરલા ! દેવી ! શું ધીરજ ધરૂં ? કયાંથી શાંતિ પકડું ? કયાંથી લાવું ?......શાંતિ અને ધીરજ મને છોડી ગઇ છે. મારી સાથે રીસાઇ ગઇ છે, તો કહો–હું તેમને કયાંથી શોધી લાવું ! કયાં ઢુંઢવા જાઉં ?" તેણે લવારો કર્યો. તેની દરદી હાલતમાં તેની કોઇ ખબર

કાઢવા આવ્યું નહિ તેથી તે પોતાની દશાને ધીક્કારવા તથા શાપ દેવા લાગ્યો. તે દુઃખપૂર્ણ હૃદયે પુનઃ બબડવા લાગ્યો.

" દશા ! દશા ! તારી ગતી ગહન્ છે ! તારો માર સહન કરવા કોઇકજ સમર્થ હશે ! નસીબ ! તારા અજબ નખરાથી કોઇકજ તારી મોહજાળમાં ફસાયા વિના બચી ગયું હશે ! નિર્દય વિધાતા ! જો તું મારી જીંદગી આવી કંગાળ દશામાંજ પુરી કરવાનો હોય, જો મારી હંમેશાં આજ સ્થિતિ રહેવાની હોય, જો હું હંમેશાં રીબીરીબીનેજ મરણ પામવાનો હોઉં તો બહેતર હતું કે હું આ દુનીઆમાં જનમ્યોજ ન હોત ! સરલા ! આ જગતની સપાટીપર મ્હારૂં કોઇજ નથી. તમેજ ફક્ત—તમેજ મ્હારા મિત્ર છો તમે એકલાંજ મારા તરફ દયાળુ દૃષ્ટિએ જુઓ છો, તમેજ મારા આધાર છો, તમે મ્હારાં દેવી છો, સરલા !—" તે થોડીક પળ હાંફી જવાથી અટક્યો પણ પાંચ મીનીટમાં તો તેનું ભાષણ પુનઃ શરૂ થયું.

" સરલા ! ખરેખર, તમારા સિવાય આ જગતમાં કોઇના પણ દીલમાં દયા નથી. ગરીબો મરે છે કે જીવે છે, દુઃખી છે કે સુખી છે, ચમન કરે છે કે રીબે છે, તેની બીજાને શો પરવા ? મિષ્ટાન્ન પદાર્થ આરોગનારને ખારા પદાર્થની શી માહીતી ? તેમ શ્રીમંતાઇના સુખી છાંયડામાં વસનારને ગરીબીના ગ્રીષ્મકાળની ઉષ્ણતાની શી ખબર ? અને તેનો અનુભવ તેઓ લે પણ શા માટે ? અમીરીના વૈભવો ત્યજી ફકીરી શા માટે ધરે ?...નજ ધરે...ગરીબાઇ ! ગરીબાઇ ! તું તો મારા જેવા ભાગ્યહીનો માટેજ સરજાયલી છે અને તું મારા જેવા રંકોની યુવાન આશા ભરી જીંદગીને કચડી નાખનાર ભયંકર રાક્ષસ છે ! "

જખમની તીવ્ર વેદનાથી તે ચક્રભ્રમ બન્યો હતો, અને તેવા દુઃખી સમયમાં તેને પોતાની રંક દશા યાદ આવતાં, તેના દુઃખપર ડામ દેવાયો હતો ! તે એવા જુસ્સાથી બોલતો—બકતો કે સરલા ગભરાઇ ગઇ. તેણે તેને શાંત કરવા અનેક યત્નો કર્યા પણ વ્યર્થ !

તેનું સળગતું હૃદય કેમે કરી શાંતિ પામ્યું નહિં. તે પુનઃ બબડવા લાગ્યો.

" ઓ વિભુ ! શું તું મને આમ રીબાવી રીબાવી મારો અંત લાવવા માગે છે ? શું તને મારી વિનંતિની કાંઇપણ અસર થતી નથી ? શું તારૂં પાષાણુ સમ કઠણ હૃદય મારા અસહ્ય દુઃખની વેદના—મારા જીગરમાંથી નીકળતી ઉંડી હાય, તથા મારી આંખોમાંથી ખરતાં આંસુઓથી ભીંજાતું નથી ? પલળતું નથી ? પીગળતું નથી ? ખચીત ! નથીજ પીગળતું, તને મારી દયા નથીજ આવતી—નહિ તો મને ક્યારનોએ આરામ થઇ ગયો હોત ! તું મને રીબાવી રીબાવીનેજ મારી જીંદગીનો અંત લાવવા માગે છે. પણ નહિ... એટલો બધો ક્રૂર ન થા—મને ન રીબાવ—ન સતાવ—જો તારે મને મારીજ નાખવો હોય તો એકદમ યમદુતોને મારી પાસે મોકલ હું વિના સંકોચે તેમને સ્વાધીન થઇશ. મોતને હું વ્હાલથી આલિંગીશઃ કારણકે જિંદગીની છેલ્લી ઘડી મોતજ છે. તને લોકો દયાસાગર, કૃપાસાગર, આદિ નામોથી સંબોધે છે, તે શું સત્ય છે ? શું તું દયાળુ છે ? નહિ—તું દયાસાગર શાનો ? કૃપાળુ શાનો ?... તું કૃપાળુ નહિ પણ જુલમગાર છે ! તારૂં હૃદય કોમળ નહિ પણ પત્થર જેવું કઠણ છે ! ઓ વિભુ ! જો તું ખરેખર દયાળુ હોય તો જો—જો આ તારા રંક દાસ તરફ અમીદ્રષ્ટિથી જો...જો ! જો ! મારૂં હૃદય કેવું દુઃખી જણાય છે ? તું એને ચીરીને જો—દુઃખના તીવ્ર ભાલાના ભોંકાવાથી તે કેવું છિન્ન વિછિન્ન થયું છે. દયા ! ઓ પ્રભુ દયા ! મને આરામ આપ—મ્હારાથી હવે આ વેદના નથી સહન થતી—"

આ શબ્દો તે એટલા તો કરૂણ સ્વરે બોલ્યો કે તેથી સરલાનું કુસુમ કરતાં પણ કોમળ હૃદય ચીરાઇ ગયું. તેની આંખોમાં પાણી આવ્યાં. સરલાને રડતી જોઇ રસિક બોલ્યો.

" સરલાદેવી ! તમે મને દુઃખી જોઇ શા માટે દુઃખી થાવ

છો ? શામાટે પીડા પામો છો ?...અહા ! તમે કેવા દયાળુ છો ?... તમે પરમાત્મા કરતાં પણ વધુ દયાળુ છો...કિરતારનું હૃદય તો પાષાણ સમ કઠીન છે. જુઓ–જુઓ–એ તો ઉપરથી મારૂં આ દુઃખ જોઇ હસે છે. ને તમે રડો છો. એ ઉપરથી દયાળુ પરમાત્મા ઉપર બેઠો છે એ નહિ પણ તમે હોવાં જોઇએ કારણ કે લોકો જેને કૃપાસાગર કહે છે તેનામાં દયાનો એક છાંટો પણ નથી. દયાની સાક્ષાત પ્રતીમા તો તમેજ છો..." સરલા હવે સંપૂર્ણ ગભરાઇ ગઇ. તેણે એક નોકરને હાંક મારીને ડૅાકટરને તેડવા મોકલ્યો. થોડીજ વારમાં ડૅાકટર ત્યાં આવી પહોંચ્યો. તેણે દરદીની તબીયત લક્ષ્ય-પૂર્વક તપાસી, તેના શરીરમાં જખમને લીધે તાવનો સંચાર થયો હતો. અને તાવની ઝુમમાંજ તે બકતો હતો એવો અભિપ્રાય આપ્યો.

" ડૅાકટર સાહેબ ! કૃપા કરી એમને શાંતિ મળે એવા ઉપચારો કરો. હું તમારો ઉપકાર નહિ ભૂલું—" સરલાએ ડૅાકટરને વિનીત સ્વરે અરજ કરી.

" બહેન ! ઇલાજ કરવો મારા હાથમાં છે, યશ આપવો તે કિરતારના હાથ છે. હું આ દવા આપું છું–એક ડોઝ અત્યારે આપો અને પછી બબ્બે કલાકને અંતરે આપજો એથી આરામ થઇ જશે. સાંજે ખબર મોકલજો " કહી ડૅાકટર ત્યાંથી ચાલી ગયો.

સરલાએ દવાનો એક ભાગ પાયો તેથી રસિકલાલ કાંઇ શાંત થયો નહિ. તેને અત્યારે પોતાની ગરિબાઇ સાલી આવી હતી. ગરીબી તેના જીગરમાં કારી ઘા કરતી હતી. તે એક નાદાન બાળક પેઠે છુટા મોંએ રોતો હતો. તેની સ્થીતી ખરેજ દયાપાત્ર હતી.

" સરલા બહેન ! એક શેઠ રસિકલાલ ભાઇને મળવા માગે છે–" એમ કહી નોકરે સરલાના હાથમાં એક "વીઝીટીંગ કાર્ડ" મૂકયો.

" Bhogilal S. Jhaveri–અહો ! એઓ અહીં કયાંથી ? જા એમને જલદી મોકલ—"

"કોણુ મી૦ ઝવેરી ?" રસિકલાલ વિદ્યુતની અસર થઇ હોય તેમ હર્ષઘેલો થઇ બરાડયો.

"હા—એઓ અમારા દુરના સગા થાય છે—હું એમને કાકા કહું છું. તમે એમને ઓળખો છો ?"

"હા—હા બોલાવો—બોલાવો—એજ મારા પાલક પિતા ! મારા આધાર ! મને પાળી પોષી વિદ્યાભ્યાસ કરાવનાર ! હજી આ જગતમાં દયા છે ! એ દયાની મુર્તિમાંથી દયા જાય ? નહિ—સુરજ પશ્ચીમ ઉગટે તો પણ એમ બને નહી. જો ભોગીલાલ ઝવેરીના દીલ ઘાટ પરનો દયાનો ઝરો વહેતો બંધ થાય તો પૃથ્વીનો પ્રલયજ થાય !" રસિક અત્યંત આનન્દ પામી પોતાની વેદના પણ ઘડીભર ભૂલી ગયો.

તેજ પળે એક ૬૦—૬૫ વર્ષની વયનો વૃદ્ધ ગૃહસ્થ તે ઓરડામાં દાખલ થયો. સરલાએ તેને યોગ્ય આવકાર આપ્યો. તે ભલો સદ્‌ગૃહસ્થ વ્હાલથી રસિકલાલ પાસે ગયો,

"પિતાજી ! તમે આવ્યા ખરા !" રસિકલાલે કહ્યું.

"શાંત થા ! ભાઇ ! વધુ શ્રમ પહોંચવાથી તારી પ્રકૃતિ પર માઠી અસર થશે. મને ગઈ કાલે તું ટાઇમસર ઘેર ન આવ્યો તેથી જરા પણ ચેન પડયું નહિ. આખી રાત મને તારાજ વિચારો આવ્યા—રાત્રે સ્વપ્નામાં પણ તુંજ જણાયો. પણ સવારે પેપરમાં અકસ્માતની ખબર વાંચવાથી મારા જીવમાં જીવ આવ્યો. સર્વ પેપરવાળાઓએ તારાં શૌર્યના યશોગાન ગાર્યા છે અને હું પણ તારી એ પારમાર્થીક બુદ્ધિ માટે તને ધન્યવાદ આપું છું. વર્તમાનપત્ર દ્વારા ખબર મળતાંજ હું તુરત અહીં દોડી આવ્યો...જો તારી ઇચ્છા હોય તો હું તને આપણે ત્યાં લઇ જાઉં ?" છેલ્લું વાકય સાંભળી સરલા નિરાશ થઇ—અને અંતે રડી પડી. ભોગીલાલ તરફ જોઇ તે બોલી.

"નહિ—નહિ, કાકા ! હું એમને અહીંથી નહી લઇ જવા દઉં ! એમણે અમારો પ્રાણ બચાવ્યો છે. અમને જીવતદાન દીધું છે ! અમારે લીધે એમની આ હાલત થઇ છે; તો કૃપા કરી એમની સારવાર કરી મને કૃતાર્થ થવા દો."

"બહેન! તારી ઇચ્છા એમ છે તો મારી ક્યાં ના છે? ભલે એમ થશે...વારૂ, પણ તારા પિતાજી ક્યાં છે?...

"પિતાજી! આજે પ્રાતઃકાળમાંજ બહાર સીધાવ્યા છે."

"પાછા ક્યારે ફરનાર છે?"

"તેની મને કંઈ ખબર નથી, કાકા—"

લગભગ અડધો પોણો કલાક રોકાઇ, રસિકલાલના અશાન્ત મનને શાંતિ આપી, તે દયાળુ ગૃહસ્થ સાંજે પુનઃ આવવાનું કહી પોતાના ગૃહ તરફ વિદાય થયો.

રસિકલાલ નિદ્રાવશ થઈ ગયો.

---

## પ્રકરણ ૩ જું. આકર્ષણ.

ગત પ્રકરણમાં દર્શાવ્યા પ્રમાણે ભોગીલાલના અપમાન પછી રસિકલાલ શાંત થયો; અને તે શાંતિમાં હરેક પળે વૃદ્ધી થવા લાગી. મુશ્કેલીના મારથી અધમુઆ બનેલા આ દુનીઆમાં કંગાલ જીંદગી પસાર કરનારા નિરાધાર ગરીબો તરફ પણ ભોગીલાલ જેવો એક લક્ષાધીપતી અત્યંત માયા ધરાવે છે તેનો પ્રત્યક્ષ પુરાવો ભોગીલાલની દયાથી રસિકલાલને મળ્યો. તે તેને પિતા કરતાં પણ અધીક પ્યારથી ચાહતો; અને ભોગીલાલ પણ રસિકલાલને પુત્ર પેઠેજ ગણતા. તે ભલો અને પરોપકારી સદગૃહસ્થ પોતાના વચન પ્રમાણે રસિકલાલને જોવા સાંજે પણ પોતાની પુત્રીને લઇને આવ્યો અને ત્યારબાદ દર-રોજ તેઓ રસિકલાલની મુલાકાતે આવતાં અને તેથી તે બીચારાના હૃદયમાં શાન્તિ રેડાતી.

ડાકટરની અત્યત કાળજી, ચાંપતા ઉપાયો અને સરલા જેવી "નર્સ" ની અમુલ્ય સારવારથી રસિકલાલ દિનપ્રતીદીન સાજો થતો ગયો. તેના જખમો રૂઝાતા ગયાં. વેદનામાં બેહદ ઘટાડો થયો. તેનો

પગ તો લગભગ સંપૂર્ણ સાજો થઇ ગયો. તે લાકડીના ટેકાથી થોડીક ફરહર હવે કરી શકતો.

સરલા પોતાના પ્રાણ રક્ષકની દાસીજ બની રહી છે. તે પોતાના બહુમૂલા દરદીનો પડતો બોલ ઉંચકી લે છે—પાણી માગતાં દૂધ હાજર કરે છે. તે સ્વર્ગીય અપસરા રસિકલાલની સેવામાં અનુપમ આનન્દ માને છે. પોતાનો પ્રાણ બચાવનાર માટે તે મગરૂર બની વારંવાર મનમાં બબડતીઃ "એવા વીર નરની હું જન્મ સુધી દાસી બની રહું તો કેવી ભાગ્યશાળી ?"

રસિકલાલ બીછાનામાં જાગતો પડયો હતો. તેની પાસે તેની ચંદ્રવદની નર્સ પણ બેઠી હતી.

"સરલા......"

"આજ્ઞા !"

"તમે મને શરમાવો નહિ, દેવી !"

"શું મારા બોલવાથી તમને માઠું લાગ્યું ? તેમ હોય તો—"

"નહિ—નહિ તમે મને કૃપા કરી પુરતો સાંભળી લો."

"વારૂ. શી આજ્ઞા છે ?"

"કંઇ નહિ—તમે હદ બ્હારના વિવેકથી મને શરમાવો ન દો."

"વારૂ. નહિ બોલું. કહો શું કહેવા માગો છો ?"

"કંઇ નહિ."

"ના ના. એમ ફરી ના જાવ—કહો, મારા સમ."

"નજીવી વાતને મોટું રૂપ ના આપો. હું એમ કહેતો હતો કે તમે આરામ લો. મારી સારવારમાં તમે હદ બ્હારની મહેનત કરો છો."

"ના ના તમે વાત ઉડાવો છો, રસિકલાલ !"

"નહિ—હું એજ કહેતો હતો. મને પુરૂં બોલવા પણ ન દેતાં તમે મને હદ બહારના વિનયથી શરમાવી નાખ્યો હતો અને તેથી જે વિનોદ થયો તેથી કદાપી તમને વહેમ ઉત્પન્ન થયો હશે પણ હું સત્યજ કહું છું."

"મને આપના પર સંપૂર્ણ વિશ્વાસ છે."

"પણ હવે કૃપા કરી તમે આરામ લો. હું લગભગ તદ્દન સાજો થયો છું." રસિકલાલે કહ્યું.

"ઇશ્વરે મને ફતેહ આપી ખરી!" સરલાએ મોહક સ્મિત કર્યું.

"તમે મને તો નવ જીવન બક્ષ્યું છે; છતાં મને કોઇ કોઇવાર લાગે છે, સરલાદેવી! કે હું આ બિછાનામાં હમ્મેશાં તમારી મીઠી સારવારમાંજ પડી રહું!... પણ જાઓ, હવે આરામ લો. જુઓ, શ્રમથી તમારૂં વદન કેવું કરમાઈ ગયું છે?"

"જાવ. એવું એવું શું બોલો છો?" સરલા શરમાઇ.

"મારા સમ! તમારે હવે આરામ લેવોજ જોઇએ."

"તમારી આજ્ઞાને લાચારીએ આધીન થવું પડે છે. સોગન ખાઇ તમે મને તેમ કરવાની ફરજ પાડી છે. મને તો તમારા સેવામાં આનન્દ મળે છે." મુગ્ધા ત્યાંથી પોતાના ઓરડામાં ચાલી ગઈ.

રસિકલાલની સ્થિતિમાં દિન પ્રતિદિન વિદ્યુત વેગે સુધારો થતો ગયો. હવે સરલા જે તેની માંદગીના સમયે તેના બીછાનાથી જરા પણ દુર ખસતી નહિ તેજ તેની પાસે જતાં કંઇક સંકોચવા લાગી. સરલા તેની પાસે પહેલાં દોડતી દોડતી જતી તેજ સરલાનાં પગલાં હવે તેની પાસે જતાં ધીમા પડવા લાગ્યાં, રસિકલાલ સાથે વાતચીત કરતાં હવે તેની જીભ અચકાવા લાગી.

સમય પોતાનું કામ વીજળીક વેગે કર્યે જાય છે. પાણીના પ્રવાહ પેરે એક માસ પસાર થઇ ગયો. રસિકલાલ લગભગ તદ્દન સાજો થયો અને હવે તેણે ભોગીલાલને ત્યાં જવાની ઇચ્છા દર્શાવી. તેની ઇચ્છા અમલમાં મૂકાઇ તેને વિદાય થતો જોઇ સુલોચનાનું હૃદય સહેજ દુઃખી થયું; પણ તે તેનું દીલજ સમજી શકયું. વિદાયગીરીનો દિવસ નક્કી થયો. તે દિવસે શ્રીકાંતે ભોગીલાલને સહકુટુંબ ભોજન લેવા માટે આમંત્રણ કર્યું. મિષ્ટાન્નથી સર્વને રીઝવી શ્રીકાંતે રસિકલાલનો આભાર માન્યો. રસિકલાલ જવા તૈયાર થયો.

"માફ કરજો, સરલાદેવી! તમે મારે માટે અનહદ મહેનત કરી છે." રસિકલાલે સરલા તરફ જોઈ હસીને કહ્યું.

સરલા આ વાક્યથી મુઝવણમાં પડી–કંઇક શરમાઇ–શું પ્રત્યુત્તર આપવો તે સુઝયું નહિ! તેના દીલમાં કંપ થયો; પણ પોતાની સ્થિતિ તે છૂપાવી શકી.

"રસિકલાલ! એમ ન બોલો. તમે અમારો પ્રાણ બચાવ્યો એ તમારો ઉપકાર એવો મોટો છે કે જેનો બદલો અમે તમારા જીંદગીભર દાસ બની રહીએ તો પણ વળે નહીં." સરલા લજ્જાયુક્ત મન્દ સ્વરે બોલી સર્વેને મળી રસિકલાલ છુટો પડયો. સરલાએ તેને પોતાને ત્યાં દરરોજ આવવાની સોગંદપુર્વક વિનંતી કરી અને તેણે તે સ્વીકારી.

ધમ ધમ કરતી ગાડી "કુમુદવીલા" માં આવી પહોંચી. અને રસીકલાલ, ભોગીલાલ તથા તેની પુત્રી મણી અને પુત્રવધુ કુમુદ ગાડીમાંથી ઉતર્યાં. "વીલા" માં જતાં સર્વેએ રસિકલાલને અભિનન્દન આપ્યું અને તેની હીમતના વખાણ કર્યા. ભોગીલાલ કંઇ કામ હોવાથી બ્હાર ગયા. પતિવિરહથી ઝુરતી કુમુદ પોતાના રૂમમાં ગઇ અને સ્વામીના નામનો જાપ જપવા લાગી. રસિકલાલ અને મણી દીવાનખાનામાં વાતે વળગ્યાં.

"રસિકલાલ! એ ઘોડાને પકડવા જતાં તમારો જીવ કેમ ચાલ્યો? મારા જેવી તો બીજ મરે!" મણી બોલી.

"મણી બહેન! તમારૂં એ કામજ નથી. સુન્દરીસંઘને પ્રભુએ જગતમાં રસબાગને સીંચવા જન્માવ્યો છે અને પુરૂષોને માથે આવાં ગંભીર કર્ત્તવ્યો નાખ્યાં છે...વારૂ, પણ તમારો અભ્યાસ કેમ ચાલે છે? મારી સીકનેસથી તેમાં કંઇ ખલલ પુગી હશે–" રસિકલાલે વાત ફેરવી.

"નહિ રસિકલાલ! મેં તે ચાલુજ રાખ્યો છે."

"થેંક્સ! તમને અભ્યાસમાં આટલા ઉત્સાહી થયેલાં જોઇ હું આનંદ પામું છું–"

મણીના ઓષ્ઠ પર કામણગારૂં હાસ્ય ફરકયું!

---

પ્રકરણ ૪ થું. મુગ્ધા.

સરલાને આપેલાં વચન પ્રમાણે રસિકલાલ તેને દરરોજ મળવા જતો. બન્ને કંઇ કંઇ નવી નવી વાતો કરતાં અને મલકાતાં.

પ્રાતઃકાળ હતો. દિનકર પોતાના મોહક કિરણોથી જગતપર ઉત્સાહ રેડી રહ્યો હતો. કમળોમાં કેદ પુરાયલા મધુકરો છૂટા થયા હતા અને નવા નવા પુષ્પોનો રસ ચૂસવામાં મસ્ત બની ગયા હતા.

વસંતઋતુના પ્રભાવે ઉપવનમાં સર્વ વેલીઓ પ્રફુલ્લતાથી ખીલી રહી હતી. "પિયુ પિયુ" નામ રટતી વિરહી વલ્લભાને પોતાનો પરદેશી પિયુ મળતાં જે અવર્ણીય આનંદ થાય તેવો આનંદ વસંત પતિના આગમનથી સર્વ વેલીઓને થતો હતો અને કોણ સરસ દેખાય છે એવી જાણે માંહોમાંહે સ્પર્ધા કરતી હોયની એમ વિધવિધ પુલોથી શણગારાયલી વેલીઓ પરથી લાગતું હતું. પ્રેમપ્રવાહ એટલો તો પ્રબલ છે કે તે ગમે તેવા ખાડા ટેકરાઓનો નાશ કરી પોતાનો માર્ગ સરળ બનાવે છે. પ્રેમની લીલાજ વિચિત્ર છે. જે પ્રેમને માટે—જે પ્રેમની દિવ્યતા માટે દ્રૌપદી, દમયંતી અને સીતાએ વનવાસ વેઠી, જંગલમાં મંગળ માન્યું હતું તે પ્રેમની લીલા ખરેજ અદ્ભુત છે. એજ દિવ્ય પ્રેમ માટે વ્રજની સર્વ ગોપીઓ ઘેલી થઇ હતી. કૃષ્ણના નામનો જાપ જપતી અહીંથી તહીં દીવાનીની માફક ફરતી હતી. પ્રેમને માટેજ શીરીન ફરહાદ, લયલી મજનું અને રોમીઓ જ્યુલીએટની લાસો લોહીમાં ખરડાઇ હતી. એ પ્રેમમંત્રની અસરજ ઓર છે—એની શક્તિ પણ અજબ છે! લાખો ટન લોખંડની સાંકળ બનાવો પણ તે હાલમાં વિજળીક બળથી ઘણાક અમેરીકનો તોડી શકે છે પણ એવા લાખ અમેરીકનોથી પણ પ્રેમની કાચા સુતરની ગાંઠ કદી તુટી શકશે નહિ.

સરલા પોતાના બંગલાની પાછળના બાગમાં કુદરતનું ભવ્ય સૌન્દર્ય નીહાળતી બેઠી છે. તેનું મુખ શોકથી મ્લાન થયલું જણાય

છે. તેનું દીલ વિચારસાગરમાં ગોથા ખાતું માલુમ પડે છે. તેના હાથમાં મહાન નાટકગુરૂ શેક્સપીઅરનું બનાવેલું "રોમીઓ જ્યુલી-એટ"નું પ્રેમપૂર્ણ પુસ્તક હતું.

"એ તે પ્રેમ ? એનું નામ તે સ્નેહ !" તે બબડી.

"ખચીત ! સ્નેહ એવી દિવ્ય ચીજ છે કે કંઇ કહેવાની વાત નહી. તેનું મૂલ્ય થઇ શકતું નથી. અહા ! એવો અણમોલ લ્હાવો મારા નશીબમાં હશે કે ? હું જેને ચાહું છું તે મને ચાહતો હશે કે ?" તે કંઇક શરમાઈ.

"બળ્યું. આજે શું એવા ગાંડા ગાંડા વિચારો આવતા હશે ? બલા જાણે મારી કે 'પ્રેમ' શું છે ? પણ કંઇક છે ખરૂં ? રસિક-લાલ તરફ જોઇ મ્હારા દીલમાં કોક અનિર્વચનીય લાગણી પેદા થાય છે. જાણે એમના પરથી આ જીવ ઓવારી નાખું એવું થઇ આવે છે—"

તે પોતાના વિચારોમાં એટલી તો ગુલતાન બની હતી કે એક યુવતી તેની આ સર્વ સ્થીતી ગુપ્ત રીતે નીહાળતી હતી તેનું પણ તેને ભાન રહ્યું નહીં.

"વ્હાલા ! આપ મને ચાહશો કે ? મને સ્વીકારશો ?–" સરલા બબડી. પેલી યુવતી હવે મૌન ન રહી શકી.

"હા. સ્વીકારીશ." કહી તે સરલા સમક્ષ આવી ઉભી. વિ-જળીનો ઝટકો લાગ્યો હોય તેમ સરલા ચોંકી, અને પોતાની સખી કુમુદને જોઇ ખીજવાઇને બોલી.

"જા—જા—કુમુદ ! તારી ટેવ હજી તેં છોડી નહિ."

"નહિ—નહિ બેન ! એ તો વ્હાલા !—તમે મારા–" કુમુદ સર-લાને ખીજવવા મંડી.

"કેમ ચીબાવલી ! ચુપ રહે છે કે નહીં ?" સરલા ગુસ્સે થઇ બોલી.

"નહિ તો શું કરીશ ?"

"પિતાજીને કહીશ."

"પિતાજીને કહીશ! અહો! અમે પણ પછી તમારૂં પ્રેમપુરાણ પીતાજીને વાંચી સંભળાવીશું."

હવે સુલોચનાને પોતાની સ્થિતિનું ભાન આવ્યું. તે વિનંતી કરતાં બોલી.

"કુમુદિની! બ્હેન! મારી વ્હાલી સખી! કોઇની છુપી વાત જાહેર કરવાથી તને શું લાભ થશે?

"જા–જા–ગાંડી! એમ શું કરે છે? એતો હું તારી અમસ્થી મશ્કરી કરૂં છું—પણ કહે વારૂ, તું રસિકલાલને ચાહે છે?"

"બહેન! મને શું થાય છે તેની મનેજ ખબર નથી તો પછી હું શું કહું? પણ કંઇક નવીન છે ખરું! આજ સુધી જે અનુભવ્યું નહોતું તે આજે મેં અનુભવ્યું! મારી સ્થિતી કંઇક બેચેન થઇ."

"હં હં—એમ કહે કે, બાળપણ બદલાઇ જુવાનીનો રંગ જામ્યો છે—અલબેલા યૌવનનું આગમન થયું છે—"

"બ્હેન! તું મશ્કરી કરે છે ને મારો જીવ જાય છે! કોઇને હસવું થાય ને કોઇનો જીવ જાય!"

"હસું નહિ ત્યારે શું કરૂં?"

"નહિ–નહિ–કુમુદ! એમ મશ્કરી ન કર."

"વારૂ, પણ હું તને કંઇક પુછવા માગું છું—

"શું?"

"તું શું એમને ખરા અંતઃકરણથી ચાહે છે?"

"હા—"

"પણ તે તો ગરીબ છે"

"તેથી શું? શું તે માણસ નથી? તે રંક છે પણ વિદ્વાન છે ગુણ ને રૂપનો ભંડાર છે."

"પણ તેને પરણીને તું શું સાર કાઢશે?"

"શું સાર કાઢીશ તે તો મનેય ખબર નથી પણ એમના તરફ મારું દીલ અજબ લાગણીથી ખેંચાય છે. હું એમની સેવા કરીશ—ને સુખી થઇશ.'

"પણ બે'ન! અહીંના જેવા ચાકર નફરો કંઇ તેને ત્યાં મળશે નહીં—ત્યાં તમારો બોલ કોઇ ઉપાડી લેશે નહિ—"

"તો મારે હાથે કામ કરીશ."

'તેમ કરતાં આ કોમળ કુસુમ કરમાઇ જશે.'

'મે'ર ગાંડી! મારું મન દૃઢ હોય તો ગમે એવું કામ કરવાને પણ હું શક્તિવાન છું.'

'તો ઈશ્વર તમારી આશા પૂર્ણ કરે.—' કહી કુમુદ પોતાના ઘર તરફ ગઇ, અને સરલા રસિકના નામનો જાપ જપતી બંગલામાં ગઇ. ત્યાં રસિક તેનેજ શોધતો હતો. હવે સરલા અત્યંત મુંઝાઇ. તેની દશા કરૂણાજનક થઇ પડી. તેનાં આંખોએ બાલ પીળું દેખાવા લાગ્યું.

'કેમ! સરલા? આજે કંઇ શોકમાં છો?'

'કંઇ નહીં! સહેજ પ્રકૃતી ઠીક નથી—' ઉત્તર મળ્યો.

'આવો—આ ખુરશીપર આરામ લો—'

સરલા ખુરશીપર બેઠી. તે ઉચું જોઇ શકી નહિ. ત્યાં હમણાં કોઇ પણ હાજર ન હોવાથી મુગ્ધાનો પાઠ બરાબર ભજવાતો હતો. રસિકલાલ બે ચાર પલ મૌન રહી બોલ્યો—

'કેમ! સરલા! કંઇ બોલતાં નથી?' હવે સરલાને લાઇલાજ ઉંચું જોવાની ફરજ પડી. બન્નેનું તારામૈત્રક થતાં એક અજબ અનુભવ બન્નેના યુવાન હૃદયોને થયો—બન્નેના હૃદયતાર કમ્પ્યા.

ઉભયનાં નયનોએ બન્નેના હૃદયોને એક કરી નાખ્યાં! તેમને લાગ્યું કે તેઓ એક છે—બન્ને મિત્ર છે અને તેમની મિત્રતામાં જગત પર સ્વર્ગ ઉતારવાની શક્તિ છે!

---

## પ્રકરણ ૫ મું. પરિચય.

વાંચનાર ! અમે અમારી નવલકથા આગળ ચલાવીએ તે પહેલાં તમને કેટલાંક પાત્રો સાથે પરિચિત કરવાની જરૂર છે.

પ્રાણને જોખમે સરલાને બચાવનાર વીર યુવાન રસિકલાલ ભોગીલાલ ઝવેરીનો આશ્રીત હતો. ભોગીલાલને તથા શ્રીકાન્તને દૂરનું સગપણ હતું. મણી શ્રીકાન્તને તથા સરલા ભોગીલાલને "કાકા" કહી સંબોધતી અને માન આપતી.

ભોગીલાલ એક દયાળુ સુખી શ્રીમન્ત ગૃહસ્થ હતો દુઃખી નિરાધાર મનુષ્યો તરફ તે અત્યંત દયા રાખતો અને પરમાત્માએ આપેલી લક્ષ્મીને પ્રતાપે તેણે અનેક દુઃખી કંગાળોનાં તપ્ત હ્રદયોમાં શાન્ત રેડી હતી. તેના સ્વર્ગસ્થ પિતાના સ્મરણાર્થે તેણે એક અનાથાશ્રમ સ્થાપિત કર્યું હતું અને અનેક નિરાધારો એ આશ્રમમાં આશ્રય મેળવી તેના દયાળુ સ્થાપકને આશિષ દેતા હતા.

આ અનાથાશ્રમમાંના નિરાધારોમાંનો એક રસિકલાલ હતો, તે જ્યારે પાંચ વર્ષની વયનો હતો ત્યારે એક વૃદ્ધ ડોસી ભોગીલાલ પાસે આવી કરગરવા લાગી:

"ભાઇ ! આ એક નિરાધાર બાળક છે. સુભદ્રા નદિના કિનારા પર ઘસડાઇ આવતાં મ્હેં એને પાળી પોષી મ્હોટું કર્યું. પણ હવે મ્હારી જીંદગીનો ભરોસો નથી—વૃદ્ધાવસ્થા તથા ગરીબીને લીધે હું આ છોકરાની પૂરતી સંભાળ પણ લઇ શકતી નથી તેથી હું તમારૂં નામ સાંભળી આ બાળક તમને સોંપવા આવી છું.

એ નિરાધાર છે, પણ એના કપાળ ઉપરથી તે કોઇ ઉચ્ચ કુલનું હોવું જોઇએ એમ હું અનુમાન કરૂં છું. હું એ બાલક વિષે વધુ કાંઇપણ જાણતી નથી. તમે કૃપાળુ છો તો કૃપા કરી આ નિરાધારને સંભાળો—પરમાત્મા તમારૂં ભલું કરશે—"

ભોગીલાલને વિનંતી કરવાની જરૂરજ ન હતી. તેણે તુરતજ

તે બાળક પોતાના અનાથાશ્રમમાં રાખ્યું, પાળ્યું પોષ્યું, વિદ્યાભ્યાસ કરાવ્યો. રસિકલાલ પોતાના મળતાવડા સ્વભાવ, ચપલતા તથા તીવ્ર બુદ્ધિથી થોડાજ સમયમાં સર્વેમાં માનીતો થઇ પડયો. અભ્યાસમાં તે વિદ્યુતવેગે આગળ વધતો હતો. અને તેથી શેઠ તેના પર વિશેષ પ્રસન્ન રહેતા. અંતે તેણે બી. એ. ની પરીક્ષા વીસ વરસની નાની વયમાં પસાર કરી અને તેથી શેઠ તેને પોતાના પુત્ર પેઠેજ રાખવા લાગ્યા. તેનો અભ્યાસ હજુ પણ ચાલુ હતો. તે કાયદાનો અભ્યાસ કરતો હતો. સર્વને તે અતિશય પ્રિય થઇ પડયો હતો. ભોગીલાલે પોતાની પુત્રીને કેળવણી આપવાનું કાર્ય રસિકલાલને સોંપ્યું હતું અને તેણે તે અતિ હર્ષથી ઉપાડી લીધું.

ભોગીલાલની પુત્રી મણી પણ મદન મળસકાનું ઝાંખુ ઝળઝળ્યું જેતી એક મુગ્ધા હતી. રસિકલાલ તેનો શિક્ષક હતો. રસિકલાલનું રૂપ જોઇ મણી તેના તરફ ખેંચાઇ હતી—તેને ચાહતાં શીખી હતી પણ રસિક એક ભાગનિના પવિત્ર પ્રેમથી વિશેષ સ્વપ્નમાં પણ ચાહતો નહિ !

ભોગીલાલની પત્ની ગંગા પોતા પાછળ એક કન્યા અને એક પુત્રને મુકી સ્વર્ગવાસ પામી હતી. ભોગીલાલની વૃદ્ધાવસ્થામાં આ એક ઘણોજ કારી જખમ લાગ્યો અને તેથી તેનું શરીર દીન પ્રતીદીન તવાતું ગયું. સંસારપર તેને અભાવ આવ્યો અને તેથી તે હવે લગભગ એકાંતમાંજ રહેવા લાગ્યો.

તેનો પુત્ર સુન્દરલાલ હાલમાં મુંબઇમાં કાયદાનો અભ્યાસ કરતો હતો.

શ્રીકાન્ત એક શ્રીમંત લક્ષાધીપતી હતો. તે પણ વિધુર હતો. તેના કુટુંબમાં સરલા અને તેના સિવાય બીજું કોઇજ નહોતું.

શ્રીકાન્તને પોતાની કુલીનતા માટે અત્યંત અભિમાન હતું. જગતમાં સર્વોત્તમ કુલ તેના સિવાય બીજા કોઇનું પણ હશે કે કેમ

તે વિષે તેના મનમાં અહોરાત્ર શંકા રહેતી. મિથ્યા કીર્તિ માટે તે આભઅવનિ એક કરવા તૈયાર થતો. અને કોઇ કોઇવાર જ્યારે તેના મગજમાં કંઇ કારણસર કુલીનતાનો પવન ભરાઇ જતો ત્યારે તે પાછળ પોતાની શક્તિ તથા દ્રવ્યનો ભોગ આપતાં તે કશાનો વિચાર કરતો નહિ.

---

## પ્રકરણ ૬ ઠું. એનું નામ પ્રેમ !

વસન્ત ખીલી છે અને આંબાવાડીમાં મધુમુખી કોયલ કૂજે છે. વાતાવરણમાં રસ છે અને એ રસઝરણ પ્રેમીઓને કવિઓ ઝીલે છે. આમ્રડાળોપર મંજરી ઝુલી રહી છે અને કોકિલા એ ડાળીઓ ડોલાવતી સાથે સાથે સ્નેહી હૃદયોને પણ નચાવી રહી છે. અનિલની લહરોમાં વસન્તનું અણમોલ સૌગન્ધ્ય છે: અને જગત્પટ પર પ્રભુનું અલૌકિક સૌન્દર્ય છે !

ઉષ:કાલ અને વસન્ત ! કોયલ અને આમ્રવન ! વસન્તી વાયુનું ડોલન અને સૃષ્ટિપર ઉષાની પધરામણી ! આથી ભવ્ય ચિત્ર કોઇ ચિત્રકારે ચીતર્યું છે ? આથી વિશેષ સુન્દર કાવ્ય કોઇ કવિએ લખ્યું છે ?

રમ્યનગરમાં વસન્ત પૂરા ઠાઠમાઠથી આવતી અને જ્યારે એ આવતી ત્યારે ગામના કુમારો ને કુમારિકાઓ, યુવાનો ને યુવતીઓ તેને વ્હાલથી સત્કારતાં: એ સત્કારમાં પ્રભુનાં અમીરસ હતાં: એ સત્કારમાં કોઇ અલૌકિક રસધારા હતી. એ સત્કારમાં કવિના કલાવિદ હૃદયના ઉભરા અને સ્નેહીના ઉન્મત્ત હૃદયની સહૃદયતા હતાં !

નગરને પાધરે એક ન્હાનકડું પણ સુન્દર સરોવર હતું. એ સરોવરમાં કમલ ઉગતાં. ખીલેલાં કમલો સરોવરની બિલોરી કાચ શી નિર્મલ સપાટીપર ખિલખિલ હસી રહેતાં અને કિનારે ઉભેલાં ઓના દીલમાં એ કમલહાસ્યો પ્રેમની છોળ ઉછાળતાં !

પ્રેમીઓએ આ સરોવરને "સ્નેહસર" નામ આપ્યું હતું અને "સ્નેહસર" ખરેખર હતું પણ તેવું જ ! અપસરાઓ ઉષઃકાલે અહિં સ્નાન કરવા ઉતરી આવતી અને સરોવરના પૂનિત જલમાં ક્રિડા કરી રહ્યા પછી કિનારાપર ગરબા ગાતી. સ્નેહીઓના શુદ્ધ હૃદયો આ દિવ્ય ગરબી સાંભળતાં ને ઝીલતાં.

અરૂણદેવ હમણાં જ પધાર્યા છે અને પ્રાચી દિશાના ક્ષિતિજ પટપર એક એવું રમ્ય ચિત્ર કોઈ અદ્વિતિય ચિત્રકારે દિનમણિના સ્વાગતાર્થે ચિતર્યું છે કે જેવું ચિત્ર જગતના ચિત્રકારે ચિતર્યું નથી ને કોઇ કવિએ કલ્પ્યું નથી, છતાં કલાના પ્રદર્શનમાં સામાન્ય જનકૃતિ જોવાને મનુષ્યો જેટલી દોડાદોડ કરી મૂકે છે તેથી સહસ્ત્રાંશે પણ ઉષાદેવીના દર્શન કરવા માટે ધમાધમ થતી નથી. જગતના અદ્વિતિય ચિત્રો રોજ સ્હવારે ને સ્હાંજે ચિતરાય છે ને વિલીન થાય છે પણ ઘણા થોડા રસિકો આ ભવ્ય ચિત્રોની ઝાંખી કરે છે.

સરોવરથી થોડેક દૂર આમ્રકુંજ છે. કોયલ આ કુંજમાં પહેલી આવતી અને છેલ્લી જતી. ગ્રીષ્મની લૂ લાગતી ત્યારે પણ કોયલડી આ આમ્રકુંજ છોડી જવા તૈયાર થતી નહિ. કેટલાંક રસિકો ને રસિકાઓ આ કુંજમાં સંતાકૂકડી રમતાં ને કેટલાંકો રીસાતાં—મનાતાં. પણ એ રીસામણાં મનામણાં એવાં થતાં કે કુંજમાંથી સર્વ ગમ્ભીર વદને નહિ પણ સ્મિતભર મૂખડેજ બહાર નીકળતાં.

નગરથી એકાદ ગાઉ છેટે એક ન્હાનો ડુંગર હતો અને લોક વાયકા એવી હતી કે એ ડુંગર પરથી એક સ્નેહી યુગ્મ નીચે પડી, તે સ્થલે ગયું હતું કે જ્યાં સ્નેહની ગ્રંથિ તૂટતી નથી ને પ્રેમની ગાળ ઝુંટવાતી નથી. ત્યારથી લોકોએ તે સ્નેહાલ યુગ્મના સ્મરણાર્થે આ ડુંગરનું નામ રાખ્યું હતું "સ્નેહશૃંગ !"

સ્નેહ શૃંગપર પ્રતિ વર્ષે વસન્ત પંચમીને દિને ઉત્સવ થતો. એ ઉત્સવમાં ગામનાં રસિકો અને રસિકાઓ ભાગ લેવા આજે ગયાં હતાં એટલે આમ્રકુંજ આજે સૂની હતી.

સૂની આમ્રકુંજમાં એકલી કોયલ ટહુકતી હતી અને એ ટહુકારથી અથવા પ્રભુના આદેશથી એક મુગ્ધા મન્દ પગલે ત્યાં આવી.

મુગ્ધાના વદનપર નિર્મલતા ને નિર્દોષતા હતી કે જેવી સંસારીઓમાં ભાગ્યેજ જણાય છે. વદને તેને દિવ્યતા હતી. તેના રેશમી સુન્દર કાળા વાળોનો મોહક અંબોડો જ્યારે તેની ઓઢણીનો છેડો માથાપરથી ખસી જતો ત્યારે ખુલ્લો થઇ જતો અને બાલાનું સૌન્દર્ય ત્યારે બેવડાતું. ગુલાબી ઓઢણી પર બાલાએ નીલરંગી ચોળી પહેરી હતી અને એ ચોળીમાં છૂપાયલા દૈવી હૃદયમાં એના વ્હાલમને જાદુ કરનારા અમીરસની સતત ધારા વહેતી હતી. એ અમીઝરણુના પ્રવાહથી બાલાની છાતી ધડકતી હતી. વસન્ત તેની આંખોમાં ઝબૂકતીઃ વસન્ત તેને હૃદયહીંડોળે હીંચતીઃ અને વસન્તની લાડકી દુતી કોકિલા આ બાલાનું વ્હાલથી સ્વાગત કરતી.

તે આવી અને એક આમ્રવૃક્ષની શીળી છાંયા નીચે જઇ ઉભી રહી. દિશાઓ ભેદી તેની આંખો કોઇને શોધી રહી હતી. એ આંખમાં તે તેજ હતું કે જે સ્વર્ગને ભેદી શકે છે. એ નયનોમાં તે પ્રકાશ હતો કે જે જગતને અજવાળે છે. બાલા સૃષ્ટિનાપ્રભુના ભવ્ય સૌન્દર્યની ભક્તા હતી. જગતના કૃત્રિમ આનન્દ મન્દિરોમાં જે આનન્દ અને શાન્તિ નથી મળતી અને પૃથ્વીના વિલાસભવનોમાં જે નયનદાહક સૌન્દર્યની વિપુલ સામગ્રીઓ હૃદયને નથી આકર્ષી શકતી તેથી પર કોઇ અનેરિ શાન્તિ અને અદ્ભૂત સૌન્દર્ય બાલા આ પ્રભુના બાગમાં જોતી અને એ મધુરી આમ્રકુંજ—આંબાની એક એક ડાળી—પુષ્પો અને મંજરીઓ—જાણે આ મુગ્ધાનો સત્કાર કરવામાં આનન્દ માનતાં હોયની તેવાં લાગતાં. તે જોઇ બાલાને તે આનન્દ થતો કે જે સંસારમાં કવિઓ કલ્પી શકે છે અને સ્વર્ગમાં મેળવવાની મનુષ્યો આશા રાખે છે!

ધીમી હંસણી જેવી ડગલાં ભરતી તે કુંજમાં દાખલ થઇ. કોકિલા તેને જોઇને ટહુકી. સૂર્ય કિરણો તેના વદન પર નૃત્ય કરવા આમ્રડાળો ભેદીને આવવાનો પ્રયત્ન કરવા લાગ્યાં.

"અહા ! પ્રભુ ! તેં કેવું ભવ્ય સૌન્દર્ય જગત પર ઢોળી દીધું છે ?–" બાલા બબડી અને તેણે એક નિઃશ્વાસ નાખ્યો.

"પ્રભુ ! મનુષ્યો ત્હારા આદેશ સ્હમજવામાં આટલા બધા બેદરકાર કેમ છે ? તેં પૃથ્વીપર આનન્દની ધારા રેડી દીધી છે છતાં કૃત્રિમ ક્ષણિક આનન્દ માટે શા માટે મનુષ્યો વલખાં મારે છે ? આ મધુરી–શીળી–લીલી આમ્રછાંયા, આ કોયલના ટહુકાર, આ રમણિય પ્રભાત–અહા ! વારી જાઉં પ્રભુ ! પ્રેમની મધુરી ને હુંફાળી ગોદમાં આખી જિંદગી અહિં ઝુંપડી બાંધીને રહું તોય સ્વર્ગ કરતાં વિશેષ સુખ મને મળે !......રસિક ! વ્હાલા ! આ આમ્રકુંજમાં, ત્હારા સહવાસમાં જીવન ગાળવાનું હોય–તો તેને માટે સ્વર્ગનું સાઆજ્ય પણ મ્હારે ન જોઇએ !—" બાલા–સરલા મસ્ત બની બબડી. અને ખરેખર, તેના શબ્દો સત્ય હતા. પ્રભુના સ્નેહભર્યા સુન્દર ઉપવનમાં કોકિલા ટહુકતી હોય અને પ્રભુ પોતાના આશિર્વાદ ઢોળી રહ્યો હોય ત્યાં પ્રિયજનના સહવાસમાં એક ન્હાની રંક પણ કૂટિમાંય જીવન ગાળવાનું હોય તો તે બહુમુલા આનન્દ આગળ, જગતના કૃત્રમ વિલાસો–અરે ! જગતની શહેનશાહતો શું ઓવારી નાખવા જેવી નથી લાગતી, વાંચનાર ?

એ સરલા હતી. રસિકે તેને પોતાની બનાવી હતી અને એ રસિકની થઇ હતી. બન્નેનાં હૃદયો એક થયાં હતાં અને એ હૃદયો હવે એકમેકનીજ ઝંખના નિરંતર કર્યા કરતાં. સરલા હમણાં પોતાના હૃદયનાથને મળવા આવી હતી. "સ્નેહશૃંગ" ના મેળામાં એ તેથીજ ન્હોતી ગઇ. અને રસિક પણ નથી જવાનો એની એને ખાત્રી હતી. પ્રેમીઓ પ્રભાતમાં–સન્ધ્યાએ આ સૌન્દર્યજડિત અને સ્નેહમીની આમ્રકુંજમાં મળતાં અને હૃદયનાં ગાંડાઘેલા ઉભરા શાન્ત કરી અનિર્વચનીય આનન્દ પામતાં.

સરલાની આંખો રસિકને જ શોધતી હતી અને પ્રભુની અદ્ભૂત કારિગીરીની એ પ્રશંસક હતી છતાંય હમણાં તો રસિકનું વદન

જોવાને જ એની કામણગારી કીકી તલસતી હતી. અકસ્માત સમયે સરલાને રસિકલાલે પ્રાણના જોખમે બચાવી તે પળે તે સાહસમાં જ એવો ભાવ હતો—એવો ગૂઢ દૈવી ભાવ હતો કે જેણે આ બે સ્નેહાળ હૃદયોને એક કર્યાં હતાં: એ ઐકય દિનપ્રતિદિન પ્રેમમાં પરિવર્તિત થઇ ગયું હતું.

સરલાને વધુ રાહ જોવી ન પડી. રસિક આવ્યો. ચાર આંખો મળી અને એ મીલન થતાં જ કંઇ કંઇ વાતો ઉભયે કરી લીધી. ઉભયના અધરો પર સ્મિત ફરકયું. રસિક નજીક આવ્યો અને સરલા તેના હૃદયપર માથું નાખી વ્હાલથી તેને ટેકી ઉભી રહી.

"સરલા !......"

"વ્હાલા !..."

"આપણે કયાં ઉભાં છીએ ?"

"જ્યાં જગત્ નથી ત્યાં." સરલા સ્મિત કરતી, નયન નચાવતી બોલી.

"ખરૂં......જ્યાં જગતની કૃત્રિમતા નથી ત્યાં આપણે આવી ઉભાં છીએ—"

'ને વ્હાલા !-" પ્રિયતમની છાતી પરથી સહેજ ખસી, નેત્રોમાં નેત્ર મીલાવતી સરલા બોલી.

"તમને નથી લાગતું કે, આ ભૂમિ—આ રમ્ય આમ્રકુંજ પ્રભુએ આપણે માટે જ બનાવી છે ! જુઓ તો ખરા, વ્હાલા ! પ્રભુને આપણા સુખની કેટલી બધી ચિન્તા છે ! આપણે માટે સંગિત વિશારદ કોયલડી, ચન્દની, સમીરલહરી ને પુષ્પોની સુગંધી ! ઉષા ને સન્ધ્યા જેવા ભવ્ય સૌન્દર્યના અદ્વિતિય ચિત્રો ! સરિતાનો કલકલ ધ્વની આપણને પ્રેમ ગીતા ભણાવે છે, સ્થિર ઉભેલા પર્વતના શૃંગો આપણને દઢતા આપે છે, ચન્દની આપણને શીતલ કરે છે, સમીરલહરી પ્રભુના સંદેશ કહી જાય છે, કોકિલ આપણાં લગ્ન ગીત ગાય છે—કેવી સુન્દર છે પૃથ્વી વ્હાલા ?—"

"હા–કેવી સુન્દર છે પૃથ્વીની વત્સલા જેવી તુંય, વ્હાલી !–" સરલાના હૃદયંગમ કાવ્યથી મુગ્ધ થઇ રસિક બોલ્યો.

"વ્હાલી! પાછી બોલ. મને એમ થાય છે કે હમ્મેશાં તારી પાસે બેસી ત્હારી મધુર વાણીનું પાન જ કર્યાં કરૂં–"

"શું બોલું, વ્હાલા ? જ્યારે હું તમને જોઉં છું કની–" સ્મિત ભાર વદને મધુમુખી સરલા બોલવા લાગી. તેનો વ્હાલો રસિક શ્રદ્ધાળુ ભક્ત પેઠે તેને સાંભળી રહ્યો.

"જ્યારે હું તમને જોઉં છું કની વ્હાલા! ત્યારે મને એવું થાય છે કે પૃથ્વીપર પ્રભુએ આપણ બેની નવીજ સૃષ્ટિ બનાવી છે– હું આપણા બે સિવાય ત્રીજાને જોતી નથી– આ કોયલ, આ આમ્ર- વન, આ પ્રભાત, પ્રભુ ને આપણે બે! કેવું સુન્દર જીવન વ્હાલા! જો એમ બને તો!—"

"ઘણુંજ સુન્દર વ્હાલી! મનેય એમ થાય છે કે ત્હારી આ- ગળ દુનિયાનાં તખ્તો તુચ્છ છે–"

"એમ ? ખરેખર વ્હાલા! તમે મને બહુ ચાહો છો હો!... પણ......"

"પણ શું ?–"

"એ પ્રેમમાં ઓટ ન આવે ?"

"તને એમ લાગે છે મીઠી ?"

"નહિ. હું તને એવા પ્રેમથી ચાહું છું, મીઠા! કે જેમાં અ- વિશ્વાસ નથી–ઓટ નથી–પણ વિશ્વાસ, અને શ્રદ્ધાજ છે. વ્હાલા! કહો, જો આ આમ્રકુંજમાં એક ન્હાની પર્ણકુટિમાં એકમેકની ગોદમાં જીવન ગાળવાનું હોય તો કેવું સારૂં !–"

"ગાળીશું, પ્રભુના આદેશ હશે તો એવુંજ રમ્ય જીવન આપણે ગાળીશું પ્રિયે! જ્યારે આપણે પ્રભુના મન્દિરમાં પ્રભુના બાલકોને અસીમ પ્રેમથી ચાહી, કર્ત્તવ્યનું પાલન કરી એકમેકના પ્રેમમાં મસ્ત બની જીવન ગાળતાં શીખીશું ત્યારે તે પ્રદેશમાં આપણે જશું,

સરલે ! કે જ્યાં દેવો જન્મે છે ને વસે છે; જ્યાં સ્નેહ, કર્તવ્ય ને શાન્તિ સિવાય બીજું કશું નથી—"

"—બોલ—બોલ—મ્હારા પ્રિયતમ! તું બોલ્યાજ કર. ત્હારી અમીભરી વાણી સાંભળતાં હું ધરાતીજ નથી—" સરલા પ્રેમોન્મત્ત થઇ બોલી.

રસિકે સરલાને હૃદય સરસી ચાંપી તેના અમીભર્યા અધરપર ચુમ્બન કર્યું. કોયલે આ ચુમ્બન જોયું ને તે મલકાઇ ટહુકી ઉઠી. આખી આમ્રકુંજ તેના ટહુકારથી ગાજી રહી.

રસિક અને સરલા એક થઇ ગયાં! જગતના જૂઠા પ્રપંચી વાતાવરણથી પાર એક એવો અગમ્ય પ્રદેશ છે કે જ્યાંની નદીઓ સ્નેહગીતા ગાય છે. પર્વત સ્નેહ સમાધિમાંજ પડી રહે છે. સરોવરના તરંગોમાં સ્નેહ પ્રતિબિમ્બિત થાય છે અને સર્વત્ર પ્રેમરસનાં ઝરણુજ વર્ષા કરે છે, ત્યાં ઉભય જઇ પહોંચ્યાં!

વાંચનાર! એ સ્નેહભૂમિમાં જશો? જાઓ એની સર્વની આશિષ છે.

---

## પ્રકરણ ૭ મું. એક યુગ્મ.

પંદર દિવસ વહી ગયા. દરરોજ પ્રાતઃકાળે અને સન્ધ્યાએ પેલી મીઠી આમ્રકુંજમાં સરલા રસિકને મળતી અને દરરોજ આ પ્રેમીઓના હૃદયમાં સ્નેહની નવી ભરતી આવતી. દરરોજ એની એ મીઠી અર્થહીન વાત! પણ પ્રેમીઓના અર્થહીન લવારાપર આખું જગત્ લટ્ટુ બની જાય છે! પ્રિયતમાનું સ્મિતભર મુખડું પ્રિયતમને સ્વર્ગ બતાવે છે. તેનો એક શબ્દ મધુર વીણાના ઝણુકાર જેવો લાગે છે. રસિકને સરલાનો એકેએક બોલ ગીતાના પવિત્ર મંત્ર જેવો પવિત્ર અને કોયલના ટહુકા જેવો સુન્દર લાગતો.

એની એ આમ્રવાડી! એજ કોકિલ ટહુકાર અને એજ સરલા

ને રસિક! સરલા—હમ્મેશની હસમુખી સરલાના વદનપર આજેય તેજ નિર્દોષ વિજયી હાસ્ય ફરકતું હતું. તેની આંખોમાં એજ મદહોશ હતો અને તેના હ્રદયમાં એવોજ સ્નેહનો સાગર ઉછળતો હતો, રસિકના હ્રદયમાં પણ પ્રેમની છોળો ઉછળતી હતી; પણ આજે તેના વદનપર ગંભીરતા હતી. સરલાએ પોતાના સહવાસમાં તેને પહેલીવારજ ગમ્ભીર જોયો. તે સ્મિત કરતી બોલીઃ

"વ્હાલા! શું વિચારમાં છો? શા માટે ગમ્ભીર થયા છો?"

"સરલા! મીઠી! મને એક અમંગલ વિચાર ગઇ કાલ રાતથી આવ્યા કરે છે—"

"શાનો? વ્હાલા!—"

"આપણા યોગનો.—"

"એટલે? હું કંઇ સમજી શકતી નથી." સરલા ગદ્‌ગદ્ થઇ.

"સરલા! હું તને ચાહું છું—તું મને ચાહે છે—પણ આપણો યોગ બને એ કેવળ અસંભવિત છે." શોકમીશ્રિત સ્વરે રસિક બોલ્યો.

"કેમ વહાલા! શું હું તમને લાયક નથી?—"

"નાહ વ્હાલી! તું લાયક છે, પણ હુંજ લાયક નથી—મારી મીઠી! તું મનોહર ઉદ્યાનની કોકિલા અને હું શુષ્ક કાષ્ઠ વનનો કઠીઆરો છું."

"નહિ—એમ ન બોલો—આમ બોલી મારા દીલને નાહક ના દુઃખાવો—"

"સરલા! જો તારૂં કોમળ દીલ મારા શબ્દોથી દુઃખાયું હોય તો તે શબ્દો હું પાછા ખેંચી લઉં છું—પણ તું મારી સલાહ માન—મને ભૂલી જા—"

"પ્રાણ! તમે શું બોલો છો? શા માટે આ દાસીને તરછોડો છો? વ્હાલા! તમારા વિના આ સરલા કરમાઇ જશે—મુઝાઇ

જશે ને આખરે મરી જશે—હાય !—" સરલાની આંખમાંથી અશ્રુધારા નીકળી તેના સુન્દર કપોલ પ્રદેશપરથી સરી પડી.

"વ્હાલી ! દુઃખી ન થા—ખરેખર આજે હું જોઇએ તે કરતાં વિશેષ ક્રૂર બન્યો છું—પણ તે તારા ભલા માટેજ છે—તારા સુખને માટેજ છે—"

"વ્હાલા ! મારૂં સર્વ સુખ તમારામાં છે—પછી અન્ય રીતે તમે મને શી રીતે સુખી કરી શકશો ?—'

"સરલા ! રોગી બની દુઃખી થવું તેના કરતાં રોગને પહેલેથીજ ઘર ન કરવા દેવું એ સારું છે. તેજ પ્રમાણે આપણે નીરાશ ન થઇએ—અને તેથી આપણું આશાનું વૃક્ષ કચડાઇ ન જાય તેટલા માટે આપણી વચ્ચે એવી જાતનો પ્રેમ નજ થવો જોઇએ—! તું મને ભુલી જા—વિસરી જા—"

"પણ વ્હાલા ! છે શું ? તમે આજે કેમ આવા વિચારો કરી નાહક દુઃખી થાઓ છો !—"

"વ્હાલી ! ગરીબી અને તવંગરી, ફકીરી અને અમીરી વચ્ચે આસમાન જમીનનો ફરક છે જ્યાંસુધી ગરીબી અને શ્રીમંતાઇ વચ્ચેનું અંતર કપાશે નહી ત્યાંસુધી આપણો પ્રેમરથ કદી પણ સરળ રીતે ચાલી શકશે નહી. વિચાર કર કે તું શ્રીમંતની પુત્રી છે—જ્યારે હું રખડતો, ભટકતો એક નિરાધાર મુફલેસ છું. તારા પિતાજી આપણા લગ્ન માટે સંમતી આપશે ? પોતાની કીર્તિનો ભોગ આપશે ?......નહી ! નહી ! હું તેમને એવી દુઃખભરી ફરજ પાડીશ નહી— તું મારે ઘેર આવી શું સુખ જોશે ?" રસિકલાલ ચીરાતા હૃદયે બોલ્યો.

"જ્યાં પ્રેમ છે, જ્યાં નિર્મળ સ્નેહ છે ત્યાં સર્વ સહેલ છે. વ્હાલા ! આવા ગાંડા વિચારો કરી શા માટે દુઃખી થઇ, દુઃખી કરો છો ? મારે મન તમે કુબેર ભંડારી જેવા છો—" સરલા ગદગદ કંઠે બોલી.

" ગરિબી ઘણી દુઃખદાયક હોય છે અને હું તને દુઃખી થતી આ આંખોએ નહિ જોઈ શકું, તું ગરિબી સહન કરવા નથી સરજાઇ વ્હાલી !—"

" વ્હાલા ! પ્રેમ શું એ જાણુને આપી શકાય છે ? પ્રેમ એક જ વાર પરણે છે અને હું તો તમને હૃદયથી વરી ચૂકી છું. પ્રાણ ! શું એક ચુમ્બેલીને બીજો અભડાવશે ? નહિ બની શકે એ કાલાન્તરે પણ—" સરલાના સ્વરમાં અતૂટ દૃઢતા હતી. રસિક તે સાંભળી અવાક બની ગયો. " એક ચૂમ્બેલીને બીજો અભડાવશે ?" સરલાના એ વાક્યે તેની નજર સમક્ષ પ્રેમધર્મની દિવ્યજ્યોતિ બતાવી દીધી.

" પણ મીઠી ! વ્હારા પિતાજીને તું સ્હમજાવી શકીશ ?"—રસિકે જેમ તેમ વદન પર સ્મિત ફરકાવી કહ્યું.

" વ્હાલા ! પિતાજીને પ્રભુ સ્હમજાવશે. જો સંસારીઓ સ્નેહલગ્નો નહિ સત્કારે તો જગત્ સુખ શાન્તિ શી રીતે રાખી શકશે ?"

" મીઠી ! તું સત્ય કહે છેઃ પણ પ્રત્યેક સમાજ એવી હોય છે કે તે પ્રાચીન ચીલામાંજ અથડાતી કૂટાતી ચાલી જાય છે. અને આપણી સમાજ સુધારણાની આવશ્યકતા જોવા છતાં પણ તેવી સુધારણા કરવા તૈયાર થાય એમ નથી—"

" પણ વ્હાલા ! તમે અગાઉથી શા માટે આવી આવી શંકા લાવી દુઃખી થાઓ છો ? શું પિતાજી મ્હારી આશાવેલી પર પ્રચંડ પ્રહાર કરશે ? નહિ. હું એવું માનતી નથી. વ્હાલા ! પ્રેમ પ્રેમને જીતે છે પ્રેમ વિજેતા છે. પ્રેમ ત્રિભુવનપર સત્તા ચલાવી શકે છેઃ તો મ્હારા પિતાજી જ શું વશ નહિ થાય ?—"

" તું આમ વકીલની માફક દલીલ કરતાં ક્યાં શીખી આવી સરલા ?—" રસિક હસીને બોલ્યો.

" આજ આમ્રકુંજમાં તમારા મધુર હૃદયે મને આટલી હુશિયાર બનાવી, મ્હારા !—" કહી સરલા રસિકના ગળાની આસપાસ પોતાના નાજુક હાથો વીંટાળી ઉભી રહી.

રસિકે સરલાના સુન્દર અંબોડાને આંગળી વડે ઢીલો કરી નાખતાં કહ્યું:

"ચાલ સરલા! હવે વખત થાય છે—"

એક મધુરૂં ચુમ્બનઃ અને પછી?

વિદાય!

---

## પ્રકરણ ૮ મું. મણી.

પાંચેક વાગવા આવ્યા છે. મણી "કુમુદ વીલા" માં પોતાના સુસજ્જિત ઓરડામાં કંઇ વિચારમાં લીન થઇ બેઠી છે. તેની સ્હામેના "રાઉન્ડ ટેબલ" પર ચાહનું ખાલી પ્યાલું પડયું છે ને તેની બાજુમાંની ખુરશી પર એક પુસ્તક પડયું છે.

પાંચ દસ મિનીટ તે વિચારમાં બેસી રહી. વચમાં પેલું પુસ્તક ઉઘાડી વાંચવા લાગી. તેમાં "ઇશ્કની ગઝલો" હતી અને મણી એકલી પડતી ત્યારે આવી વિકારોત્પાદક ગઝલો વાંચવામાં આનન્દ માનતી. પુસ્તકનું નામ "સનમનું તાન" હતું અને સનમની તાનમાં મસ્તાન કવિરાજે એવાં કાવ્યો ઘસડી માર્યાં હતાં કે જેથી વાંચનાર વિહ્વળ થયા વિના રહે નહિ.

એટલામાં રસિકલાલ ત્યાં આવતો મણીની નજરે પડયો. ચાલાકીથી તેણે "સનમનું તાન" છૂપાવી દીધું; કારણ કે રસિકલાલને એ પુસ્તક પ્રિય ન્હોતું તે એ જાણતી હતી.

રસિકલાલ તેનો શિક્ષક હતો એ વાત વાંચનાર જાણે છે. તેણે આવતાંવાર મણીના અભ્યાસની વાત કહાડી, પણ મણીનું હૃદય આજે સ્થિર નહોતું. તેનું ધ્યાન અભ્યાસમાં ન્હોતું.

"મ્હેં આજે લેસન કર્યું નથી—" તે ધીમા—લજ્જાયુકત સ્વરે બોલી. "તમે ચ્હા પીધી?"—

"નહિ મને જરૂર નથી."

"ના ના, હું મંગાવું–" કહી મણીએ ચંગ વગાડ્યો. એક દાસી તરતજ હાજર થઇ.

"બે કપ ચ્હા લઇ આવ."

ત્રણ ચાર મિનિટમાં ચ્હાના પ્યાલા આવ્યા ને મણી તથા રસિકે ચ્હા પીધી.

ચ્હા પીધા પછી રસિકલાલે મણીને પૂછ્યું:

"મણિ બહેન ! તમે આજે લેસન કેમ કર્યું નથી ?–"

"મારૂં આજે ભણવામાં ચિત્ત લાગતું નથી."

"કેમ ? શું પ્રકૃતિ ઠીક નથી ? કંઇ દવા લેશો ?––"

"નહિ–દવાથી મને આરામ થઇ શકશે નહિ—"

"કેમ ?–તમને શું થયું છે જેથી તમે આજે બેચેન બન્યાં છો ?–" રસિકલાલે અજ્ઞાનપણામાં પૂછ્યું.

"મારા દીલમાં આજ કેટલાક દિવસથી એક ભયાનક દર્દ થયું છે, તેની વેદનાથી મારૂં દીલ દુઃખી બન્યું છે–મગજ અસ્થિર બન્યું છે—" મણીએ કંઇક દિલગીર ચ્હેરે કહ્યું.

"હું અજબ થાઉં છું કે તમે તમારૂં દર્દ દૂર કરવાનો કંઇ ઉપચાર કર્યો નહી" રસિક બોલ્યો.

"હું દવા ક્યાંથી લાવું ?—ઉપચાર ક્યાંથી કરૂં ?—" તે કંઇક આશાથી બોલી.

'તમને શી ન્યુનતા છે ? તમે કહો તો હું હમણાંજ કોઇ વૈદ્યને બોલાવી લાવું. દવાથી તમને આરામ થશે.' રસિક હજુપણ કંઇ ન સ્હમજવાથી બોલ્યો.

"નહિ રસિકલાલ ! મને આ દુનીઆના ડાકટરોની જરૂર નથી. મારૂં દરદ અજબ પ્રકારનું છે. ડાકટરોથી મારૂં દરદ મટી શકવાનું નથી—" મણી માર્મિક ભાષામાં બોલી.

આવા ભેદ ભર્યા ભાષણથી રસિક જરા મુઝાયો. તે ખિન્ન સ્વરે બોલ્યો: 'ત્યારે શું ઉપાય ?–લાચાર !–'

મણી વિનીત નયને રસિકના મુખ તરફ જોઈ રહી:

" મણીબહેન ! તમારી આજની આવી દયાજનક સ્થીતી જોઇ હું ઘણોજ દુ:ખી થાઉં છું. દીલગીર છું કે તમને આરામ આપવા હું સમર્થ નથી. મારાથી તમને કંઈ મદદ થઈ શકતી નથી–"

" શું તમે મારી આ સ્થીતી જોઇ દીલગીર થાઓ છો ? " મણીએ પૂછ્યું.

" ખરેખર—જો તમારા સુખ માટે મારાથી કંઈપણ બની શકતું હોય તો તેમ કરવા હું તૈયાર છું. " રસિક બોલી પડયો.

" તમારી મારા પ્રત્યેની લાગણી માટે હું તમારો ઉપકાર માનું છું...બોલો, રસિકલાલ ! તમે મને મદદ કરશો ?...મારૂં દુ:ખ મટાડશો ? "

મણીની આંખોમાં વીજળી ઝબૂકવા લાગી. ને તૃષિત નયને રસિકલાલ તરફ જોઈ રહી.

" તમે મને સુખી કરશો, રસિકલાલ ?–"

" હું મ્હારાથી શક્ય પ્રયાસ કરીશ–" મણીની અસ્થિરતાથી કંઇક ખિન્ન થઈ રસિક બોલ્યો.

" રસિક !......" મણી પ્રેમભીનાં નયને રસિક તરફ જોઈ બોલી:

" વ્હાલા !......" શરમથી મણીની આંખો નીચી નમી ગઇ.

" મણી બહેન ! તમે તો મ્હારાં બહેન થાવ—" આશ્ચર્ય ચકિત થઇ, કંઇક ભય પામી રસિક બોલ્યો.

" તમારા મ્હોમાં આવા શબ્દો શોભે બહેન ?–"

" રસિકલાલ ! ચાહવું એ શું પાપ છે ? "

" નહિ એ પૂણ્ય છે. પણ બહેન ! હું તો તમારો ભાઇ થાઉં. પૂજ્ય ભોગીલાલ ભાઇને હું પિતા તુલ્ય લેખું છું:—"

" રસિકલાલ ! એ તમારી માન્યતા તમારી પાસે રહેવા દો. ભાઇબહેન કહેવાથી થતાં નથી. તમારા પ્રેમલેપન શિવાય મ્હારા હૃદયનો જખમ કદિ પણ રૂઝાવાનો નથી. "

"શાન્ત થાવ—સાવધ થાવ—બ્હેન ! તમે આજે ધર્મને, નીતિને, પવિત્રતાને ભૂલી ગયાં છો......"

"વ્હાલા ! મ્હને નાહક ન ટવળાવો. હું તમારી જ થઈશ. મને સ્વીકારો—ન તરછોડો—ન તરછોડો—" મણીની આંખમાં આંસુ આવ્યાં.

'બહેન પ્રેમ અને કીર્તિ પરાણે મળતાં નથી—હું તને મારી બહેનજ માનું છું અને માનીશ—' દૃઢ સ્વરે રસિકલાલ બોલ્યો.

'હાય !—શું ત્યારે તમે મને નીરાશ કરશો ? મારી આશાપૂર્ણ જીંદગી કચડી નાખશો ?—દયા—દયા વ્હાલા ! શું હું તમને યોગ્ય નથી ? વ્હાલા ! મને આમ ન તરછોડો—ન નિરાશ કરો !" મણી કરૂણ સ્વરે બોલી.

"એમ બનવું તદ્દન અશક્ય છે—હું તમારી માગણી કદી પણ સ્વીકારીશ નહી—"

'કેમ ? એનું શું કારણ, વ્હાલા ?—શું તમે મ્હારો પ્રેમ ન સ્વીકારો ?"

'નહિ—કદી પણ નહિ—મને તેમ કરવાનો અધીકાર નથી—'

'કારણ ? એવી તે શું મુસ્કેલી છે કે જેથી તમે મને નિરાશ કરો છો ?—"

"મણી બહેન ! સાવધ થાવ. નીતિના પંથે વળો. વિવેક ધરો. આભ અવની એક થાય તોપણ આપણો યોગ નહી બને !—" રસિકલાલ બોલ્યો.

"પણ શામાટે તમે મને આશાભંગ કરોછો ? શાને લીધે તમે મારા પ્રેમનો અનાદર કરો છો ?—રસિક ! વ્હાલા ! તમે આજે કેમ આટલા ક્રૂર બન્યા છો ?—"

"મણી બહેન ! મને તમારી આ દયાજનક સ્થીતી જોઇ દયા આવે છે—પણ લાચાર છું કે હું તમારો પ્રેમ સ્વીકારી શકતો નથી."

"વ્હાલા ! તમે મને હમણાંજ કહ્યું કે હું તારે માટે જો

મારાથી કંઇ બની શકતું હોય તો કરવા તૈયાર છું તે યાદ કરો. તમારૂં વચન પાળો. તમારા પ્રેમના લેપનથી મારૂં દર્દ દૂર કરો. મને સુખી કરો—"

"પણ તેમ મારાથી બની શકે તેમ નથી! મ્હારા હૃદયપર મારી બીલકુલ સત્તા નથી!—"

અત્રે મણી વિદ્યુતનો ઝટકો લાગે તેમ ચોંકી. એક પળમાં હજારો વિચાર તેના અશાંત ભેજાંમાંથી પસાર થઈ ગયા. તે લથડતા સ્વરે બોલી:

"રસિકલાલ! તમે આ શું બોલો છો? તમારા હૃદય પર તમારી સત્તા નથી?"

"નહિ."

"એટલે? તમારા આ ભેદી બોલવાનો અર્થ હું બીલકુલ સમજી શકતી નથી—"

"તો સમજો—કે મ્હેં મ્હારૂં હૃદય બીજીને આપી દીધું છે અને તેથી હવે મ્હારા હૃદય સિંહાસનપર હું તેના સિવાય કોઇને બેસાડી શકું એમ નથી." રસિકલાલને સ્પષ્ટ કહેવાની ફરજ પડી.

"શું તમે કોઈ બીજી સ્ત્રીને ચાહો છો?"

"હા—એક મુગ્ધાએ મને ખરીદી લીધો છે"

"અફસોસ!......રસિક! ગજબ કર્યો! ન્હોતી ખબર કે હું મારી ધારણામાં ઠગાતી હોઇશ! ગોથું ખાતી હોઈશ!—હાય!—" મણી હતાશ થઇ બોલી.

"મણી બહેન! સાવધ થાવ! હુશીઆર થાવ; નહી તો આપણે નિર્દોષ કલંકિત થઇશું!"

"વ્હાલા! કંઇ ઉપાય?—"

"ત્હમારી આશા મૃગજલવત્ છે, બહેન!—"

"ખરે! તેજ ખરી સુખી! હાય! ઓ વિભુ! આ શું કર્યું?—" મણી નવધાર આંસુ રેડવા લાગી.

તેના આશાના કોમળ છોડ પર નીરાશાનો ઘા થયો. તે બેભાન જેવી બની ગઇ. તેની આંખોમાંથી આંસુનો વરસાદ વરસવા લાગ્યો.

રસિકલાલે તેને અનેક રીતે આશ્વાસન આપ્યું પણ વ્યર્થ !

" રસિકલાલ ! હજુ પણ વિચાર કરો–મને નીરાશ ના કરો. શું મારો પ્રેમદીપક એમજ હોલવાઈ જશે ? હાય—" પુનઃ સાવધ થઈ મણી બોલી.

" મણી ! તારા જેવી એક સુજ્ઞબાળાને આવું ન છાજે–તું પોતેજ વિચાર કર કે હું એક બીજી બાલાને ચાહતો હોવાથી મારો પ્રેમ વેચાયલો છે—હવે તે હું તને શી રીતે આપી શકું ?–અને જો હું તે તને આપું તો તે પાપ ગણાય—એવું મહા પાપ કરવાને હું કાલાન્તરે પણ તૈયાર ન થાઉં—"

" રસિકલાલ ! હું કુંવારી છું—હજી મારો પ્રેમ પવિત્ર છે, અને તે મને કોઇને પણ આપવાનો હક છે. વ્હાલા ! મારો પવિત્ર પ્રેમ સ્વીકારો. એક કુંવારી કન્યાનો પ્રેમ સ્વીકારવો એ પાપ નથી–" મણી બોલી.

" નહિ તે પાપ નથી; પણ મ્હારે માટે તે પાપ છે–"

" કારણ ?–"

" મ્હેં તને કહ્યું ને મણી ! કે મ્હારૂં હૃદય બીજીનું થઇ ચૂકયું છે. "

" શું ત્યારે તમે મને નિરાશ કરશો ? વ્હાલા ! વિચાર કરો. હું કરગરીને વિનવણી કરૂં છું—"

" બહેન ! શુદ્ધિમાં આવ. તુંજ વિચાર કર કે જે હૃદય મ્હેં સરલાને આપી દીધું તે હવે હું તને શી રીતે આપી શકું ?–" રસિકલાલથી ભૂલમાં " સરલા "નું નામ દેવાઇ ગયું. એ નામ સાંભળતાં મણીના હૃદયમાં ઇર્ષ્યાની ઝેરી લાગણી પ્રકટી.

" આહ ! તેજ ખરી સુખી !......વ્હાલા ! શું તમારો એ છેવટનો જવાબ છે ? શું તમે મને આશાભંગજ કરશો ? મ્હારા

કોમળ હૃદય પર પ્રહાર કરવામાં તમને આનન્દ મળે છે ?–" મણીએ છેલ્લો પ્રયાસ કરી જોયો.

" મણી બહેન ! તમે છેકજ ભાન ભૂલી ગયાં છો. તમારી આશા નકામી છે. કદાચ સૂર્ય પશ્ચિમે પ્રકટશે તોય તમે મ્હારો પ્રેમ પ્રાપ્ત કરી શકશો નહિ. ચાલો, શાન્ત થાવ. હું જાઉં છું અને હું ઇચ્છું છું કે એકાન્તમાં શાન્ત મને વિચાર કરી તમે તમારા હૃદયને પુનઃ પવિત્ર બનાવશોજ–" કહી રસિકલાલ તે ઓરડો છોડી ગયો.

મણી હવે એકલી પડી. સ્ત્રીજાતિના સાહજિક સ્વભાવ પ્રમાણે તે સરલાને પોતાની કટ્ટી દુશ્મન માનવા લાગી. સરલાએ રસિકલાલને તેની ગોદમાંથી છીનવી લીધો હોય એવું તેને લાગ્યું અને તેથી રસિક કરતાં સરલાપર તે વિશેષ ક્રોધિત થઈ.

" સરલા ! મારી શોકય ! તેં મ્હારા રસિકને ખૂંચવી લીધો; પણ યાદ રાખજે કે આ મણી તેને પોતાનો કર્યા વિના કદિ પણ જંપશે નહિ. એ મ્હારોજ છે ને મ્હારોજ થશે–" મણીની આંખો લાલ થઇ.

" રસિક ! રસિક ! હું તને આટલા બધા પ્રેમથી ચાહું છું છતાં તું શા માટે મારો અનાદર કરે છે ?...પણ આહ ! સ્હમજાયું ? તું એ બલાના પ્રેમપાશમાં જકડાયો છે. ફીકર નહિ. તને તેના પ્રેમ પાશમાંથી મુક્ત કરી મ્હારા બાહુપાશમાં બદ્ધ કરતાં મને વધુ વાર લાગવાની નથી—"

તે હસી. તેના હાસ્યમાં ગર્વની સ્પષ્ટ છાંયા હતી.

## પ્રકરણ ૯ મું. પ્રેમમાં ભયંકર ઓટ.

મણીએ રસિકલાલ આગળ પોતાનો પ્રેમ વ્યક્ત કર્યા પછી ત્રણ ચાર દિવસ વહી ગયા.

મણી એકલી પોતાના દિવાનખાનામાં વિચાર કરતી બેઠી હતી. બપોરનો વખત હતો. દિવાનખાનામાં તે એકલી જ હતી. "સનમનું તાન" ધુળ ખાતું એક જગ્યાએ પડયું હતું. અભ્યાસનાં પુસ્તકો પણ અવ્યવસ્થિત પડેલાં હતાં.

"રસિક! વ્હાલા! તેં મ્હારા પ્રેમની આવી જ કદર કરી?" મણી વિચાર કરવા લાગી. તેના વદનપર શોક, તિરસ્કાર અને ક્રોધની લાગણી છવાયલી હતી.

"તેં મ્હારા પ્રેમનો તિરસ્કાર કર્યો. તેં મ્હને તરછોડી. રસિક! બેકદર! તેં મ્હારી પ્રેમમાલા ત્હારા ગળામાં આરોપાતી પાછી વાળી......" તે કંઇક દુઃખી થઈ.

'આખરે તું એક નિરાધાર ટુકડા ઉધરાઉ! મારા ઘરનો પેટ ભરો! મેં તને ઘણો વિનવ્યો–ઘણો સમજાવ્યો પણ તું એકનો બે થયો નહિ–તું પેલી રાંડ સરલાની મોહીનીમાં અંજાયો–લોભાયો–ફસાયો. અફસોસ!—'

બીજી પળે તે સ્હેજ હસી–તે હસવું તિરસ્કારનું હતું–"હં હં–હવે મને યાદ આવ્યું? ખાખરની ખીલોડી શાકરનો સ્વાદ શું જાણે? જંગલનો રહેનાર શહેરની મજાની શું કદર કરે? છાસનો પીનાર ગુલાબના સરબતનો લહેજતદાર સ્વાદ શું જાણે? કોયલની સંગતમાં રહી કદાપી કોઇ કાળે કાગડો આમ્રડાળપર પણ બેસે–તેમ તું અમારા સહવાસથી લોકોમાં સારો ગણાયો–પણ આખર કાગડાની જાત તે કોયલ કેમ બને? ટુકડાખાઉ ભીખારીમાં અમીરી ગુણ આવે?... ગમે તેવો પણ તું એક રખડતો, રઝળતો, નદીમાં તણાતો મળી આવેલો નિરાધાર! મુર્ખ મદારી મણીની પરિક્ષા શી રીતે કરી

શકે ? મૂર્ખ રસિકલાલ ! તું મારા અમુલ્ય પ્રેમની કદર શી રીતે કરે ?–" મણી રસિકને ધિક્કારવા લાગી.

' પ્યર—પણ પેલી રાંડ મારી શોકય ! અરેરે ! એ શું જોઈ મારી સ્પર્ધા કરતી હશે ? ખબર નથી કે આ મણીને છેડવાથી શું ફળ મળે છે ?–ચખાડીશ–મારૂં અપમાન કરનારને તેની મગરુરીનું ફળ પુરેપુરૂં ચખાડીશ. મારા પ્રેમ માર્ગમાં કાંટા સમાન ખુંચતી સરલાની હું પુરેપુરી ખબર લઈશ...જોઉં છું કે એ મુર્ખ મને તરછોડી કેવાં ફળ પામે છે—ખોટો આરોપ મુકી આ ઘરમાંથી એને સદાને માટે હાંકી કાઢું ત્યારેજ મારૂં નામ મણી !–"

મણીની પ્રેમ માગણી રસિકે ન સ્વીકારવાથી પ્રેમની જગ્યા હવે વૈરે લીધી. તેનું હૃદય વિકારથી–વૈરની લાગણીથી ભડભડ સળગવા લાગ્યું હતું.

" પણ જીવ ! થોભ ! હું મારૂં વૈર લઉં ત પહેલાં મારે તેને ચેતાવવો જોઇએ. કદાપી તે પિતાજી લગ્નમાં સંમતી ન આપે એવા ભયથી ના પાડી ગયો હશે. અને તેથી મારે તેને હજુ એક "ચાન્સ" આપવો જોઇએ. સમજશે તો સુખી થશે; નહિ તો સદાને માટે દુ:ખી થશે." તે ટેબલ આગળ ગઈ અને એક પત્ર ચીતરી કાઢયો:

" પ્રિયતમ !

આપણા લગ્નમાં પિતાજી સંમતી ન આપશે એવી બીકથી તમે મારા પ્રેમનો તિરસ્કાર કર્યો હોય એમ મને લાગે છે પણ તેમાં તમે ભૂલો છો. તમારા જેવા એક સુજ્ઞ અને સુશીલ યુવક સાથ મારાં લગ્ન થાય એ જાણી ઉલટા પિતાજી રાજી થશે અને તેમ થયેથી તમે રંક નહી પણ ભોગીલાલ જેવા એક શ્રીમંતના જામાત્ર થશો. તમારે તમારા ભવિષ્યનો ખ્યાલ કરી મારો પ્રેમ સ્વીકારવો જોઇએ અને હું આશા રાખું છું કે મને તમારા તરફથી સંતોષકારક પ્રત્યુતર મળશે.

તમે મારા પ્રેમનો તિરસ્કાર કર્યો એ ખરેજ ઘણું અજાયબ

જેવું તથા શોચનીય છે. તમે શું ખ્યાલમાં મસ્ત છો તેની મને ખબર નથી. પણ તમારા કહેવા પ્રમાણે તમે સરલાને ચાહો છો પણ જાણીને દીલગીર થશો કે તમે હજી તેને પૂરી પીછાનતા નથી. તે છુપી છરી છે. તે તમને પોતાની મોહીનીમાં ફસાવી તમને ક્યાં ફેંકી દેશે તે પરમાત્મા જ જાણતો હશે !

પણ જો તમે ભવિષ્યમાં સુખીજ થવા માગતા હો, જો તમે શ્રીમંત બનવા માગતા હો તો મારા પ્રેમને સ્વીકારો. અને સુખી થાવ, નહિ તો એ તમારા અભિમાનનું શું પરીણામ આવશે તે હું કહી શકતી નથી. તમે સુજ્ઞ છો, સુશિક્ષિત છો અને મારી સંપુર્ણ ખાત્રી છે કે તમે તમારૂં ભવિષ્ય ઝળકતું બનાવવાની પ્રબળ ઇચ્છા ધરાવતા હશો. તમારા ભાવી ઉદય માટે તમને દ્રવ્યની ઘણીજ જરૂર છે અને તેથી જ મારા પ્રેમને સ્વીકારો, સરલાને ભૂલી જાવ અને સુખી થાવ.

લી૦ તમારા સ્નેહની ભૂખી,

**મણી.**

ઉપલો પત્ર અતિ ત્વરાથી લખી કવરમાં બીડી, મણીએ રસિકલાલપર મોકલી આપ્યો. અને જવાબની અત્યાતુરતાથી રાહ જોતી ઈઝીચેર પર પડી.

થોડીજવારમાં નોકર એક કાગળ સાથ પાછો આવ્યો. તે પત્ર તે ઘણીજ ઝડપથી વાંચવા લાગી.

" પ્રિય બહેન મણી !

તમને મેં અનેકવાર જણાવ્યું છે અને આ પત્ર દ્વારા પણ જણાવું છું કે એક મ્યાનમાં બે તલવાર કદી પણ રહી શકે નહી અને તેથી તમારો પ્રેમ હું કદી પણ સ્વીકારી શકીશ નહી. ઘણીજ દીલગીરી સાથે લખવાની ફરજ પડે છે કે તમે ઇર્ષ્યાના આવેશમાં એક પવિત્ર બાલિકાને ભયંકર અન્યાય કર્યો છે. મ્હારી નજરે તમે એક રીતે એ બાલિકાને અન્યાય કરી પાપ કર્યું છે.

મારા પ્રેમની આશા રાખવી વ્યર્થ છે. હું તમારો પ્રેમ તમે મને ગમે તેવી લાલચ આપશો તોપણ સ્વીકારવાનો નથીજ; કારણ કે મનુષ્ય એકનેજ ચાહી શકે છે. અને હું તમને પુનઃ કહું છું કે, તમને હું ચાહું એ કેવળ અશક્ય છે. માટે કૃપા કરી મ્હારો ખ્યાલ છોડી દઈ સન્માર્ગે વળશો એવી આશા રાખું છું.

પરમાત્મા તમને સદ્દબુદ્ધિ આપો.

લી૦ તમારો ભાઈ,
રસિકલાલ.

ઉપલો પત્ર વાંચતાંજ મણી સળગી ગઇ.

"આખર તું એકનો બે ન થયો" તે બબડી. તેની આંખમાંથી અગ્નિ ખરવા લાગ્યો.

"પણ યાદ રાખજે! હું પણ હવે તને બરાબર બતાવી આપીશ કે આ મણીનું અપમાન કરનારના કેવા હાલ થાય છે–"

મણીના હૃદયમાંનો પ્રેમ નષ્ટ થઈ ગયો અને તેની જગ્યા વૈરે લીધી.

---

## પ્રકરણ ૧૦ મું. સુન્દરલાલ.

ગયા પ્રકરણમાં વર્ણવેલો બનાવ બન્યા પછી રસિકલાલ અહર્નિશ દિલગીર રહેવા લાગ્યો. મણી પણ એમ સ્હમજી કે બાજી સારી રીતે ખેલાઈ નહિ. જો તે રસિક પાસે ભણવાનું બંધ કરે અથવા તેની સાથે ન બોલે તો તેના પિતા સમક્ષ તેને તેનું કારણ જણાવવું પડે તેમ હતું. વળી રસિક વહેલો મોડો પણ તેના પંઝામાં સપડાશેજ એવી તેને આશા હતી. જો કે તેના હૃદયમાં પ્રેમની ઓટ આવી હતી અને તેનું વિકારી હૃદય રસિકને ધિક્કારતું હતું; છતાં આવી સ્રીઓ છેવટ સુધી આશાને તજી શક્તિ નથી. મણીને પોતાના સૌન્દર્ય અને યૌવનપર એટલો બધો વિશ્વાસ હતો કે એ

ચૌવન સંયમી ઋષિને તપ ભંગ કરે તથા તેનું સૌન્દર્ય ધ્રુવ જેવાં હૃદયો ચળાવવા શક્તિવંત છે એમ તે માનતી હતી.

અનેક વિચાર કરી તેણે બહારથી રસિકલાલને સ્હમજાવી લેવાનો નિશ્ચય કર્યો: અને જાણે કંઈ બન્યું જ ન હોય તેમ તે રસિકલાલને "ભાઇ" કહી બોલાવતી આવી.

"હું મારી વર્તણુક માટે ખરેજ પસ્તાઉ છું અને દુઃખી થાઉં છું. મને ક્ષમા કરો–" મણી બોલી.

"બેન ! તમારી આવી સદ્બુદ્ધિ જોઈ હું ઘણોજ પ્રસન્ન થયો છું—તમને હું ક્ષમા કરૂં છું–" રસિકલાલે કહ્યું.

"અહા ! હું કેવી સુખી ? ભાઇ ! હવે હું પવિત્ર જીવન ગાળી કોઇ લાયક યુવકને પરણી આપની આશીષથી સુખી થઈશ—"

"હવે કેવાં ડાહ્યાં લાગો છો, બેન–" રસિક હસીને બોલ્યો, અને પ્રથમની માફક જ સઘળું ચાલવા લાગ્યું. રસિક પણ અતિ પ્રસન્ન થયો. તેના મનમાંની સઘળી ચીંતા નાબુદ થઇ; અને તેનો ચહેરો પાછો પહેલાંના જેમ ખીલ્યો.

સમય પાણીના પ્રવાહ પેઠે વહી જવા લાગ્યો. લગભગ બે મહિના વહી ગયા. સરલહૃદયી રસિક મણીની વિકારવશતા તદ્દન ભૂલી ગયો. મણી પણ તેની સાથે બાહ્ય વર્તન એવું રાખવા લાગી કે રસિકને તેને માટે કોઈ પણ જાતની શંકા જન્મી નહિ.

એક દિવસ "કુમુદવીલા" માં ભારે આનન્દ વ્યાપી રહ્યો. કુમુદના દિલમાં હર્ષ શમતો ન્હોતો. વૃદ્ધ ભોગીલાલ પણ અતિ હર્ષિત થયા હતા. મણી ને રસિક પણ એ હર્ષમાં ભાગ લેતાં હતાં. આજે ભોગીલાલનો પુત્ર સુન્દરલાલ એલ એલ; બી. ની ડીગ્રી મેળવી રમ્યનગર આવવાનો હતા. તેના સ્વાગત માટે "વીલા" માં ભારે ધામધુમ થઈ રહી હતી.

સુન્દરલાલ આવ્યો. તેનું વય પચીસેક વર્ષનું હતું. નામ સુન્દરલાલ હોવા છતાં તે બહુ સુન્દર ન્હોતો. તેનું વદન લંબગોળ હતું.

અને ઝીણી આંખોની નીચે શ્યામ ડાઘો તેની વિકાર વૃત્તિનું સૂચન કરાવતા હતા. માથાના વાળ કંઇક ખરબચડા હતા પણ તે ટાપ-ટીપ કરવામાં ઉસ્તાદ હોવાથી હમ્મેશાં તેના વાળ ચળકતા રહેતા અને વાંકી સેંથી સ્પષ્ટ જણાતી. કોટ, પાટલુન વેસ્ટમાં રાજેશ્રી સજ્જ થયા હતા. વેસ્ટના ગજવામાં નાજુક ઘડીઆળ હતું અને સોનાનો છેડો બધાની નજરે પડે તેમ લટકતો હતો. શરીર એકવડું પણ સશક્ત હતું. તેની આંખોમાં કામ વાસના ઝબૂકતી હતી પણ તે સાથે તેમાં કંઇક ભયંકરતા પણ જણાતી હતી.

કુમુદ પતિને મળવા તલસી રહી હતી. રજાના દિવસોમાં સુન્દરલાલ રમ્યનગર આવતો. પણ હજુ સુધી કુમુદ તેના વધુ સહવાસમાં રહી ન્હોતી. તે રસિક હતો અને જે અલ્પ સમય તેણે કુમુદ સાથે ગાળ્યો હતો તેમાં કુમુદ એમ સ્હમજી શકી હતી કે તેનો પતિ તેને અત્યંત ચાહે છે. વસ્તુસ્થિતિ એવી હતી કે સુન્દરલાલ કુમુદના હૃદયનો નહિ પણ તેના રૂપ અને યૌવનનો ભૂખ્યો હતો અને કુમુદ યૌવનને આંગણે હમણાં જ આવેલી હોવાથી તે સુન્દર કલિ પર સુન્દર મુગ્ધ થઈ ગયો હતો.

તે વકીલની પરિક્ષામાં પાસ થવાથી ભોગીલાલે અનેક સ્નેહીઓને પોતાને ત્યાં આમંત્રણ કરી બોલાવ્યાં હતાં. સરલા અને શ્રીકાન્ત પણ આવ્યાં હતાં. સરલાને સુન્દરે બે ત્રણ વર્ષ પૂર્વે જોઇ હતી. ત્યારે તે બાલિકા હતી. હમણાં તે રસકુંજની માલણ બની હતી—સ્નેહકુંજની તે કોકિલા હતી—સ્નેહસરની તે અપસરા હતી. તેની વિશાલ—કાળી નેહભરી આંખોમાં હમણાં વસન્તનો મદલેપ હતો. તેના સુન્દર કાળા વાળો તેની સુન્દરતામાં અજબ વધારો કરતા હતા. વદન ચન્દ્ર જેવું તેજસ્વી અને નિર્દોષ હતું. એ વદન પર યૌવનની છટા અને સ્નેહની ખુમારી હતી. નાજુક ગરદનમાં મુક્તામાલા શોભી રહી હતી. આ માલા આ અર્ધ-ખીલી યુવતીના અર્ધવિકસીત વક્ષસ્થલપર રહેવાનું મળવાથી પોતાને

ભાગ્યશાલી માનતી હતી. સરલાએ સુન્દર રેશમની શ્વેત ચોળી પહેરી હતી અને સાડી પણ શ્વેત હતી. સફેદ સાડી પર આકાશમાંના તારા પેઠે ગોળ રૂપેરી ટીલી ઝકઝક થઈ રહી હતી. નાજુક હાથોમાં બબ્બે મશીન પૉલિશની બંગડીઓ હતી. કદળી સ્થંભ જેવા નાજુક ચરણોમાં નાજુક ચાંદીના ઝાંઝર હતાં. સાક્ષાત્ રતિ કે રમ્ભા જેવી તે આજે "કુમુદવીલા"માં ડોલતી આવી હતી.

સુન્દરલાલ તેને જોઇને આભોજ બની ગયો. એ ત્રણ વર્ષમાં સરલામાં જે સુન્દર પરિવર્તન થયું હતું તે જોઇ તે પોતાનું હૃદય સ્થિર રાખી શકયો નહિ. કુમુદે પણ આજે પોતાની સુન્દરતા વધારવામાં કચાસ રાખી ન્હોતી. સરલા કરતાં તે સૌન્દર્યની નજરે કોઈ રીતે ઉતરે તેવી ન્હોતી. તેની આંખોમાં આજે પતિદર્શનથી અજબ મસ્તી આવી હતી. વદને તેને ત્રિભુવનવિજયી ખુમારી હતી. અંગ પ્રત્યંગમાં વસન્ત પ્રકટી હતી. જમીન પર પગલાં પડતાં તેમાં પણ તેના હૃદયની તોફાની મસ્તી જણાઈ આવતી. યુવાની, સુન્દરતા અને શણગારના મીલનથી તે અપસરા જેવી લાગતી હતી. તેની કામણગારી કીકી તેના પ્રિયતમને શોધી રહી હતી. તેના અમૃતપૂર્ણ અધરો પર સુન્દરલાલ આવ્યો ત્યારથી અજેય સ્મિત ફરકી રહ્યું હતું. વારેવારે તે મકલાતી અને સરલા તેના ચાળા જોઇ તેની મશ્કરી કરતી; પણ આજે એ મશ્કરીની એને પરવા ન્હોતી. પ્રિયતમના તાનમાં એ પોતાનું સાન ભાન ભૂલી ગઇ હતી: પણ આવી સુન્દર—સ્નેહઘેલી પ્રિયા સુન્દરલાલની નજરે સરલા કરતાં ઓછા આદરને પાત્ર ગણાઇ હતી. મનુષ્ય સ્વભાવની વિલક્ષણતા આવી વખતે જણાઇ આવે છે. કુમુદમાં યૌવન હતું, સૌન્દર્ય હતું, મસ્તી હતી, સ્નેહ હતો અને સંસ્કારિતા પણ હતી: છતાં સુન્દરલાલનું કાયદાબાજ મગજ સરલાને વધુ સુન્દર માનતું હતું. સરલાને જોઈ તે એમજ સ્હમજ્યો કે વિધિએ સરલાપર સુન્દરતાનું પાત્ર વિશેષ ઢોળી દીધું છે.

"કુમુદવીલા"માં આજનો દિવસ મહોત્સવ તરિકે ઉજવાયો. સઘળા સુન્દરલાલને અભિનન્દન આપવા લાગ્યા. રસિક પણ તેને ભાઈ જેવોજ ગણતો હોવાથી આ મહોત્સવમાં તેણે અંતઃકરણપૂર્વક ભાગ લીધો.

સ્ત્રીવર્ગમાં કુમુદ કેટલીકને માટે ઈર્ષ્યાનું પાત્ર બની હતી. "બહેન! આવો ભણેલો ગણેલો હુશિયાર વર તો જેણે બાર વરસ તુળસીને પાણી પાયું હોય તેનેજ મળે–" એમ કેટલીક સ્ત્રીઓ કહેતી. સરલા ને મણી કુમુદને "ભાભી–ભાભી" કહી ખીજવી રહી હતી.

"ભાભી! જો જે હં! મ્હારા ભાઇને હવે વશ કરવાની મહેનત ન કરતી. નહિ તો વકીલાત કરવાનું ભૂલી જશે–" મણીએ કુમુદનો હાથ પકડી કહ્યું.

"એવું એવું શું બોલો છો, ન્હાની બહેન!–" કુમુદ શરમાઇ.

"ઓ મા! શરમનું પૂછડું તો કોઈ જુઓ! ઠીક છે–સુન્દરભાઇને કહેવા દો કે ભાભી સાથે વાત કરશો તો શરમાઇ જશે—" સરલા બોલી.

"ચાલ હવે ચૂપ મર–લુચ્ચી!" કુમુદ ખીજવાઇ.

આવી અનેક જાતની મીઠી મશ્કરી સ્ત્રી વર્ગમાં થઇ રહી હતી. સુન્દરલાલ કેઇ કોઇવાર કંઈ બહાનું કહાડી સરલાને જોઈ જતો. રસિક પણ સરલાને જોવા તલપી રહ્યો હતો. પણ તેના હૃદયમાં સુન્દરલાલ જેવી અસ્થિરતા ન્હોતી. કારણ તે પ્રેમી હતો અને સુન્દરલાલ મોહલુબ્ધ હતો.

રાતના પાર્ટી થઇ. કેટલીક કુલીન પારસી સ્ત્રીઓએ બે ચાર સુન્દર ગાયનો પણ ગાયાં; અને અગિયારેક વાગે ચાહ પાણી લઇ પાર્ટી પૂરી થઇ.

સુન્દરલાલ હવે કુમુદને એકાન્તમાં મળવા ભાગ્યશાળી થયો. કુમુદ તો પ્રિયતમને વધાવવા શયનગૃહમાં તૈયાર થઇ ઉભી હતી.

શયનગૃહને સુન્દર બનાવવામાં કુમુદે પોતાની સઘળી કલા ખરચી નાખી હતી. સુન્દરલાલે અંદર પગ મૂકતાં જ પુષ્પોની મધુર સુગંધથી તેનું મગજ પ્રફૂલ્લ થઇ ગયું.

"વ્હાલી !–" કુમુદને ચુમ્બન કરી તે બોલ્યો.

"વ્હાલા–"

કુમુદ પ્રિયતમને વળગી પડી. સુન્દરલાલે કુમુદ પર અનહદ પ્રેમ બતાવ્યો અને તે ખોટો પણ ન્હોતો. કુમુદને જોતો ત્યારે તે તદ્દન લુબ્ધ થઇ જતો–સઘળું ભાન ભૂલી જતો છતાં તેના દીલમાં સરલા શમાઇ ગઈ હતી. કુમુદ સાથે પ્રેમ ચેષ્ટા કરતાં પણ સરલાની સ્મૃતિ તેને બેચેન બનાવતી હતી. પણ નિર્દોષ અને પ્રેમઘેલી કુમુદ પ્રિયતમના હૃદયની અશાન્ત સ્હમજી શકી નહિ. તે તો પ્રેમમાં ડુબી ગઈ હતી. જગતની તેને પરવા રહી ન્હોતી.

---

## પ્રકરણ ૧૧ મું. ભાઇ બહેન.

સુન્દરલાલ સરલાને જોઇ તદ્દન પરવશ બની ગયો. તેને સરલાના સ્વપ્નાં હરપળે આવવા લાગ્યાં. તે મનોહર મૂર્તિને તે મેળવી શકશે કે નહી ? તે તેના પ્રેમનો સ્વિકાર કરશે કે કેમ ? વીગેરે વિચારો તેના મનમાં એક પછી એક ઉછાળા મારવા લાગ્યા. તેનો હૃદય સાગર તરંગી મોજાંથી ઉન્મત બની રહ્યો અને આ નવા વકીલ સાહેબ ન્યાયાસન આગળ ધંધો ચલાવવાને બદલે નવિન જાળમાં સપડાયા. ભોગીલાલને પોતાની માનસિક અશાન્તિ જણાવ્યા વિના એટલું તો તેણે જણાવી દીધું કે હમણાં મારો વકીલ તરીકે ધર્માસન આગળ ધંધો કરવાનો વિચાર નથી અને તે સામે પુત્ર વત્સલ પિતાએ જરા પણ વાંધો લીધો નહિ. તે પોતાના પુત્ર ઉપર અભ્યાસનો વિશેષ બોજો પડયો હશે અને તેથી તેને આરામની જરૂર છે એમ માનવા લાગ્યો.

સરલાને કેમ મેળવવી ? તેના અધરનો અમી રસ કેમ ચાખવો ? તેને પોતાના તરફ કેમ આકર્ષવી ? વીગેરે ઘટમાળ રચવામાં તે ગુંથાયો. હરેક પળે તેને સરલાનો જ વિચાર આવતો હતો. તેની માનસિક અસ્થિરતા છૂપાવવા તેણે અનેક પ્રયાસો કર્યા છતાં કુમુદ તેની અશાન્તિ સ્હમજી ગઈ. તેણે એક બેવાર મીઠાશથી પ્રિયતમની અસ્થિર મનોવૃત્તિનું કારણ પૂછી જોયું પણ સુન્દરલાલે તેની આગળ સ્પષ્ટ ખુલાસો ન કરવાથી તે નિરાશ થઇ.

" વ્હાલા ! તમારે તો હવે આનંદમાં દિવસ કહાડવા જોઇએ. તેને બદલે આમ શું કરો છો ? તમે હવે વકીલ થયા—હવે તમારી સર્વ ચિંતા ગઈ—છતાં તમે કેમ આમ દીલગીર રહો છો ? "

" કોણ જાણે મને શું થાય છે તેની મને પોતાનેજ ખબર નથી. મારૂં ચિત સ્થિર નથી—" સુન્દરલાલે જવાબ આપ્યો.

' તો મનને વશ કરો—કંઈ દવા લ્યો—'

' દવાથી મને આરામ થાય એમ નથી. '

' અફસોસ ! તમારી આવી સ્થિતિ હું શી રીતે જોઇ શકું ? મને જણાવો તો ખરા કે તમને શું દુઃખ છે ?

' કુમુદ ! તું મને ના સતાવ—મને એકલો બેસી રહેવા દે—મારૂં દુઃખ તારાથી મટે એમ નથી—હું તે તને જણાવી શકતો નથી. "

કુમુદ વધુ હઠ કરી ન શકી. તે પતિની અસ્થિરતા જોઈ દુઃખી થઈ. અને તેનો પતિ પણ મોહાગ્નિમાં બળતો જ રહ્યો. તેને અનેક વલખાં મારવા છતાં પણ શાંતિ મળી નહિ કારણ કે તે ભયાનક વિકારનો ભોગ થઇ બળી જળી રહ્યો હતો. અનેક ઉપાયો અને યોજનાઓ તેણે પોતાના મનમાં યોજ્યા પણ તે સર્વ વ્યર્થ ગયાં.

જેમ જેમ દીવસ પસાર થતા ગયા તેમ તેમ તેનું આ દરદ વધુ અને વધુ ભયંકર રૂપ લેતું ગયું. તેણે પોતાનો પ્રેમ સરલા સમક્ષ જાહેર કરવાનો વિચાર કર્યો—પણ પોતે પરણેલો છે, એ વિ-

ચારથી ડગ્યો. પોતાના પિતા ગુસ્સે થશે એ ડરથી તે ધ્રુજ્યો અને લોકોમાં પોતાની અપકીર્તી થશે એ ખ્યાલથી થરથર્યો. પણ અનંગની આગ એવી ભયંકર હોય છે કે તેમાં પડનારને શાંતિદેવી કદિ પણ વરતી નથી. અનેક વૈભવપૂર્ણ રાજ્યોના માલિકો મોહના જાદુથી અંજાઈ પોતાના તખ્તો તારાજ કરી ગયા છે તે ઇતિહાસ પરથી જણાઇ આવે છે. રૂપ અને મોહ એ બે જગતના કાતિલ ઝેરો છે કે જેનો ઉતાર જ નથી. એ બે જગતના તીવ્ર શસ્ત્રો છે કે જેના સ્હામે કોઇ ટકી શકતું નથી. સુન્દરલાલ એ તીવ્ર ઝેરની અસરથી પીડાતો હતો અને તે બચે એવી આશા ન હતી.

સરલાનો પ્રેમ મેળવવાની આશા રાખતો સુન્દરલાલ ઢીલો હચ થઇ ગયો. તેનાં ગાત્રો શીથીલ થઈ ગયાં. શરીર ધ્રુજવા લાગ્યું અને જીભ લથડવા લાગી. તેનું અશાંત મગજ વધુ અશાંત બન્યું અને તેથી તે પોતાના મન પરનો કાબુ છોડી દઇ હાય અફસોસના નિઃશ્વાસસુચક શબ્દ સાથ કપાળે હાથ પછાડી શોક સાગરમાં ડુબી ગયો.

"કેમ ભાઈ ! શું છે ?—તને શું થયું ?—' મણી પોતાના ભાઇની માનસિક વ્યાધિ જાણતી હતી છતાં અજાણી થઇ બોલી.

હવે સુન્દરલાલને ભાન આવ્યું. તેણે પોતાને હાથેજ કાચું કાપ્યું હતું તેનો તેને ખ્યાલ આવ્યો. તે પોતાના ભાવો છૂપાવતાં બોલ્યો.

"કંઇ નહી બ્હેન ! હાલમાં મને વારંવાર એમજ થાય છે—'

"ભાઇ ! તું જાણે છે કે તારા મનની વાત કોઇ જાણતું નથી પણ તેમાં તું ભુલે છે—'

'એટલે ?'

'એટલે એમ કે તું પરવશ થયો છે ?"

'એ વળી શું બકે છે ? નાહક ગપ્પા શું હાંકે છે ?—'

'મારી આગળ છુપાવવામાં કંઇ સાર નથી."

"હું શું છૂપાવું છું તે બોલ જોઉં ?–" સુન્દરલાલે ખાત્રી કરવાના ઇરાદાથી પૂછ્યું."

"કહું ?–" મણી હસતી હસતી બોલી.

"હા કહે. શું કહેશે? પત્થર !—"

"એમ કે ? લે ત્યારે કહું. તું સરલા પર દિવાનો થઈ ગયો છે."

"એ તેં કેમ જાણ્યું ?–" અજબ થઇ સુન્દરલાલ બોલ્યો.

"મેં ગમે તેમ જાણ્યું ! ભાઇના લક્ષણ કંઇ બહેનથી છૂપાં રહે ખરા !–" લટકો કરતી મણી બોલી.

"તો બહેન ! તારા આ દુઃખી ભાઇને તું મદદ નહિ કરે ?" સુન્દરલાલે મણીની સહાય માગવામાં શરમ જોઇ નહિ.

"પણ મ્હારાં કુમુદભાભી પર કેમ આટલીવારમાં અભાવ આવી ગયો તે તો કહો, વીરાજી !–" મણી હસી.

"જો મણી ! વાત એમ છે કે વિલાસમાં વિવિધતા હોય તોજ મઝા આવે છે. કુમુદ સુન્દર છે. હું તેને ચાહું છું. તેથી સરલાને ન ચાહી શકું એવો નિયમ નથી. કલાપીને બે પ્રિયતમા હતી છતાં તે શુદ્ધ સ્નેહી કહેવાય છે–"

"અરે ! વાહરે વકીલ સાહેબ ! તમારી દલીલ તો વિચિત્ર જણાય છે !–"

"જો મણી ! મને દુઃખી ન કર, મારૂં હૃદય બળી જાય છે તેને વધુ ન બાળ. બોલ, બહેન ! તું મને મદદ કરીશ ?–"

"શી રીતે ?"

"તું સરલાને મ્હારી બનાવીશ ?"

"પણ કેવી રીતે ? પિતાજી તને બીજીવાર પરણાવવાના છે એમ ?"

"નહિ–પણ—"

"પણ શું ?—"

"સરલા મ્હારી ગુપ્ત રીતે—"

"અશક્ય !—"

"કેમ ?—"

"એ તો પેલા રસિકલાલને ચાહે છે–"

"શું ? ત્હારા માસ્તરને ?—"

"હા–એ માસ્તર સાહેબ પર સરલાબાઇની મીઠી નજર છે–" મણી પોતાનો મનોભાવ છૂપાવતી કટાક્ષમાં બોલી.

"ત્યારે એ મ્હારો પ્રતિસ્પર્ધી છે ખરૂં ?" ગુસ્સાથી સુન્દરલાલે પૂછ્યું.

"હા—"

"ત્યારે હવે શું કરૂં ?"

"એનું જડમુળ કહાડ—"

"જડમુળ એટલે ?"

"એટલે એને આ ઘરમાંથી કહાડી મુક—"

"શી રીતે ?"

"કોઇ પણ યુક્તિથી !"

"તે તું શોધી રાખ–મારૂં મન ઘણું અશાંત છે—"

"પણ ભાઈ ! એ આપણા ઘરમાંથી જશે તેથી કાંઈ સરલાને તું મેળવી શકવાનો નથી–"

"કેમ ?"

"કારણ કે રસિકલાલ સુશિક્ષિત છે. હવે આપણે કહાડી મુકશું તો એ ભૂખે મરવાનો નથી."

"ત્યારે શું ઉપાય ?"

"ઉપાય ! જો હું તને એક ઉપાય બતાઉં છું."

"તે શું બેન ?"

"એ આપણે ત્યાંનો પેટભરો છે–એનાં માતપીતા કોણ છે તે વિષે કોઇને કાંઇ પણ ખબર નથી અને તેથી એવા એક રખડતા, રઝળતા, તથા તેની ન્યાત જાત પણ કોઇને ખબર નથી

તેવાને પોતાની કીર્તીપર મરી ફીટનાર શ્રીકાન્ત કાકા પોતાની કન્યા કદિ પણ આપશે નહિ. પણ એ માટે પાણી પહેલાં પાળ બાંધવાની જરૂર છે. રસિકલાલ સુશિક્ષિત છે, હુંશિયાર છે અને તેના ચારિત્ર્ય માટે જગતને માન છે. તેથી કદાચ શ્રીકાન્ત કાકા તેને સરલા આપવા તૈયાર પણ થાય એ સમ્ભવિત છે. પણ સરલા અને રસિકના પ્રેમની તેમને ખબર પડે તે પહેલાં રસિકલાલ જેવા એક હીન કુલોત્પન્ન જુવાને સરલાને ચાહવાની જે ધૃષ્ટતા બતાવી છે તે માટે કાકા સાહેબને ભયંકર રીતે ઉશ્કેરી મેલ. પણ જોજે ! તારી મનોવ્યથા તેમની જાણમાં ન આવી જાય તેમ તેં રસિક સ્હામે તેમને ભંભેર્યા છે એવી સરલાને ખબર ન પડેઃ એટલું થયા પછી શું કરવું તે હું તને કહીશ."

મણીએ પોતાના હ્રદયમાં છૂપાયલું ઇર્ષ્યારૂપી ઝેર બહાર કાઢવા માંડયું.

"ત્હારી અક્કલની બલીહારી છે, મણી !—" સુન્દરલાલ આ યુક્તિથી પોતાના પ્રતિસ્પર્ધીને પરાજિત કરવાના ખ્યાલથી મલકાઇ બોલ્યો.

## પ્રકરણ ૧૨ મું. બાગમાં.

રમ્યનગર એક દેશી રાજ્ય હતું. હાલમાં તેની ગાદી પર મહારાજા જગત્સિંહ વીરાજતા હતા. જગત્સિંહે રાજકુમાર કૉલેજમાં બી. એ. સુધી અભ્યાસ કર્યો હતો અને અભ્યાસની પૂર્ણાહુતિ પછી પણ તે સાહિત્યનો પરમભક્ત હોવાથી સતત્ વાંચનને પરિણામે દિનપ્રતિદિન તેના જ્ઞાનમાં વધારો થતો ગયો હતોઃ સામાન્ય રીતે રજવાડાના દોષોથી તે પોતાની જાતને બચાવી શકયો હતો. અફીણ, શરાબ કે કોઇ કેફી ચીજને સ્પર્શ કરવા પ્રત્યે તેને અત્યંત તિર-

સ્કાર હતો. પ્રજાની આબાદી માટે તેને અહર્નિશ ચિંતા રહેતી અને દુષ્કાળ અથવા અન્ય કોઈ પણ કુદરતી આફતને પ્રસંગે તે પ્રજાને ઉદારતાથી સહાય કરતો. તેની પ્રજા સુખી અને આબાદ હતી. તેના અધિકારીઓ કેટલાક અપવાદો બાદ કરતાં પ્રમાણિક અને કર્ત્તવ્યપરાયણ હતા.

જગતસિંહનું વય હાલમાં ફક્ત ચોવીસ વર્ષનું હતું. હજુ સુધી તેના હૃદયપર કોઇ રમણી સ્વામિત્વ મેળવી શકી ન્હોતી. પ્રજાના નેતાઓ તથા રાજ્યના ઉચ્ચ અધિકારીઓના અત્યંત આગ્રહ છતાં જગતસિંહે "ચાહવું અને ચહવાવું" એ સૂત્રનો લ્હાવો લેવાનો દૃઢ નિશ્ચય કરેલો હોવાથી હજુ સુધી તે અવિવાહિતજ રહ્યો હતો.

તેની રાજ્ય પદ્ધતિમાં તેણે પ્રાચીન અને અર્વાચિન ઉભય રાજ્યનીતિનો સંયોગ કર્યો હતો. તેના તાબાના દરેક ગામમાં શહેર સુધરાઇ દવાખાનું તથા શાળાની વ્યવસ્થા હતી. પ્રાથમિક અને માધ્યમિક કેળવણી મફત અને ફરજિયાત આપવામાં આવતી, ખેડુતોની દશાપર મહારાજા પોતે ખાસ ધ્યાન આપતા, વળી લોકમતવાદનો સ્વીકાર કરી તેમણે એક પ્રતિનિધિ સભા સ્થાપી હતી અને તેમાં પ્રજાના પ્રતિનિધિઓની બહુમતી રહેતી. પ્રતિનિધિ સભા જે ખરડો પસાર કરે તે જવલ્લેજ અમલમાં મૂકાયા વિના રહેતો. પ્રજાની મરજી સાચવીને પ્રજાની સંમતિથી રાજ્યના કાયદાઓ ઘડાતા અને અમલમાં મૂકાતા. ટૂંકામાં આ દેશી રાજ્યમાં નવયુગનું ચેતન આવેલું હતું. પ્રજામતનો વિજય થયો હતો અને રાજા પ્રજાને માટે રાજા છે—રાજાને માટે પ્રજા નથી એ ગમ્ભીર સૂત્રનો મર્મ સ્હમજતો હોવાથી પ્રજાને ફરિયાદ કરવાનો પ્રસંગ ક્વચિતજ આવતો.

રમ્ય નગરમાં એક સુન્દર બાગ હતો. આ બાગ મહારાજાના સ્વર્ગસ્થ પિતાના સ્મરણાર્થે પ્રજાએ તૈયાર કરાવ્યો હતો અને તે "અમર બાગ"ને નામે ઓળખાતો હતો.

બાગમાં સંધ્યા સમયે રમ્ય નગરનાં અનેક સ્ત્રી પુરૂષો હવા ખાવા આવતાં. સ્હાંજ પડવા આવી હતી. સરલા એકલી બાગમાં ફરવા આવી હતી. તે એક બાંકપર બેઠી બેઠી કાંઈ મધુર વિચારમાં લીન થએલી હોય તેવી જણાતી હતી. તે તેના હૃદયેશ્વર રસિકલાલના તાનમાં મસ્તાન હતી. આજે સ્હવારે આંબાવાડીમાં તે તેને મળી હતી અને પ્રેમીઓએ એકમેકને પુનઃ કાંઇ મીઠા મીઠા કોલ આપ્યા હતા. હમણાં સરલા રસિકનાજ ખ્યાલમાં બેઠેલી હતી.

એટલામાં કોટ પાટલુનમાં સજ્જ થયલો, નેકટાઇ ફરફરાવતો તથા હાથમાં "વૉકીંગ સ્ટીક" ફેરવતો સુંદરલાલ અચાનક તે સ્થળે આવી પડયો. સરલાને જોતાંજ જાણે વીજળીનો ઝટકો લાગ્યો હોયની એવી લાગણી તેને થઇ. તે તરત તેના બાંક આગળ જઇ બોલ્યોઃ

"કોણ–સરલા બહેન ?–આજે એકલાં ?–"

"અહો–સુન્દરભાઇ ! આવો–આવો. હું દરરોજ પિતાજી સાથે ફરવા આવું છું. આજે પિતાજી કામમાં હોવાથી આવ્યા નથી." નિર્દોષ ભાવે સરલા બોલી.

સુન્દરલાલ કાંઇ બોલ્યો નહિ. શું બોલવું તે એને સુઝયુંજ નહિ. પૂતળા જેવો તે ઉભો રહ્યો.

"બેસશો ?" સરલાએ બાંક પર જગ્યા કરી કહ્યું.

ગૂપચૂપ સુન્દરલાલ બેસી ગયો. અચાનક તેનું વદન ગંભીર થયું. જાણે પૃથ્વીની આફતો તેના પરજ તૂટી પડી હોય તેવો તેણે દેખાવ કર્યો. સરલા–સરલહૃદયી–પવિત્ર સરલા તેને ઉદાસ જોઈ દિલગીર થઈ બોલીઃ –

"કેમ ભાઇ ! દિલગીર કેમ જણાવ છો !"

"શું કહું ? સરલાદેવી ! મને અત્યારે એક એવી ભયંકર બીનાનું અચાનક સ્મરણ થઈ આવ્યું કે જેથી મ્હારા હૃદયપર જાણે

વજ્ર પ્રહાર થયો હોયની એવું મને લાગે છે–" સુન્દરલાલ કૃત્રિમ વિષાદ ભાવ ધારણ કરી બોલ્યોઃ

"એવી તે કઈ વાત છે, સુન્દરલાલ !–"

"એ એક એવી કરૂણ કથા છે, સરલા ! કે જેથી મ્હારૂં મન સદૈવ ઉદ્દામ રહે છે—"

"એવું શું છે તે હરકત ન હોય તો જણાવશો ?" સરલાએ પૂછ્યું.

"તમે ક્યાં પારકાં છો કે તમને જણાવવામાં હરકત હોય ?– સરલાદેવી ! હું એક ન્હાની કથા કહેવા માગું છું–"

"બોલો, હું સાંભળું છું."

"એક મનોહર ઉદ્યાન હતું !" સુન્દરલાલ ગંભીર સ્વરે બોલ્યો.

"ક્યાં ?–પેરીસમાં કે લંડનમાં ?–" સરલા હસતી હસતી બોલીઃ

"અહિંઆ અહિંઆ—આપણા રમ્ય નગરમાં. આમ મશ્કરી ન કરો—"

"વારૂ, પછી ? તે ઉપવનને શું થયું ? કોઇએ ખોદી કાઢયું ?"

'નહિ—'

'ત્યારે ?'

'તેમાં હું જ્યારે મુંબઈ ગયો ત્યારે એક અર્ધ વિકસીત ગુલાબની કળી હતી—'

'તે આટલા લાંબા વખતમાં ખરી ગઈ એમ ? એમાં શોક કરવા જેવું શું છે ? હમણાં તે ઉદ્યાનમાં બીજાં ઘણાં પુષ્પો ખીલેલાં હશે !'

'મને પુરેપુરો સાંભળી લ્યો મિસ સરલા !—" જરા ખિન્ન થઈ તે બોલ્યો.

'વારૂ—ચલાવો—'

'તે પુષ્પ ખીલ્યું—'

'પછી ?'

'તેની મધુર સુવાસથી વાતાવરણ સ્વર્ગીય બની રહ્યું; અને—"
'અને ખરી ગયું? ખીલ્યું તે ખરવાનું જ છે એમાં શોક શાનો?"
'ખર્યું નહિ—'
'ત્યારે?'
'ચૂંટાઇ ગયું?—એક જણના હાથમાં ગયું!"
"સર્વથી ઉત્તમ! ઉપયોગમાં આવ્યું અને કૃતાર્થ થયું—તે માટે શોક શાનો?"
"તે ફૂલ મને મળે એવી મારી ઇચ્છા હતી!"
"તો એક દિવસ પછી મુંબઈ જવું હતું કે તે તેટલા સમયમાં ખીલી રહેત!"
"હજી તે ફૂલ આ દુનીઆમાં છે—"
"ઘણું આશ્ચર્યજનક!" સરલા કંઇક શંકિત થઇ બોલી.
"હું કૃત્રિમ ઉદ્યાનની વાત કરતો નથી—"
"ત્યારે?"
"જગતના બાગની—"
હવે સરલા સ્હમજી.
"જગતના બાગમાં તો એવી ઘણી કળીઓ હશે!"
"હા—અને તેમાંની મારી કળી કોઇ લઇ ગયું."
"બીજાના ભાગ્યની હશે તો તેના નસીબમાં ગઇ અને તમારા ભાગ્યની તમને મળી."
"તમે ઘણાં ક્રૂર છો, સરલાદેવી!—"
"કેમ ભલા? મ્હેં શી ક્રૂરતા બતાવી?" સરલા મશ્કરીયુક્ત સ્વરે બોલી.
"મ્હારી કુસુમકલિ મ્હેં ગૂમાવી દીધી એ શું ઓછું શોકજનક છે?"
"ઘણુંજ: પણ જો તમે તે કુસુમકલિ માટે ખરેખર તલસતા હતા તો શામાટે તમે બીજી કલિનો સ્વીકાર કર્યો?—" કંઇક ક્રોધથી તે બોલી.

"મને ઘાતકી રિવાજે તે ગળે વળગાડી."

"એમ ? ચાલો હશે. ભાઇ ! તમે પણ વકીલાતનો અભ્યાસ કરી કંઇ નવું જ શાસ્ત્ર શીખી આવ્યા લાગો છો–"

"તમે મશ્કરી કરો છો; પરંતુ જેને માટે મ્હારા હૃદયમાં ભડભડ ચીતા સળગી રહી છે તે કોણ છે તે તમે જાણો છો ?"

"ના. હું હવે જાણવા પણ માગતી નથી."

"છતાં તમારે તે જાણવું પડશે. સરલા ! વ્હાલી ! જગત્ ઉદ્યાનની એ મનોહર કલિ કોઇજ નહિ પણ તુંજ છે. આ સુન્દરલાલ તારાપર દિવાનો બન્યો છે—તારા અધરરસનું પાન કરવાનેજ હું આતુર થઇ રહ્યો છું. બોલ, બોલ વ્હાલી ! આ જખમી જીગર પર ત્હારા પ્રેમરૂપી ઠંડો મલમ લગાવી તું મારી હૃદયરાણી થઇશ ?"

"તમે શું બકો છો ? ભાઈ ! હું તો તમારી બહેન થાઉં—" સરલા ભ્રકૂટિ વક્ર કરી બોલી.

"સરલા ! હવે ખોટી શરમ ન રાખ. જો ! આ હૃદય ચીરીને જો કે હું તને કેવા પ્રબલ પ્રેમથી ચાહું છું."

"બસ કરો, સુન્દરલાલ ! નહિ તો હું પોલિસને બૂમ પાડીશ. તમે પરણેલા છો–મ્હારી વ્હાલી સખી કુમુદ તમારી ધર્મપત્નિ તમારે માટે પ્રાણ ખર્ચવા તૈયાર છે—છતાં તમે વિકારાંધ થઈ આવું વર્તન ચલાવો છો એ તમારા જેવાને માટે ન ભૂંસી શકાય એવું ઘોર કલંક છે–બસ, ચાલ્યા જાઓ અહિંથી—"

સરલા આ શબ્દો એવા ગુસ્સાથી બોલી કે જાહેર બાગમાં સુન્દરલાલ વિશેષ બોલવાની હિમ્મતજ કરી શકયો નહિ.

તે ફીક્કે મ્હોડે બાગમાંથી ચાલ્યો ગયો અને સરલા કુમુદ માટે શોક પામતી થોડીવાર પછી ઘેર ગઈ.

## પ્રકરણ ૧૩ મું. જૂઠો આરોપ.

સુન્દરલાલને બાગમાં સરલાએ રોકડો જવાબ પરખાવી દેવાથી તે અત્યંત નિરાશ થયો; પરંતુ કામી નિરાશા મળતાં વિશેષ અસ્થિર અને ઝનુની બને છે. સુન્દરલાલની પણ તેવીજ દશા થઇ. તેણે વકીલાતની પરિક્ષા પસાર કરી હતી છતાં સરલાપર તેનું ચિત્ત ચ્હોંટવાથી કાયદાનાં પોથાંઓ તેને કડવા ઝેર જેવા લાગવા લાગ્યાં.

દિનપ્રતિદિન તે વધુ અને વધુ ઉદાસ જણાવા લાગ્યો. મણી–તેની બહેન તેની હીલચાલપર, તેના વર્તનપર, તેના સ્વભાવમાં થતા પરિવર્તનપર અને તેના હ્રદયના અસ્થિરતાપર બારિક લક્ષ આપતી હતી. સુન્દરલાલ પ્રતિક્ષણે સરલાનાં સ્વપ્નાં જોતો; પણ તેજ પળે તેને સાથે સાથે તેના તેજસ્વી–ક્રોધપૂર્ણ આરક્ત નયનોમાંથી અગ્નિ ખરતો પણ જણાતો. તે જોઇ તેને મરણ જેટલું દુઃખ થતું.

મણી સુન્દરલાલના નિરાશ વદનપરથી સ્હમજી ગઇ કે ભાઇ સાહેબ કોઈ સાહસ ખેડવા જતાં માર ખાઇ આવ્યા છે. તે એક દિવસ સુન્દરલાલ પાસે આવી બોલીઃ

“કેમ ભાઇ ! તું આજકાલ આટલો બધો ઉદાસ કેમ દેખાય છે ?”

“અમસ્થો.” સુન્દરલાલ બોલ્યો.

“હવે મારી પાસે શામાટે છૂપાવે છે ? તને ખબર તો છે કે હું તારી દુશ્મન નથી. મારાથી બનશે તો હું તને મદદ કરીશ. બોલ શું થયું ? તું હાર પામ્યો જણાય છે, ખરૂં ?” મણીએ કહ્યું.

“હા.”

“તેથી આટલોબધો ઉદાસ શામાટે થાય છે ? હજુ તો તારે એક બીજી પણ દુઃખજનક ખબર સાંભળવાની છે–”

“તે વળી શું ?”

"તે સાંભળી દિવાના પ્રેમી પેઠે ગાંડો તો નહિ થાય ને?"

"નહિ—નહિ—બોલ તો ખરી ! શું છે તે !"

"શ્રીકાન્ત કાકા પાસે જઈ રસિકલાલે સરલાની માગણી કરી અને તે શ્રીકાન્ત કાકાએ સ્વીકારી પણ—"

"હેં ! તું શું બકે છે?" જાણે નજર આગળ જ્વાલામુખી ફાટયો હોય તેમ આભો થઈ સુન્દરલાલ બોલ્યો.

"પછી—પછી—"

"પછી શ્રીકાન્તે પીતાશ્રીને બોલાવ્યા અને પીતાજીએ રસિક માટે સારો મત આપ્યો. હવે જે દિવસ જાય છે તેમાં એઓના વિવાહ થશે. સરલા ને રસિક પતિ પત્નિ થશે–મારી અને તારી ઇચ્છા ધુળમાં મળશે—"

"અફસોસ ! હવે શું કરવું? એ બદમાસે તો મારૂં સત્યાનાશ વાળ્યું–બ્હેન ! હવે કંઇ ઉપાય ?—"

"જો હું મારા રૂમમાં જાઉં છું–નાટક આબાદ ભજવું છું, અને એ પાપીને આ ઘરમાંથી ફજેત કરી બ્હાર કાઢું છું. પણ જો ! તારે ઘણી ચાલાકી વાપરવાની છે—"

"શી ?"

"બીજું કંઇ નહિ. હું બુમ મારૂં કે તરત દોડી આવજે. બસ એટલું જ"

"પણ તું કરવા શું માગે છે તે તો કહે ?"

"તે તને તે વખતે જણાશે." કહી મણી પોતાના ઓરડામાં ગઈ અને સુન્દરલાલ પોતાની બહેનની બુમની રાહ જોતો પોતાનાજ ઓરડામાં બેસી રહ્યો.

* * * * *

મણી પોતાના ઓરડામાં આવી અને તરતજ તેણે પોતાની દેહને શણગારવા માંડી. રસિકલાલને ચાહતી હતી. જો કે રસિકે તેના પ્રેમનો અસ્વીકાર કરવાથી તથા તે સરલાને ચાહે છે એ વાત જા-

જુવા પછી મણીના મોહાંધ અંતરમાં ઈર્ષ્યા અને વૈરની લાગણી જન્મી હતી; છતાં હજુ તેને પોતાના સૌન્દર્ય અને યૌવનપર શ્રદ્ધા હતી. હજુ તે એકવાર પાસા નાખી જોઇ, જો રસિક તેની જાળમાં સપડાય તો સપડાવવા માગતી હતી. તેથી પ્રથમ સુંદર દેખાવાને તેણે વસ્ત્રાભૂષણ સજવા માંડયાં. નવી સાડી–નવી ચોળી–નવાં અલંકારો ચઢાવ્યાં. સ્હાંજના ચાર વાગ્યા. આ સમયે રસિકલાલ તેને ભણાવવા આવતો હતો. એટલામાં તો તે બનીઠનીને તૈયાર થઈ બેઠી હતી. આજે તે છેલ્લો દાવ રમવા માગતી હતી. તેની આંખોમાં કામુકતા ઝબૂકતી હતી. તેની છાતી ધડક ધડક થતી હતી. પણ વદનપર નિશ્ચલતા હતી.

રસિકલાલ આવ્યો. નોકરને મણીએ આગળથી હુકમ કરી રાખેલો હોવાથી રસિક આવતાં પાંચ મિનિટમાં ચ્હાના બે પ્યાલા લઈ નોકર ઓરડામાં આવ્યો અને ટેબલપર પ્યાલા મૂકી ચાલી ગયો. મણીએ માથું દુખવાનું બ્હાનું કાઢી અભ્યાસ મુલતવી રાખ્યો અને રસિકલાલને ચ્હા પીવાની વિનંતી કરી પોતે પણ ચ્હા પીવા લાગી.

" રસિકલાલ ! આજે હું તમને એક વધામણી આપું ? "

" શાની બહેન ? "

" તમે સાંભળશો ? "

" શા માટે ન સાંભળું ? "

" આજથી થોડાક દિવસ પહેલાં મ્હેં તમારા પ્રેમની માગણી કરી હતી તે તમને યાદ છે ? "

" હા. યાદ છે; પણ ત્યાર પછી તમે તમારી ભૂલ સ્હમજ્યાં. એ પ્રેમ ન્હોતો પણ મોહ હતો. "

" એ પ્રેમ હતો કે મોહ તે નક્કી કરવાનું કામ પ્રેમ શાસ્ત્રના અભ્યાસીનું છે. હું તમને એમ પૂછવા માગું છું કે જો હું ફરીથી તમને મારા થવાને વિનવું તો તમે આ દીન દાસીને સ્વીકારો

ખરા ? " મણીએ નેત્રબાણુ ફેંક્યું. પણુ સ્હામા યુવાનમાં તે પાછું વાળવાની તાકાત હતી.

" બ્હેન ! હજુ પણુ તમે વિકારને હઠાવી શક્યાં નથી ? શું હજુ પણુ તમે મ્હારામાં આસક્ત છો ? "

" રસિકલાલ ! પ્રેમ જડાયા પછી નષ્ટ થાય છે ખરો ! એકને ચાહ્યા પછી બીજાને ચાહવાનો પ્રયત્ન કરવો એ શું પાપ નથી ? તમને ચાહવા એ શું ભયંકર ગુન્હો છે કે તમે મને દોષ આપો છો ? તમે સુન્દર છો, યુવાન છો, રસિક છો, અને સુશિક્ષિત છો. એવા સર્વાંગ સુન્દર યુવાનને મ્હારા જેવી કન્યા ચાહે તો તેમાં તેનો શો દોષ ? હું તમને ચાહું છું. તમારે માટે મ્હારા સર્વસ્વનો ભોગ આપવા તૈયાર છું તો વ્હાલા ! તમે મને શા માટે ચાહતા નથી ? શા માટે આ કુમળી વેલીને કચડી નાખો છો ? શા માટે મ્હારી આશાવેલીપર પ્રહાર કરો છો ? " મણીએ કરૂણુ સ્વરે કહ્યું. તેની આંખોમાં પ્રબલ વિકાર વાસના સ્પષ્ટ જણાતી હતી.

રસિક તેના શબ્દો સાંભળી કમ્પ્યો. પુનઃ મણી પ્રત્યે તેને તિરસ્કાર ઉત્પન્ન થયો. તે દઢ સ્વરે બોલ્યોઃ

" એ અસમ્ભવિત છે. હું તમને ચાહી શકતો નથી. "

" કારણુ ? "

" કારણુકે હું એક બીજી પવિત્ર કુમારિકાને મ્હારો પ્રેમ અર્પણુ કરી ચૂક્યો છું. "

" રસિકલાલ ! જો તમે પિતાજીના ધાકથી ડરતા હો તો મને સ્પષ્ટ કહી દો. સાંભળો ! હું તમારાપરથી તન મન ધન પટકી નાખવા તૈયાર છું. પિતાજી આપણા પ્રેમની વાત સાંભળી રાજી થશે—ગભરાઓ ના—ખોટી કલ્પના કરી ચાંલ્લો કરવા આવેલી લક્ષ્મીને ઠેલો મા. બોલો, તમે મારા થશો ? "

" નહિ. કાલાન્તરે પણુ નહિ. "

" રસિક ! રસિક ! મ્હારૂં તમે ભયંકર અપમાન કરો છો. તમને ખબર છે કે આ અવગણના તમને કેટલી ભારી પડશે ? " મણીના સ્વરમાં હવે પ્રખરતા આવી.

રસિક અત્યંત ક્રુદ્ધ થઇ બોલ્યોઃ

" પરિણામની મને પરવા નથી. "

" રસિક ! વ્હાલા ! મ્હારામાં શું ખામી છે ? જો-જરા મ્હારા મ્હો તરફ જો શું આ વદન સુન્દર નથી ? શું તેમાં સરલાના મ્હોં જેવું આકર્ષણ નથી ? શું મ્હારી આંખોમાં મસ્તી નથી ? શું નથી ? દર્પણમાં મ્હેં મ્હારૂં મ્હો વારંવાર જોયું છે. અને મને લાગે છે કે મને સુન્દરતા અર્પવામાં બ્રહ્માએ કંજુસાઇ વાપરી નથી. યુવાનીને આંગણે તો હજુ હમણાંજ હું આવી છું: છતાં-છતાં તું મ્હારો અસ્વીકાર કરે છે ? તને શું જોઇએ છે ? "

" પ્રેમ. "

" હું તને પ્રેમથી રસબસ કરી દઇશ. "

" મને એવો ભાડૂતી પ્રેમ જોઇતો નથી. "

" ત્યારે શું તું મ્હારો પ્રેમ ન જ સ્વીકારે ? "

" પ્રેમ પરાણે અને બલાત્કારે સ્વીકારાતો હશે ? " રસિક ધિક્કારથી હસીને બોલ્યો:

" નહિ સ્વીકારાતો હોય તો હું સ્વીકારાવીશ. "

" એ તો આવતા યુગમાંય નહિ બને. "

" એમ કે ?......ત્યારે શું તું નાજ કહે છે ? "

" હા-ના-ના. હજારવાર ના— "

" અને એ હજારવારની " ના " ની કિમ્મત ખબર છે ? "

" ત્હારે જોઇએ તેમ કર. "

" એમ ? "

" હા— "

" વિચાર કર— "

"વિચાર કરી રાખ્યો છે."

"ત્યારે શું આ છેલ્લો જવાબ છે?"

"હા–હા. કેટલીકવાર કહેવડાવે છે? ચાલ, હવે જવા દે મને."

"જરા–સબુર!–" રસિકનો હાથ પકડી મણી બોલી.

"હજુ એકવાર મ્હારી આંખો સ્હામે જો!–"

"તું કેટલી નિર્લજ્જ છે. મણી! તારા જેવી સ્ત્રી મ્હેં હજુ સુધી નથી જોઈ."

"તો હવે જોશે–" મણી તિરસ્કારથી હસી.

"ચાલ, છોડ મ્હારો હાથ!"

મણીએ જોયું કે હવે બાજી હાથમાંથી સમૂળી ચાલી ગઈ છે. તેણે હવે પોતાનો નાટક ભજવવાનો નિશ્ચય અમલમાં મૂકવાનો વિચાર કર્યો.

"ઓ! ઓ ભાઈ! બાપુજી! દોડો–આવો–મદદ કરો–" અચાનક તેણે મ્હોટેથી બૂમ પાડી.

રસિક જતો હતો તે આ અચાનક બૂમથી અટક્યો અને શું થયું તે જાણવા આતુર બન્યો. એજ પલે સુન્દરલાલ ત્યાં દોડી આવ્યો.

'શું છે બ્હેન?'

'આ–ઓ–ઓ–' મણી જાણે મૃત્યુ જેવું દુઃખ થતું હોય તેમ બોલી.

'છે શું?–રસિક! આ શું છે?—' ભોગીલાલ પણ આવી પહોંચ્યા.

'કોણ જાણે? મને કંઈ ખબર નથી!–' રસિક બોલ્યો.

'બ્હેન! શું છે?–' ગુલાબજળ છાંટી સુન્દરલાલ બોલ્યો, મણી કંઈક શુદ્ધિમાં આવી હોય એવો દેખાવ કરતી બોલી.

'મને છોડી દે–પાપી! તારી પાપવાસના કદિ પણ તૃપ્ત થવાની નથી."

સુન્દરલાલ મનમાં સ્હમજી ગયો કે તેની બહેન કોઈ વિચિત્ર જાતનો નાટક ભજવે છે. ભોળા બિચારા ભોગીલાલને કાંઈ સ્હમજ નહિ પડવાથી તે ગભરાઈ ગયો અને રસિકલાલ મણીના શબ્દો પરથી ભયભીત થઈ બ્હાવરા મને કંઈ કંઈ વિચાર કરવા લાગ્યો.

'બ્હેન ! અમે અહીંઆં હાજર છીએ-તું ના ગભરા-જે બન્યું હોય તે કહે-" સુન્દરલાલે કહ્યું.

મણી હવે પૂર્ણ શુદ્ધિમાં આવી. તે તેના બાપને વળગી પડી. ભયથી જાણે તે થરથર ધ્રુજતી હતી. તેને માયાથી પંપાળી ભોગીલાલ બોલ્યો:

'શું થયું હતું, બહેન !—'

'એ-એ પિતાજી ! આ રહ્યો તે પાપી !—' રસિક તરફ આંગળી બતાવી તે બોલી.

'એણે મારી પવિત્રતા પર ત્રાપ મારવાની કોશેષ કરી હતી-મારા પર બળાત્કાર કર્યો—હાય !...'

ઉપલા શબ્દો સાંભળતાંજ સુન્દરલાલ મનમાં ચેતી ગયો કે, બ્હેનનો આ બનાવટી નાટક છે છતાં પણ તે પોતાના સ્વાર્થ સારૂ લાલ પીળો બની બોલ્યો:

"પાપીઆ ! આખરે જાત પર ગયો ! શરમ છે-ધિક્કાર છે તને ! અરે નીચ ! મારી બેન તે તારી બેન ગણાય. મારા પીતા તારા પાલાક પીતા છે-આ તારી બહેન હતી-તેના પરજ તેં કુદૃષ્ટિ કરી શયતાન !-"

રસિક આ જોઈ અવાક્ બની ગયો, તેને કંઈ પણ સુઝયું નહિ.

"રસિક ! તારી આવી ચાલ માટે હું ઘણોજ દીલગીર છું-' વૃદ્ધ ભોગીલાલ શોક પામી બોલ્યા.

'તારે માટે મને ઘણું માન હતું-પણ અફસોસ ! મારો મત ખોટો હતો. ખ્યર ! જે બન્યું તે બન્યું. હવે તારા જેવા ઝેરી સાપને દુધ પાઈ ઉછેરવામાં કંઈ સાર નથી. તું ભણેલો છે-તારૂં નસીબ

હવે તારી સાથે. મેં તને આજ સુધી મારા પુત્ર જેવો ગણેલ હોવાથી વધુ કટુ વચન કહેતાં મારી જીભ અચકાય છે—બસ જા— આજથી તારૂં કાળું મોં મને ન બતાવીશ—'

પોતાના પાલક પિતાના ઉપલા ઉદ્દગારો સાંભળી રસિકના હોસ કોશ ઉડી ગયા. હવે તેને પોતાની સ્થિતિનું ભાન આવ્યું મણીની પ્રપંચી જાળમાં તે બરાબર સપડાયો છે તેનો તેને ખ્યાલ આવ્યો. તે બોલ્યો:

"પિતાજી ! હું નિર્દોષ છું ! મારી—"

"નિર્દોષ ! મારી પવિત્ર ભગિનિપર હીચકારો હુમલો કરી હજી નિર્દોષમાં ખપવાનો ઈરાદો રાખે છે—? બસ જા—પીતાજીએ પોતાને ચુકાદો આપી દીધો છે. હવે આ ઘર ત્હારે માટે નથી, હવે આ ભૂમિને અપવિત્ર ન બનાવ—"

સુન્દરલાલ રસિકલાલને બોલતો અટકાવી ગુસ્સાથી હાથ પગ પછાડતો બોલ્યો.

"સુન્દરલાલ ભાઈ !—" ગદ્દગદ્દ કંઠે રસિક બોલ્યો.

"એક વાર કહ્યું કે તું જા—જે હશે તે—મારે હવે સાંભળવું નથી—ચોવીસ કલાકમાં આ ઘરનો આશરો છોડી તારે ચાલ્યા જવું પડશે

એમ કહી સુન્દરલાલ ભોગીલાલ તથા મણી સાથે ત્યાંથી ચાલી ગયો. રસિકલાલ તો જડ પૂતળા જેવો જ્યાંનો ત્યાંજ થોડી વાર ઉભો રહ્યો.

'ઓ ઈશ તારો આ કેવો ન્યાય !—' તે ચીરાતા હૃદયે બબડ્યો

'આ મારી કેવી દશા ? મારા પાલક પીતાના મનમાં દોષિત ઠર્યો ! નિષ્કલંક જીવન આજે કલંકિત ગણાયું—એ ક્યાં ઈનસાફ, વિભુ ?"

"અફસોસ ! ચોવીસ કલાકમાં તો મારે આ ઘર છોડી જવાનું છે. આ ઘરની છાંયા હવે મારે માટે નથી. ઓ વિધાતા ! તેં આ શું કર્યું ? આહ ! મણી આખરે તેં તારૂં વેર લીધું. હું નિર્દોષ છું-પવિત્ર છું-પણ મારૂં કહ્યું કોણ માને ? મને ખુલાસો કરવા જેટલો વખત પણ પીતાજી આપતા નથી........." પોતાના પર આવી પડેલી આફતથી દુઃખી બની રસિકલાલ મનમાં બબડયો.

"ખરેખર—હવે આ ઘરમાં રહેવું સારૂં નથી. જો આ બનાવ બન્યો ત્યારથી હું ચાલ્યો ગયો હોત તો મારે માટે આ વખત ન આવત. ત્યારે શું ભોગીલાલ શેઠના મનમાં પાપી ઠરીનેજ મારે આ ઘર છોડવું ? નહિ-નહિ-મારે મારો બચાવ તો કરવોજ જોઈએ. હું એક પત્ર લખીશ, તેમાં સઘળી સત્ય હકિકત લખી જણાવીશ. પછી એમને જોઈએ તેવા નિર્ણયપર એઓ આવે-" એમ કહી તે એક પત્ર લખવા બેઠો.

પૂજ્ય પિતા તુલ્ય વકીલશ્રી ભોગીલાલની સેવામાંઃ

આપે મને પાળ્યો-પોષ્યો-વિદ્યાભ્યાસ કરાવ્યો, વિગેરે અનેક ઉપકારો કર્યા. આપનો ઉપકાર કોઈ રીતે મારાથી વળે એમ નથી. આપ જેવા એક દયાળુ પાલક પિતાના મનમાં હું દોષિત, પાપી, અને ગુનેહગાર ઠર્યો છું, એ વાતનું સ્મરણ થતાંજ મને ભયંકર વજ્ર પ્રહાર થાય છે-મારી આંખોએ અંધારાં આવે છે અને હૃદય બળીને ખાખ થઈ જાય છે. બહેન મણીના શીયળ પર મેં ત્રાપ મારી એવો મારા પર આરોપ છે-પણ આપ જ્ઞાની છો, સત્યાસત્યની પરિક્ષા કરી શકો છો, અને તેથીજ આપના પર સત્ય હકિકત લખી મોકલવાની હું આવશ્યકતા જોઉં છું.

મને આપને જણાવતાં અત્યંત શોક થાય છે પણ જ્યારે મારી પવિત્રતા કલંકિત થાય છે ત્યારે મને લખવાની ફરજ પડે છે કે આજથી થોડાક દિવસ પહેલાં બહેન મણીએ મારા પ્રેમની માગણી

કરી હતી અને મ્હેં તેનો તે સમયે અસ્વીકાર કરી બહેનને મારે કહેવા જેવા બે બોલ કહ્યા હતા.

પિતાશ્રી ! ત્યારથીજ હું આપનું ઘર છોડી જવાનો હતો પણ ભાવીએ મને ભુલાવ્યો. મણી બહેને પશ્ચાતાપ કર્યો અને મ્હેં તે સત્ય માન્યો. જો હું તેજ વખતે ચાલ્યો ગયો હોત તો મારા પર આવો ભયંકર આરોપ ન આવત ! પણ વિધીએ જે નિર્માણ કર્યું હોય તે કોઈ દિવસ મીથ્યા થયલું સાંભળ્યું છે ?

મણી બહેનને હું ખરા અંતઃકરણથી એક બહેન ગણીનેજ અભ્યાસ કરાવતો હતો. તેણે પોતાના અસ્થિર હૃદયમાં ઉત્પન્ન થયલા અનિષ્ટ મોહને નષ્ટ કરવાનું મને વચન આપ્યું. મ્હેં તે વચન સત્ય માન્યું અને પ્રથમની પેઠે જ હું તેને ભણાવવા લાગ્યો.

આજે હું હમેશ પ્રમાણે ભણાવવા ગયો ત્યારે બ્હેન મણીએ પુનઃ મારા પ્રેમની માગણી કરી—મ્હેં તેનો અનાદર કર્યો—પ્રેમે વેરનું રૂપ લીધું અને મારા પર શીયળ ભંગ કરવાની કોશેષનો ભયંકર આરોપ મૂકાયો.

પ્રભુ ! નિર્દોષ માનો યા દોષિત ! પણ ખરો બનાવ આ છે. આપની ઇચ્છાનુસાર હું આપનું ઘર ચોવીસ કલાકમાં તો શું પણ અત્યારેજ છોડી જાઉં છું. સેવકપર દયા રાખજો—કોઈ દીવસ યાદ આવું તો સંભારજો. મારી નિર્દોષતા પરમાત્મા જ્યારે પૂરવાર કરશે ત્યારેજ મારૂં નિષ્કંલક પણ કલંકીત ઠરેલું મ્હોં હું આપને બતાવીશ, પ્રણામ !

લી. ચર્ણરજ,
રસિકલાલ

ઉપલો પત્ર કવરમાં બીડી તે પર ભોગીલાલનું નામ લખી સૌની દૃષ્ટિ પડે તેમ ટેબલ ઉપર મૂકી રસિકલાલ પરમાત્માપર વિશ્વાસ રાખી રાત્રે લગભગ આઠ વાગે પહેરેલાં વસ્ત્રો સહિત ભોગીલાલના ઘરનો ત્યાગ કરી ગયો.

## પ્રકરણ ૧૫ મું.                    માદળિયું.

રાતના લગભગ આઠ વાગ્યાનો સમય હતો. સરલા અને શ્રીકાન્ત પોતાના બંગલામાં એક ભવ્ય દીવાનખાનામાં ખુરશીપર બેસી ગપ્પાં મારતાં હતાં. એટલામાં ત્યાં સુન્દરલાલ આવી પહોંચ્યો. સરલાની તેનાપર નજર પડતાં જ તેની આંખોમાં ધિક્કારની લાગણી આવી.

' કાકા !–' તેણે આવતાંવાર જાણે દુનિયાનો પ્રલય થઇ ગયો હોય તેવા ગભરાટથી કહ્યું.

' શું છે ભાઇ ?'

' પીતાજીએ કહેવડાવ્યું છે કે એમણે રસિકલાલ માટે જે સારો મત આપ્યો હતો તેમાં એમની ભૂલ થઇ હતી; સરલા બહેનના લગ્ન તમારે એની સાથે કરવા કે નહિ તે હવે તમારે વિચારવાનું છે–" સુન્દરલાલે હડહડતી જૂઠી વાત કહી.

' કેમ ? શું બનાવ બન્યો છે કે જેથી ભોગીલાલ રસિકલાલપર નારાજ થયા છે ?—' શ્રીકાન્તે ખુલાસો માગ્યો.

' હું વધુ ખુલાસો કરવા માગતો નથી. તમારે જેમ કરવું હોય તેમ કરજો.–' એમ કહી તેણે ચાલી જવાના ઢોંગ કર્યા.

' જણાવ તો ખરો કે શું થયું છે ?–' શ્રીકાન્તે ગુસ્સે થઇ બૂમ મારી.

' એ પાપીએ આજે સાંજે મારી બેનપર બલાત્કાર કરવાની કોશેષ કરી અને તેથી પીતાજીએ એને ઘરમાંથી હાંકી કહાડયો–"

' હેં–' સરલા ભયચકિત થઇ બોલી ઉઠી.

' હા–સરલા બહેન ! આખર તો એ એક રખડતો નીરાધાર કંગાળજને ! પીતાજીના આશરાથી મોટો ગણાયો પણ તેથી કંઇ એનો નીચ સ્વભાવ ગયો શું !'

" ચુપ રહો સુન્દરલાલ !—" સરલા લાલ પીળી થઇ ગઇ.

" તમારા આરોપનો પ્રતિકાર કરવા રસિકલાલ અત્રે હાજર નથી એ તમે ભૂલી જાવ છો—"

" તો તમને સારૂં લગાડવા હું મારા શબ્દો પાછા ખેંચી લઉં છું—પણ કાકા ! હું અજાય થાઉં છું કે જેની જાત વિષે કોઇને ખબર નથી તેવા એક રખડતા કંગાળને તમે તમારી પુત્રી આપવા કેમ તૈયાર થયા છો ? " સુન્દરલાલે શ્રીકાન્તના કાનમાં ઝેર રેડયું.

" ખરેજ—મેં ઘણી મોટી ભૂલ કરી—એવા હીન કુલોત્પન્ન કંગાળને મારી પુત્રી આપી હું મારા કુળને કલંકીત કરવા માગતો નથી—હું એ સગાઈ રદ કરીશ—"

" નહી—નહી પીતાજી ! મારા પર દયા કરો.—કૃપા કરો. એઓ નિર્દોષ છે—એમના પર આ જૂઠો આરોપ છે—" સરલા કરૂણ સ્વરે બોલી.

" શું મેં મારી નજરે જોયલો બનાવ ખોટો ?—" સુન્દરલાલ બોલ્યો.

" હા—હા—ભાઇ ! તારી વાત સાચી છે. એ બદમાસે સરલાનું ચીત ચળાવી દીધું છે, પણ હવે હું એને મારા ઘરમાં આવવા દેવાનો નથી. મારી પુત્રી એ રખડતા ભીખારીને કદી પણ પરણાવવાનો નથી. "

" હાય ! વ્હાલા ! આ હું શું સાંભળું છું ? શું તું એક પાપી—વ્યભીચારી ? "

' નહિ—નહિ ! હું પાપી નથી પણ નિર્દોષ છું. પ્રભુના કસમ ખાઇ કહું છું કે મારાપર આ જૂઠું બહેતાન મૂકાયું છે. શ્રીકાન્ત શેઠ ! આપ માનો વા ના માનો ! પણ જો આપનામાં સત્ય પારખવાની શકતી હોય તો તમે મારી નિર્દોષતા જોઇ શકશો. જો કદાપી આ દીલ ચીરીને બતાવાતું હોય તો હું બતાવવા તૈયાર છું કે તે કેવું નિર્મળ છે ! ' રસિકલાલ કે જે ભોગીલાલના ઘરમાથી નીકળી પોતાની વ્હાલી સરલાને એકવાર મળવા આવ્યો હતો તે સરલાના છેલ્લા શબ્દો સાંભળી એકદમ આવેશમાં આવી બોલ્યો.

' પાપી ! હજુ તું નિર્દોષમાં ખપવાનો દાવો કરે છે ? શું ત્યારે મારી બે'ન જુઠી ને તું સાચો ?—' સુન્દરલાલ બોલ્યો.

" હા—એકવાર નહી પણ હજારવાર ! તારી બેને મારા પ્રેમની માગણી કરી—મેં તે તુચ્છકારી અને તેથી તેણે આ વેર લીધું—મારા પર આરોપ મુકી મને કલંકીત ઠરાવ્યો—" રસિક હિમ્મતથી બોલ્યો.

' એ સર્વ ગલત છે—મારી પવિત્ર બેન કદી પણ એમ ન કરે. ગમે તે હશે—કાકા ! હવે હું જાઉં છું, તમારે જોઇએ તેમ કરજો. "

સુન્દરલાલ ત્યાંથી ચાલી ગયો.

" રસિકલાલ ! સુન્દરલાલ હમણાં જે વાત કહી ગયો તે જો ખરી હોય તો તે તમારે માટે ઘણુંજ શરમ ભરેલું છે."

" હું કસમથી કહું છું, મુરબ્બી ! ઇશ્વરને હાજર ગણી કહું છું કે એ બીના તદ્દન જુઠી છે. "

" મણીએ એમ કરવાનું કારણ ? "

" કારણ કે તેના હૃદયમાં વિકાર હતો—એ વિકારને મ્હેં પોષ્યો નહિ એટલે પરિણામ આવું આવ્યું. " રસિક બોલ્યો.

" પિતાજી ! એમના વદન પર નજર કરો. જુઓ, ત્યાં નિર્દોષતા તરવરી રહી છે. કહો, કહો, પિતાજી ! તમે એમને દોષિત માનો છો ? " સરલા કરૂણ સ્વરે બોલી.

" આ ઘોટાળાચક્રમાં મને કાંઈ સમજ પડતી નથી. ગમે તેમ હો. પણ રસિકલાલ ! હું તમને મ્હારી પુત્રી પરણાવવા માગતો નથી."

રસિક અને સરલાનાં હૃદયો ભેદાયાં.

" મુરબ્બી શ્રી ! આજસુધી હું ભોગીલાલ જેવા શ્રીમંત ગૃહસ્થનો આશ્રિત હતો. આજે હું ભિખારી છું, એટલા માટેજ આપ મને નાલાયક માની મારા હૃદયપર આઘાત કરો છો ! "

" નહિ. એટલા માટે નહિ. પણ તમારી નાત જાત-કુળ—

આદિની મને કે તમને જરાપણ ખબર નથી. તોપછી તમારા જેવાને હું મારી પુત્રી આપી મારા કુળને કલંક લગાડવા જેવું કામ શી રીતે કરૂં ?" શ્રીકાન્ત શેઠના મગજમાં હવે કુલિનતાનું અભિમાન આવ્યું.

"રસિકલાલ !—" સરલા બોલી.

"આફતમાં સપડાયલાં માબાપો કેટલીક વાર પોતાના સંતાનથી વિખૂટા પડવાનો પ્રસંગ આવતાં માદળીઆ દ્વારા કંઇક ખુલાસો કરે છે. તમારા હાથે પણ આ માદળીયું લાંબા કાળનું છે. એ ખોલો—હું ધારૂં છું કે એમાંથી કંઇક ખુલાસો નીકળશે."

તરતજ રસિકે માદળીયું ખોલ્યું. તેમાંથી એક પત્ર નીકળ્યો.

પોતે કોણ છે, તેનાં માબાપ કોણ છે તે સઘળું માલૂમ પડશે એવા ખ્યાલથી રસિકને આનંદ થયો. તે તે પત્ર વાંચવા લાગ્યો.

'મારા વ્હાલા પુત્ર.'

દુર્ભાગ્યવશાત્ જો કદાપી તું મારાથી જૂદો પડે તો તારાં હીનભાગી માતપિતાને આ પત્રથી પીછાની લેજે. તારા પીતાશ્રી કનકપુરી નગરીના દીવાન સત્યચંદ્ર હતા. તેમના પર પાડોશના રાજાને કનકપુરી નગરી પર ચઢાઈ કરવા ઉશ્કેરવાનો જૂઠો રાજ્યદ્વારી આરોપ આવ્યો અને તેથી કનકપુરીના મહારાજાએ તેમને જન્મ દેશનીકાલની સજા કરી હતી. તેમને કઈ જગ્યાએ કેદ કરવામાં આવ્યા છે તેની મને પણ ખબર આપવામાં આવી ન્હોતી. હું નિરાધાર થઈ—સઘળી મીલકત રાજ્યે જપ્ત કરી—હું ફક્ત તારૂં મ્હો જોઈ જીવતી રહી. છતાં મારા મનની સ્થિતિ ઘણીજ ખરાબ છે. મારી પાસે તને ખવરાવવાને એક રોટલીનો ટૂકડો નથી કે પહેરાવવાને પૂરતાં વસ્ત્રો નથી. હું—તારી હતભાગી માતા હવે વિશેષ જીવી શકું એમ મને લાગતું નથી. મારા લાડકા ! મારી છાતી ચીરાઈ જાય છે. જો દુર્ભાગ્યવશાત્ પ્રભુ આપણુને વિખૂટાં પાડે તો આ પરથી અમને ઓળખી લેજે.

લી. તારી કમનસીબ માતા

સુશીલા.

ઉપલો પત્ર વાંચતાં જ શ્રીકાંતને પોતાની યુવાવસ્થામાં બનેલા એક બનાવની યાદ આવી. તેને કનકપુરી નગરીના દીવાનને રાજ્ય-દ્વારી ગુનાહસર દેશનીકાલની સજા કરવામાં આવી હતી તેની ખબર હતી. તે હવે રસિકને રાજદ્વારી ગુનેહગારનો પુત્ર ધારવા લાગ્યો. એક રાજ્યદ્વારી ગુનેહગારનો પુત્ર પોતાના ઘરમાં છે એ વાતથી તે ચોંકયો અને એવા એક ગુનેહગારના પુત્રને પોતાની પુત્રી નહી આ-પવાનો તેણે દઢ નીશ્ચય કર્યો.

પત્ર મળ્યો ત્યારે રસિકને જે આનંદ થયો હતો તે હવે હવા-માં ઉડી ગયો. સરલા પણ અત્યંત શોક પામી; પણ તેમાં તે શું કરી શકે ?

" સરલા ! હવે રસિકલાલ કોણ છે તે જણાઈ આવ્યું. એમ-ના જેવા એક રાજ્યદ્વારી ગુનેહગારના પુત્રને હું મારી છોકરી શી રીતે આપું ? શું મારી કીર્તીને ધૂળમાં નાખું ?—'

' પણ પીતાજી ! એમનું કુળ તો ઉંચું છેની ! વળી જ્ઞાતી પણ આપણી જ છે—' સરલા બોલી.

' પણ એનો બાપ એક રાજ્યદ્વારી ગુન્હેગાર !–' ગુસ્સે થઈ શ્રીકાન્ત બરાડયો.

' તેથી શું થયું ? બાપ એવા હોય તેથી પુત્ર પણ એવા નીવડે ?–'

' હા—બહેન ! હા–તને આ જગતનો અનુભવ નથી. હજુ તું નાદાન છે. ઝેરી સાપનાં બચ્ચાં ઝેરી જ હોય.'

" પિતાજી ! આમ ક્રૂર ન થાઓ—આપની આ દીન પુત્રીપર દયા કરો–" સરલાના ગુલાબી ગાલપરથી આંસુની ધાર સરી જવા લાગી.

' સરલા ! રૂદન કરવામાં કંઈ સાર નથી. તું હવે મને ભુલી જા–તારા પીતાશ્રીની મરજી પ્રમાણે કોઇ લાયક યુવકને પરણી સુખી થા—હું તને સુખી જોઈ સુખી થઇશ–' રસિકલાલ ચીરાતા હૃદયે બોલ્યો.

' નહી–નહી ! તમે એમ ન બોલો. મને ન છોડો ! પીતાજી ! આનો ! મારી જીંદગી જો આપ સુખીજ બનાવવા ચાહતા હો તો એમની સાથેજ મારાં લગ્ન કરો. નહી તો હું કોઈને પણ વરવાની નથી–' સરલાએ દયાજનક સ્વરે કહ્યું. ખરેખર, તે એક કરૂણ દેખાવ હતો. પાષાણ હૃદયી પુરૂષને પીગળાવે એવું સરલાનું રૂદન હતું.

---

## પ્રકરણ ૧૬ મું. પ્રેમીઓપર પ્રહાર !

' વ્હાલી ! મારૂં કહ્યું માન ! મને ભુલી જા–આપણી વચ્ચે જાણે પ્રેમ–જ્યોત સળગીજ ન હતી એમ ગણી સુખી થા–' રસિકે ગદ્દગદ કંઠે જણાવ્યું.

" નહિ–નહિ વ્હાલા ! એમ કદી પણ નહી બનશે. જે મોંએ પાન ચાવ્યું એ મોંએ હું કદી પણ કોલસો નહી ચાવીશ. કદી ચંદ્રમા પોતાની શીતળતા બંધ કરે, સૂર્ય પશ્ચીમમાં પ્રગટે, નદીઓનાં નીર અવળાં વળે તોપણ મારા પતિની પદવી તો આપને જ મળશે. મારો પ્રેમ મેં આપને અર્પ્યો તે હવે બીજાને કેમ આપી શકું ? સોનાની થાળમાં લોઢાની મેખ ! નહિ–અશક્ય ! " દૃઢ સ્વરે તે બોલી.

" પણ આપણાં લગ્ન સમાધાનીથી થાય એ તદન અસંભવીત છે. ઇશ્વર કૃપાથી રંક અને શ્રીમંત વચ્ચેનો પહાડી કીલ્લો આપણી વચ્ચેથી તૂટી ગયો હતો, પણ હાલમાં તેની જગ્યા એક બીજા ભયાનક કીલ્લાએ લીધી છે. અને પોતાની કુલિનતા માટે આભ અવનિ એક કરનાર તારા પીતાશ્રી કદી પણ આપણા લગ્નમાં સંમતિ આપશે નહિ.—"

" જો પિતાજી આપણાં લગ્ન રાજીખુશીથી નહિ કરે તો મારા મામાની સંમતીથી આપણે લગ્ન કરીશું અને પ્રેમનો પાઠ જગતને શીખવી પ્રેમની કિમ્મત અંકાવીશું–"

" વ્હાલી ! શું તારો આવોજ વિચાર છે ? શું તું મને કદી પણ છોડવા નથી માગતી ? "

' નહી–કાળાંતરે પણ નહી.—'

' શાબાશ–મારી વ્હાલી ! ગમે તેવાં ભયંકર દુઃખો આપણા પર આવશે તો પણ તું મારી છે–હું તારો છું–' એમ કહી રસિકલાલે પોતાની પ્રિયતમાના ગુલાબી ગાલ ચુંબનોથી ભીંજાવી નાખ્યા.

પ્રેમીઓ પ્રેમ માટે ગમે તેવાં સંકટો વેઠવાં પડે તો તે વેઠવાનો નિશ્ચય કરી છુટાં પડયાં. તેજ જગ્યા કે જેના પર એક પળ પહેલાં પ્રેમીઓ પોતાના પ્રેમનો પરિમળ પ્રસરાવતા હતા તે પર એક કાળો આકાર ખડો થયો.

' હજુ એ રંડા–મારી શોકય રસિકને ચાહે છે ? એને ખબર નથી કે આ બાજુ મણી છે. રસિકને તો મેં બરાબર સ્વાદ ચખાડયો છે. હવે આ રંડા બાકી છે. થોડીજ વારમાં એ પણ સ્વાદ ચાખશે અને એનો પ્રેમ ાક પૂરો કરશે.–" કહી તે કાળમૂર્તી તિરસ્કારથી હસી.

તે મણી હતી. તે છૂપા પોષાકમાં સજ્જ થઇ હતી. થોડીવાર પછી તેણે પોતાનો છુપો પોશાક ઉતારી નાંખી ત્વરિત પગલે શ્રીકાન્તના ઘર તરફનો રસ્તો લીધો.

' કાકા ! સરલા બ્હેનના લગ્ન કયારે છે ?—' તેણે શ્રીકાન્તના ઓરડામાં જઈ મશ્કરી યુકત સ્વરે વાતની શરૂઆત કરી.

" એ તું શું બકે છે ? એનાં લગ્ન કોણે નક્કી કર્યાં ? "

' કેમ વળી કાકા ! જુઠું કેમ બોલો છો ? મને શા માટે બનાવો છો ? પેલા નીચ રસિકલાલ સાથે સરલા બહેનને પરણાવવાનો તમારો વિચાર છેની ? " મણીએ કહ્યું.

' હા—......ના......પણ બ્હેન ! તારા પર એણે બલાત્કાર કર્યાની વાત શું સાચી છે ? એ તો કસમપર કસમ ખાય છે અને હિમ્મત પુર્વક પોતાને નિર્દોષ જણાવે છે—" શ્રીકાન્ત બોલ્યો.

'હં હં હં, કસમપર કસમ ! અરે વાહરે ! સત્યવાદી રાજા હરીશ્ચંદ્ર !—કાકા ! તમેજ કહોને કે ચોર પોતાને મોંએ પોતાનો ગુન્હો કબુલ કરે ખરો કે ?—'

'નહિજ—'

'બસ ત્યારે. મને વધુ ના બોલાવો. હું—કુલીન ભોગીલાલની પુત્રી જુઠી, અને એ મારા ઘરનો પેટભરો સાચો ! ધીક્કાર છે એ પાપીને કે નીચ કૃત્ય કરી શરમાવાને બદલે ઉલટો સતો થવા તૈયાર થાય છે ?" ભયંકર ક્રોધથી મણી બોલી.

"બ્હેન ! ઉશ્કેરા ના—'

'અરે કાકા ! તમે શું મને ના કહો છો ? મને તો એવું થાય છે કે જાણે મારી સામે હોય તો એનું ખુન કરૂં ?—કાકા ! તમારો વિચાર એના જેવા નીચને તમારી પુત્રી આપવાનો છે કે ?—'

'નહિ—નહિ—કદી પણ નહી. એની વિનવણીથી મારો વિચાર જો કે જરા ડગ્યો હતો, તો પણ તારા આ ખુલાસાથી અને એના કુળની માહિંત મળવા પછી હવે હું મારી પુત્રી કદી પણ એને આપવાનો નથી—"

"કુળની માહિતિ ! તમને કેમ મળી ?" અજાયબી પામી મણીએ પૂછ્યું.

'એના માદળીઆથી ખબર પડી—'

'એ કોણ ?—'

'એક રાજ્યદ્વારી ગુનેહગારનો છોકરો—'

'બસ ત્યારે—એ તો બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા !—કાકા ! મારૂં માનો તો એવા કસાઇને તમારી ગાય જેવી દીકરી ના આપશો—'

"હું કંઈ એવો મુરખ છું એમ ?"

'નહિ—નહિ—કાકા ! તમે ઘણાજ સમજુ અને વિચારશીલ છો. એવા નીચને આપણાં કીર્તિવંત કુળની કન્યા કેમ અપાય ? કાગડાની ડોકે મોતીની માળા કેમ શોભે ?'

'નહીજ શોભે દીકરી ? નહીજ શોભે !—' શ્રીકાન્તે કહ્યું અને મણી વિજયી થવાથી મલકાતી ઘેર ગઈ. તે ગયા પછી શ્રીકાંત મેજ આગળ જઈ એક કાગળ લખવા લાગ્યો:

મારી વ્હાલી પુત્રી સરલા !

રસીકલાલ એના હાથપરના માદળીઆથી રાજ્યદ્રારી ગુન્હેગારનો પુત્ર હોવાથી તથા હમણાં બહેન મણીને મ્હોડેથી સત્ય હકીકત સાંભળી રસિકલાલે મણીપર કુદૃષ્ટિ કરી હતી એવા મારી સંપૂર્ણ ખાત્રી થતી હોવાથી એના જેવા એક નીચ, વ્યભીચારી તથા હીન કુળના રખડતા ભીખારીને તારા જેવી મારી શાંત–સુગુણુવતી પુત્રી હું આપવા માગતો નથી. પુત્રી ! તું વિચાર કર–એને ભૂલી જા ! એણે તને જે જાદુ કરી ભરમાવી મૂકી છે તેથી હું એની પૂરેપૂરી ખબર લઈશ. હું આશા રાખું છું કે તું સમજી જશે અને એના જેવા એક વ્યભીચારીને તુચ્છકારતાં શીખશે. હું તારી પાસે તારો છેવટનો જવાબ ચોવીસ કલાક પછી માગીશ. અને તે વખતે પણ જો તું તારી હઠને વળગી રહેશે તો પરિણામ ઘણુંજ ખરાબ આવશે. માટે ખૂબ સંભાળથી વિચાર કરી ચોવીસ કલાકમાં તારો અંતીમ નિશ્ચય મને જણાવજે.

લી. શુભેચ્છક,
શ્રીકાન્ત.

ઉપલો પત્ર પુરો કરી તેણે એક બીજો પત્ર લખ્યો. તે રસિકલાલ પર હતો. નોકરને બોલાવી તે બન્ને પત્રો તેણે સરલાપર મોકલી આપ્યા.

ભોગીલાલને ત્યાંથી નીકળ્યા પછી સરલાની વિનવણીથી શ્રીકાન્તે અલ્પ સમય માટે રસિકને પોતાના ઘરમાં રહેવાની રજા આપી હતી. નોકર જ્યારે બન્ને પત્રો લઇ સરલા પાસે આવ્યો ત્યારે ઉભય પ્રેમીઓ હાજર હતાં. રસિકે પોતાનો પત્ર વાંચવા માંડ્યો:—
" રસિકલાલ, આ પત્રથી હું તને હૂકમ કરૂં છું કે તારે મારૂં ઘર

ચોવીસ કલાકમાં છોડી જવું. તેં મારી પુત્રીને કોઈ અજબ જાદુથી ભરમાવી મૂકી છે તેથી તું એમ ના સમજતો કે તારા જેવા એક નીચ વ્યભીચારી પુરૂષને હું મારી શાણી પુત્રી આપીશ! તું મારી પુત્રી માટે તદ્દન અયોગ્ય છે. એ શુદ્ધ કંચન છે. તું કથીર છે. એ કોયલ છે, તું કાગડો છે. માટે આ પત્ર મળે તેજ પળે મારૂં ઘર છોડી તારૂં કાળું કરી જા. તારા તરફનો એક પણ શબ્દ હવે હું સાંભળવાનો નથી.

શ્રીકાન્ત.

સરલાએ પોતાનો પત્ર વાંચ્યો. બન્ને પ્રેમીઓ દુઃખ દરીયામાં તણાવા લાગ્યાં.

" વ્હાલી ! પીતાજીની વલણ ફેરવાઈ ગઇ. '

' ખરેખર વ્હાલા ! એ રાંડ મણીના કારસ્તાન ! એ આપણી કયા જન્મની વેરણ જાગી ? '

' વ્હાલી ! હવે તારા પીતાની આજ્ઞા મુજબ મારે આ ઘર છોડી જવું જોઇએ—"

' વ્હાલા ! આપનો વિયોગ હું કેમ સહી શકીશ ?"

' હવે તો છાતીને પત્થર સમ કઠીન કર. મને—મારા પ્રેમને ભુલી જા—અને સુખી થા—'

" નહી—નહી—એમ કદીપણ નહિ બનશે. વ્હાલા ! "

' શું તારા પિતાજીની આજ્ઞા તું નહી પાળે ? હવે તેમ કર્યા સિવાય કંઇક છૂટકો નથી. બાજી હાથથી છટકી ગઈ છે–' નિરાશ થઇ રસિકલાલ બોલ્યો.

' નહિ–વ્હાલા ! એ પાપીણીએ પોતાની પાપી જાળમાં આપણને ફસાવ્યાં છે. પણ પરમાત્મા આપણને સહાય કરશે તમે અહીંજ રહો. હું પીતાજીને સમજાવું છું.—'

' જેવી તારી ઇચ્છા—' કહી તે વિષાદપૂર્ણ વદને લમણે હાથ દઇ બેઠો, અને સરલા શ્રીકાન્ત પાસે ગઇ.

'પિતાજી ! આ શું ?—' પત્ર બતાવી સરલા બોલી.

'મારો હુકમ !—'

'નહિ—નહિ—પિતાજી ! એમ ન કરો—દયા દયા—આ અભાગણી પુત્રીપર દયા કરો. મારી ઉગતી જીંદગીના આશાના મો-રને ના કચડો—ના કચડો—" સરલા રડી પડી.

"સરલા ! બહેન ! તું હજુ નાદાન છે. તને એ બદમાસે એવી તો ભોળવી મુકી છે કે જેથી તું એની થવા લલચાય છે પણ તેમાં પાછળથી પસ્તાઈશ—"

'ગમે તેમ થાય પણ વ્હાલા પિતાજી ! તમે મને એમની સાથે જ પરણાવો—'

'નહિ—તેમ કદી પણ નહી બનશે—'

'પિતાજી ! દયા કરો—'

'હું તને મારા પત્રમાં જણાવી ચુકયો છું કે એને પરણવ-વાની જો તું હઠ કરશે તો પરિણામ ઘણું જ ખરાબ આવશે." શ્રીકાન્ત ધમકી ભર્યા સ્વરે બોલ્યો.

'ત્યારે શું આપ નહીજ માનો ?"

'નહિ—તારે એને છોડવોજ પડશે—'

'તે કદી પણ નહિ બને—'

'તો તું જન્મ સુધી દુખી થશે—મારા વારસામાંથી બાતલ થશે—'

"દોલતની મને પરવા નથી—'

"તો જહાનમમાં જા—"

વાત રસપર ચઢી સરલાની ઘેટી જેવી ગરિબી કોણ જાણે આ પલે કયાં ઉડી ગઇ. તેણે રસિકલાલનો ત્યાગ કરવાની સાફ ના પાડી. શ્રીકાન્ત અત્યંત ક્રોધિત થયો. અને કાલાન્તરે પણ રસિક સાથે તેને નહિ પરણાવવાના કસમ ખાધા. સરલા નિરાશ થઇ—તેના કોમલ હૃદયપર ભયંકર પ્રહાર થયો. ઘવાયલા હૃદયે તે પોતાના ઓરડામાં

જ્યારે માદળીઆ પરથી રસિકની ઓળખાણ મળી તથા મણીએ શ્રીકાન્તના હૃદયમાં સળગતી કુલીનતાની આગમાં પોતાના પર રસિકે કરેલા બલાત્કારના ખોટા આળથી ઘી હોમ્યું ત્યારે શ્રી-કાન્ત ઘણોજ ઉશ્કેરાઇ ગયો અને તેણે આવેશમાં ને આવેશમાં બે ચીઠીઓ ચીતરી કાઢી પોતાની યુવાન પુત્રી તથા તેના પ્રેમીના આશાભર્યા જીગરોપર પ્રચંડ પ્રહાર કર્યો તે આપણે ગયા પ્રકરણમાં જોઇ ગયા છીએ.

'વ્હાલી ! હવે તારો અને મારો મેળાપ થવો અશક્ય છે.' રસિકે સરલાને કહ્યું.

'એટલે ? વ્હાલા ? તમે એ શું બોલો છો ?— '

'વ્હાલી ! તારા પિતાની આજ્ઞાનુસાર મારે આ ઘર છો-ડવું જોઇએ.'

'હાય—'

'સરલા ! વ્હાલી ! તું દુઃખી ન થા. તારા આ હતભાગી પ્રેમીને મરવા દે—તું સુખી થા—મને ભૂલી જા—મારે માટે તારા સુખનો ભોગ ન આપ—'

"વ્હાલા ! મોત કાલ આવવાનું હોય તે ભલે આજે આવે. તમારે માટે કુબેર ભંડારીની સર્વ દોલત મારે ગુમાવવી પડતી હોય તો તે ભલે ચાલી જાય-મને તેની પરવા નથી-પણ તમે કૃપા કરી આવાં વાકયો ન બોલો-એવું બોલી મારાં હૃદયપર કાતિલ ઘા ન કરો—'

'ત્યારે શું વ્હાલી ! તું હજી પણ મને ચાહે છે ?'

'હા-હજુ પણ ચાહું છું અને મરીશ ત્યાંસુધી ચાહીશ-'

'હૃદયેશ્વરી ! સ્નેહના રસ્તા ઘણા વિકટ છે.'

'પણ તે હું ધીરજથી પસાર કરીશ-પણ વ્હાલા ! કહો-કહો કે હું તમારી છું—'

'વ્હાલી ! એક વાર નહિ પણ હજારવાર તું મારી છે—'

'બસ ! હું એજ માગું છું–પ્રભુ ! આ વૈભવો મને કરડવા ધાય છે. મારૂં સર્વ સુખ તમારામાં જ છે—'

'વ્હાલી ! હાલમાં તો હું જાઉં છું–ઈશ્વર મેળવશે ત્યારે મળીશ–'

'એ નહિ–નહિ–વ્હાલા ! એમ ન બોલો–તમે અહીંજ રહો–'

'સરલા ! વ્હાલી ! ખ્યાલ કર–યાદ કર–તારા પિતા મારાપર ક્રોધિત થયા છે—'

'હા–ખરેખર–રાંડ મણી ! તું આ જાલમ જમાનાની જક્ષણી છે !—વ્હાલા ! આપણે એનું શું બગાડયું કે એ આપણાપર આમ વેર લેતી હશે ?—'

તે એક પળ મૌન રહ્યો.

'વ્હાલી ! એને વેર લેવાને સબળ કારણ છે—'

'સબળ કારણ ? શું તમે એનું કંઇ બગાડયું છે ?—'

'ના—હા—'

'એ શું ? વ્હાલા ! સ્પષ્ટ ખુલાસો કરો—'

'એ મને ચાહે છે—'

'શું ?—'

'હા–એ મને ચાહે છે–અને જ્યારે મેં એના પ્રેમનો અસ્વિકાર કર્યો ત્યારે પ્રેમની જગ્યા વેરે લીધી છે—'

'અહા ! કેવી દુષ્ટા ?–પણ વ્હાલા ! જ્યારે એ તમને ચાહે છે તો તમે એને ચાહો–એને સુખી કરો–અને સુખી થાવ–' સરલાએ ઉદારતા બતાવી.

'અને તું ?'

'હું તમને સુખી જોઈ આનંદ માનીશ–કુંવારી જીંદગી ગુજારી તમારા નામનો જાપ જપતી સ્વર્ગમાં જઇશ.'

'નહિ–નહિ–વ્હાલી ! પ્રેમ એકને જ અર્પી શકાય છે–પ્રેમ એક જ વાર પરણે છે–અને પ્રેમ એક પર જ ઢોળી શકાય છે. વ્હાલી ! તું મને વિના મૂલ્યે ખરીદી ચુકી છે–હું ઈશ્વર સમક્ષ સોગન

આઇ કહું છું કે હું તારા સિવાય કોઇને પણ ચાહતો નથી અને ભવિષ્યમાં ચાહીશ પણ નહીં—'

'અહા! તમારો મારાપર આવો દિવ્ય પ્રેમ જોઈ હું કેવી સુખી થાઉં છું—'

'વ્હાલી! હવે રજા?'

'આ જીભે કેમ કહું? વ્હાલા!—'

પણ એટલામાં તો શ્રીકાન્ત ત્યાં આવી પહોંચ્યો. તેને જોઈ ઉભયના દીલને વીજળીનો ઝટકો લાગ્યો. શ્રીકાન્તનો ચહેરો ક્રોધથી લાલ પીળો થઇ ગયો હતો.

'કેમ નફ્ટ? હજી તું કાળું કરી ગયો નથી? બદમાસ! ચાલ, કાળું કર અહીંથી—'

'પિતાજી! એમને આવાં કટુ વાક્યો ના કહો-પરમાત્મા તેથી નારાજ થાય છે.' સરલાએ કરૂણ સ્વરે કહ્યું.

'નાદાન છોકરી! હજી પણ તું સમજતી નથી—તારૂં ભવિષ્ય તું ખરાબ કરે છે—સમજ! નાદાન! સમજ કે આ તારી સામે ઉભેલો સુન્દર યુવાન કાળો નાગ છે-સોમલ સફેદ હોય છે પણ તે ખાધાથી જીવ જાય છે.'

'નહિ—નહિ પિતાજી! આવા એક નિષ્કલંક યુવકને નાહક બદનામ ના કરો—એઓ નિર્દોષ છે—જુઓ! જુઓ!—' તે બાળક પેઠે રડી પડી.

'મુરબ્બી,' રસિકલાલ વચ્ચે બોલ્યો.

'બસ ચૂપ પાપી! તારૂં ભાષણ હું સાંભળવા માગતો નથી એકદમ મારૂં ઘર છોડી જા—' શ્રીકાન્તે ગર્જના કરી.

'જેવી આજ્ઞા—'-રસિક જવા લાગ્યો. સરલા તેને રોકી રડતી રડતી બોલી.

'નહિ—નહિ! તમે ન જાવ-પિતાજી! દયા કરો! કૃપા કરો! આ તમારી દીન પુત્રી તરફ દયા કરો!'

'તું દીવાની તો નથી થઈ?'

'નહિ—પિતાજી! હું દીવાની નથી થઈ—પણ જો તમે આટલા બધા કૂર થશો તો મને ભય છે કે હું દિવાની થઇ જઇશ.—'

"જો તું ડાહી હોય તો આ વિકારી બદમાસનો પક્ષ કરે જ નહિ—"

'પણ એ વિકારી છે જ નહિ—એઓ દેવ જેવા પવિત્ર અને નિર્દોષ છે'

'તો જા—તારા દેવ સાથે કાળું કર. હજુ પણ માનતી નથી. તો જા—તારી હઠનું પરિણામ તું ભોગવ—ચાલ—એ રસિક! કાળું કર—બદમાસ!—'

રસિકલાલ હવે ઉભો રહી શક્યો નહિ. તે અત્યંત દુઃખી હૃદયે સરલાને છાતીફાટ રડતી મુકી ચાલ્યો ગયો.

'સરલા! હવે હું તને ચોવીશ કલાકની મહેતલ આપું છું અને જો તેટલામાં તું તારા વિચારો ફેરવશે નહી—રસિકલાલને ભુલી જશે નહિ તો સદાની દુઃખી થશે. તારૂં ભવિષ્ય તું તારી મેળે દુઃખી બનાવશે માટે ખુબ વિચાર કરજે—' કહી શ્રીકાન્ત ત્યાંથી ચાલતો થયો. અને સરલા—સ્નેહ સરિતાની સ્નેહી માછલી એકલી પડી.

'ગયા—ગયા—હાય!—' તે બબડી.

બે પળ મૌન રહી.

'પિતાજીના કટુ વચન પ્રહારથી તેમનું કોમળ હૃદય ચગદાઇ ગયું હશે! અરે ઓ વિભુ! આ કેવો જૂલમ? ઓ દયાળુ કિરતાર! તારા રાજમાં આ કેવું અંધેર? સુન્દરલાલ મારા પર નીચ દ્રષ્ટી કરી સુખી રહે છે, પાપીણી મણી મારા પ્રેમીને અપવીત્ર પ્રેમથી ચાહી, પોતાની પાપી જાળમાં ફાવે છે, ત્યારે નિર્દોષો પર એક પછી એક આફત આવતી જાય છે. એ શું?.........હાય! પ્રભુ! તારે ત્યાં ન્યાય છે કે નહી?.........' તે પુનઃ બબડી.

'ખરેખર! કળીયુગ તે આનું નામ! પવિત્ર મનુષ્યો દુઃખી થાય છે—અપવિત્ર સુખમાં લેટે છે. ધર્મીને લો ધાડ અને કસાઇને

ત્યાં કુશળ ! ઓ કારમા કળિકાળ ! તારી એ ખૂબી છે !" તે થોડી-વાર ચૂપ રહ્યા પછી પાછી બબડી:

'પ્રેમ ! પ્રેમ ! તારે માટે હું હજારો સંકટો વેઠવા તૈયાર થાઉં છું—જ્યારે તારા તરફથી તૃપ્તિ ન મળતાં મણી અમારા પ્રેમ-વૃક્ષને કચડી નાખવા માગે છે—અફસોસ ! એ પણ એક વિચિ-ત્રતા !—' વિચારના વમળમાં તે એક ઈઝીચેર પર પડી. થોડીક પળ વિચારમાં પસાર કરી, વ્હાલાને સંભારી સંભારી ખૂબ રોઇ.

ફરીથી તે દૃઢ નિશ્ચય કરી આંસુ લૂંછી નાખી બોલી: 'ગમે તેમ થાય-પિતાજી માનો ય' ન માનો; તોપણ પરણું તો બસ એજ મારા દીલદારને ! એજ નિશ્ચય ! એજ વિચાર ! પછી ચાહેને કુદરત હજારો સંકટો આણી મૂકે—' તે બારી આગળ ગઇ. તેની દુ:ખદ સ્થિતિ જોઇ તારા તથા ચંદ્ર પણ જાણે તેને દિલાસો દેતા હોય તેવા લાગતા હતા. ઘડીમાં ખુરશી પર બેસી વિચાર કરતી, ઘડીમાં ધીમે ધીમે પ્રેમ મંત્રો જપતી, વ્હાલા રસિકને સંભારતી તો ઘડીમાં બારી આગળ ઉભી રહી તારાની ગણત્રી કરતી સરલા બેચેન સ્થિતિમાં કંઈ કંઈ બબડતી હતી.

---

## પ્રકરણ ૧૮ મું. મણી અને સુન્દરલાલ.

મણી શ્રીકાન્તને ઉશ્કેરી, વિજય માટે મલકાતી મલકાતી પો-તાના ભાઈ સુન્દરલાલને વધામણી આપવા આવી:

'ભાઇ ! હવે આપણી ફતેહ છે—'

'કેમ ? શું થયું ? કેવી રીતે આપણી ફતેહ થશે ?"

'પેલા બદમાસને શ્રીકાન્ત કાકાના ઘરમાંથી પણ પેંડો મળ્યો—'

'હેં—'

'હા—અને જે વખત જાય છે તેમાં સરલા તારી થશે—મારૂં વેર વળશે ને તારૂં કામ પાર પડશે—'

'સરલા મારી થશે ?—'

'હા'

'શી રીતે ?'

'રસિકને કાઢી મૂક્યા પછી શ્રીકાન્ત કાકાએ સરલાને ચોવીસ કલાકની મ્હેતલ આપી છે જો તે એટલા સમયમાં માનશે તો ઠીક છે; નહિ તો શ્રીકાન્ત કાકા તેને પણ હાંકી કાઢશે—'

'પણ તેથી તે મારી શી રીતે થશે !—'

'હજુ પણ ન સમજ્યો ! એ નાદાન હવે ક્યાં જવાની છે ! એ પોતાના પિતાને શરણ થશે–એટલે તું એના હાથની માગણી કરજે અને તે ઘણીજ ખુશીથી સ્વીકારાશે—"

'પણ મને કુમુદનું લફરૂં છેને ? પિતાજી બીજી વાર લગ્ન શી રીતે કરવા દેશે ?'

'હા–એ પંચાત છે ખરી. ત્યારે તો તું જાણે—'

'જાહેર રીતે સરલા મારી બને એ તો જ્યાંસુધી પીતાજી હૈયાત છે ત્યાં સુધી બનવું અશક્ય છે—'

'ત્યારે હાલમાં ગુપ્ત લગ્ન કરો–'

'પણ તે શીતે ? તે તો હવે મારી સાથે વાત સુદ્ધાં કરતી નથી—'

'એ સૌ એની મેળે ઠેકાણે આવશે. તું જો તો ખરો કે ચોવીસ કલાકમાં શું થાય છે ?—'

"અને ધાર કે કદાપી એણે નાજ પાડી તો ?"

"ના પાડીને જશે ક્યાં ? ચુલામાં ?" મણી તિરસ્કારથી બોલી.

"પણ એમ સમજ કે કદી તેમ થયું તો—"

"તો શું ? જશે—રઝળશે–રખડશે–ને વિના મોતે મરશે. તેમાં મારે શું ? મારૂં તો ઉલટું વેર વળશે ને મારા પેટમાં ટાઢક વળશે–"

"મણી ! તારૂં હૈયું અત્યંત કઠણ છે. સ્ત્રીનું દીલ આટલું કઠણ હશે એનો મને આજેજ અનુભવ મળ્યો—"

"સ્ત્રી જાતી કોમળ છે. પણ તે જ્યારે વિફરે છે ત્યારે રમણી નહી પણ રાક્ષસી બની જાય છે."

"પણ તું જો સરલાને રખડતી થયલી જોવા માગતી હોય તો તેમાં મને લાભ શું? મારે તો તેનો કોઈપણ પ્રકારે બચાવ કરવો જોઇએ. હું તને એવું ધાતકી પગલું કદી ભરવા દઈશ નહીં."

"હું ક્યાં તેને રખડતી કરવાની છું? ચોવીસ કલાકમાં જો તે નહી માને તો તેનો બાપજ તેને કહાડી મૂકશે—" મણી બોલી.

'વારૂ. જેમ થાય તેમ થવા દે—'

મણી ચાલી ગઈ. સુન્દરલાલ એકલો પડયો.

"મણી સાથ હવે વધુ કામ પાડવામાં સાર નથી. હવે મારે પોતેજ પગલાં ભરવાં જોઇએ. સરલાને મેળવવા હવે મારેજ કોશેષ કરવી જોઇએ. મારી બેન વૈરના આવેશમાં મારાં વ્હાલાં પુષ્પને કચડી નાખશે–તેના પિતાને ગમે તેમ ઉશ્કેરી મૂકી તે કોમળ કુસુમને કરમાવી નાખશે માટે પ્રથમ મણીના લગ્ન કરી નાખી તેને સાસરે વિદાય કરી દેવી જોઇએ. ઠીક છે–હું થોડાજ સમયમાં આ વાત પિતાજીને જણાવી એને ઘરમાંથી કહાડીશ—' તે ચૂપ રહ્યો એટલામાં તેની પત્ની કુમુદ ત્યાં આવી પહોંચી.

'કેમ વ્હાલા ! શું વિચારમાં છો ?–'

'કંઈ નહી સહેજ !' તે ચોંકીને બોલ્યો.

'વ્હાલા ! તમારી મુખમુદ્રા પરથી આપ કંઇ વિચારમાં હો એવું હું અનુમાન કરૂં છું છતાં આપ મારાથી કેમ છૂપાવો છો ?'

તે કંટાળ્યો. તેણે કુમુદીનીને તુચ્છકારી કાઢી.

"તારે મારા કામમાં માથું મારવું નહિ. જરાવારમાં 'વ્હાલા, શું છે ને શું નહીં'. તેનું તારે શું કામ છે ?"

ગરીબ બીચારી કુમુદ ? પતિની આવી વર્તણુકથી દુઃખી બની ત્યાંથી આંસુભરી આંખે ચાલી ગઇ.

"સરલા ! સ્વર્ગીય સુંદરી ! ઈંદ્રની અપસરા ! પાતાળની

નાગ કન્યા ! તને હું શું ઉપમા આપું ? તારૂં વર્ણન કરવાને મારી પાસે શબ્દો નથી. ઓ દિવ્ય સુંદરી ! તું શું જોઇ પેલા ભિખારીને ચા[illegible] રહી છે ? શામાટે નાહક એનાપર મરી ફીટે છે ? એ તને શું સુખ આપશે ? એને ત્યાં તું શું વૈભવ ભોગવીશ ? ખરેખર ! તું નાદાન છે. તારી શુદ્ધ મારે ઠેકાણે લાવવી જોઇએ." કહી તે સરલાની છબી તરફ એકીટસે જોઈ રહ્યો.

"તારા ચંદ્ર જેવા વદનમાં કોઇ એવું અજબ જાદુ ભર્યું છે કે તે જાદુની અસરથી હું દીવાનો બન્યો છું. જો તું ગ્રહણની રાત્રે અગાશીમાં સૂવે તો ખચીત ! તારૂં ચંદ્રવદન અને આકાશમાંનો ચંદ્ર એ બેમાંથી ખરો ચંદ્ર કયો તે માટે રાહુ ભ્રાંતીમાં પડે ! પણ પ્રિયે ! શું તું મને નહિ મળે ?...મને નહિ ચાહે ? મારી નહિ થાય ?" તે બબડયો.

જેમ જેમ સમય પસાર થતો ગયો તેમ તેમ સુન્દરલાલની અશાન્તિ વધતી ગઈ. તેને પ્રતિ પળે નજર સ્હામે સરલાજ જણાવા લાગી.

---

## પ્રકરણ ૧૯ મું. કુમુદનું અપમાન.

કુલીનતાનું ખોટું અભિમાન રાખનાર શ્રીકાન્ત શેઠે પોતાની પુત્રી સરલા તથા રસિકલાલની કરૂણ વિનંતીપર લક્ષ્ય આપ્યું નહિ અને રસિકલાલને પોતાનું ઘર તુરત છોડી જવા હુકમ કર્યો. તેની આજ્ઞાને માન આપી રસિકલાલ અશ્રુભીની આંખોએ એક પ્રેમભરી નજર દષ્ટી ફેંકી તેની વ્હાલી સરલાના હૃદયદ્રાવક રૂદન છતાં પણ ત્યાંથી ચાલી ગયો. પ્રેમની પ્રતીમા સરલાને બેચેન સ્થીતીમાં પોતાના 'હૉલ'માં ગમે તેમ બબડતી પોતાના પ્રેમીને વફાદાર રહેવાના પોતાના વિચારને દઢ કરતી આપણે આગળ જોઈ ગયા છીએ. ત્યાર પછી લગભગ એક અઠવાડીયું પસાર

થઇ ગયું પણ પ્રેમીઓનો મેળાપ થયો નહિ તેથી પ્રેમાલ સરલા દીવાની જેવી બની ગઇ. તેને દીલાસો દેનાર હવે કોઇ રહ્યું નહોતું. તેની વ્હાલી સખી કુમુદ સુન્દરલાલના આગમન પછી પતિની શીતળ છાયા તળે સુખ માની પતિને રીઝવવા આખો દીવસ પ્રયત્ન કરતી અને તેથી તે સરલાને મળી, તેના દુઃખમાં દીલાસો દઈ શકતી ન્હોતી. તે બીચારીને પોતાની વ્હાલી સખીપર દુઃખનો આવો ભયાનક ડુંગર તૂટી પડયો હશે તેનો ખ્યાલ ન્હોતો. પતિને રીઝવવા કુમુદ અત્યંત પ્રયત્ન કરતી પણ તેની યોગ્ય અસર થતી નહિ કારણ કે સુન્દરલાલની આંખો સરલાના સૌન્દર્યે ચકરાવી નાખી હતી.

સરલાએ સુન્દરલાલનો સ્પષ્ટ તિરસ્કાર કર્યો હતો પણ કામ આંધળો છે, મોહ મસ્તાન છે, કામી પુરૂષો છતી આંખે આંધળા હોય છે, તેમને અપમાન અને માન જેવું કશું હોતું નથી. સુન્દરલાલે સરલાના તિરસ્કારનો વિચિત્ર અર્થ કર્યો. સ્ત્રી જાતી કદી પણ શરમને લીધે પ્રેમ દર્શાવે નહી એ મહાન સિદ્ધાંત પર આધાર રાખી સરલાના સ્નેહ માટે હવાઈ કિલ્લા બાંધી તેણે પોતાના હૃદયમાં આશાનો કોટ ચણ્યો. પણ તેને ખબર નહોતી કે તેનો હવાઇ કિલ્લો રમવાનાં પાનાંના બનાવેલા બંગલા પેઠે એક પળમાં કરરરર ભુસ થઇ જશે !

પોતાની કીનાખોર બ્હેન મારફતે પોતાનું કામ કાઢી લેવાની તેની ઇચ્છા હતી, પણ તેણે હવે જોઇ લીધું કે મણીને પોતાના ભાઇની જરા પણ પરવા નહતી. પોતાના પ્રેમનો અનાદર કરનાર રસિકલાલને દુઃખ દેવાની અને તેની સાથે નિર્દોષ સરલાને પણ રીબવાની તેની દુષ્ટ વાંચ્છના હતી અને જો ક્રૂર મણી કદાપી પોતાના હૃદયમાં સળગતી કીનાની આગમાં સરલાને બાળી નાખવાનો પ્રપંચ રચે અને તેમ થયે જો કદાપી સરલા દુઃખથી દીવાની બની આપઘાત જેવો આડો માર્ગ પકડી પોતાની જીંદગીનો અંત લાવે તો પોતાની આશા ધૂળમાં મળે એવા ખ્યાલથી સુન્દરલાલે હવે સર-

લાનો સ્નેહ મેળવવા તથા તેને મણીની જાળમાં ફસાતી બચાવવાનાં પગલાં ભરવાનો વિચાર કર્યો. એકવાર તેણે તેના પ્રેમની પુનઃ માગણી કરવાનો વિચાર કર્યો અને રૂબરૂમાં તે શરમાઈ કદાપી ના પાડે એવું ધારી તેણે એક પત્ર લખવાની શરૂઆત કરી.

'વ્હાલી સરલા.

રાત્રિ વિના ચંદ્ર જેમ નિસ્તેજ બને છે અને પોતાનો શોક શીહા અંધકાર દ્વારા પ્રદર્શિત કરે છે તેમ તમારા વિના મારી જીંદગી પણ અંધકારમય બની ગઇ છે. તમે તે દિવસે બાગમાં મારૂં અપમાન કર્યું હતું પણ વ્હાલી! હું તેને અપમાન નહી ગણું નાં ઉલટો તને બમણા પ્રેમથી ચાહું છું. તારા પ્રેમ–દીપકપર હું પતંગ પેઠે મરવા તૈયાર છું અને તેવી તારા સ્નેહ વારિ વિના તરસી મરતા આ પ્રેમીની પીપાસા પ્રેમપાન કરાવી મટાડશો એવી હું આશા રાખું છું.

લી. તારો અધરરસ ચૂસવાની લહજ્જત
માટે પ્રાણ આપવા તૈયાર,
ત્હારો,
સુન્દરલાલ.

ઉપલો પત્ર લખી તેણે તે કવરમાં બીડી નોકરના હાથમાં આપ્યો પણ તે સમગેજ ત્યા કુમુદ આવી પહોંચી. તેની ચપળ આંખો કવર પરનાં એડ્રેસપર પડતાં વિજુતનો ઝટકો લાગ્યો હોય તેમ તે ચોંકી પણ બીજીજ પળે હૃદયપર કાબુ રાખી ધૈર્ય ધારી તે જાણે કંઈ જાણુનીજ ન હોય તેમ પતિ પાસે એક ખુરશી ખેંચી બેઠી.

સુન્દરલાલ સરલાના ખ્યાલમાં મસ્ત હતો. કુમુદ અચાનક આવવાથી તે જરા ગભરાયો. જો કે તેણે પોતાની સ્થિતિ છુપાવવા ઘણો પ્રયત્ન કર્યો પણ તેમાં તેને નિષ્ફળતા મળી. તેની આવી બેચેન સ્થીતી તથા કવરપરના એડ્રેસથી કુમુદનો શક વધુ મજબુત બન્યો. તે પોતાના પતિને મોહવશ બનેલો જોઈ દુઃખી થઇ. લગભગ પાંચ

મીનીટ કુમુદને આવ્યાને થઈ પણ વર વહુમાંથી કોઈ પણ કંઇ બોલ્યું નહિ. આખરે કુમુદે મૌન તોડયું. તે બોલીઃ

'વ્હાલા ! તમે આજે શું વિચારમાં મસ્ત બન્યા છો ?—હું ક્યારનો આવી છું પણ તમે કંઈ બોલતા નથી—'

આખરે ન છૂટકે સુન્દરલાલને બોલવાની ફરજ પડી. તેને કુમુદ-તેની પત્ની—હાલમાં દુશ્મન જેવી લાગતી હતી તેણે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. તેના મુખાકાશ પર ક્રોધનું અભ્ર છવાયું. તે ક્રોધથી રાતો થઇ બોલ્યો.

"તને ઘણીજ ખરાબ ટેવ પડી ગઇ છે, કુમુદ ! ધંધાર્થે હજાર માથાકુટ કરવાની હોય, હજારો વિચાર ભેજામ થી પસાર થતા હોય તે સઘળા જાણવાને તારે શા માટે પ્રયત્ન કરવો જોઇએ ? તું તારે તારૂં કામ કરને ! તને એવા કામમાં માથું મારવાનું કોણ કહે છે ? શા માટે નાહક ટકટક કરી મારો પીતો ઉકાળે છે ?—ચાલી જા અહીંથી—"

ગરીબ બીચારી કુમુદીની ! પતિ તરફથી થયલું અપમાન ચૂપ-ચૂપ સહન કરી પોતાની આંખોમાંથી આંસુની ધારા રેડતી પતીની ક્ષમા ચાહી ત્યાંથી ચાલી ગઈ. તે પોતાના રૂમમાં જઈ પોતાની ભ-રાયલી છાતી ડુસકે ડુસકે રડી ખાલી કરવા મંડી.

"હાય—જે સ્ત્રીને પતિ તરફનું માન નહિ તેનું જીવન શું કામનું ?—અફસોસ ! હવે મારા પ ત આગળના જેવા નથી રહ્યા—એ પરવશ થયા—પરવશ થયા—હાય !........" કુમુદના ચક્ષુઓ-માંથી નવધાર આંસુ તેના મોહક ગાલો પર પડતા હતા. તેને કોણ દીલાસો દે ? તેના બળતા હૃદયમાં શાંતીનાં બીંદુ કોણ રેડે ? જે સ્ત્રીનો પતિ પરવશ હોય, લંપટ હોય, કામી હોય તેનું જીવતર ઝેર-મય બની જાય છે. તે સ્ત્રીની આશાભરી જીવનવેલી પતિ પ્રેમવારનું સિંચન ન થવાથી કરમાઈ જાય છે.

---

## સરલાનો જવાબ.

લગભગ એક અઠવાડીયું થયું. સરલાને રસિકલાલના દર્શન થયા નથી અને તેથી તે તરૂણવેલી પિયુદર્શન વિના કરમાતી જતી હતી. તેના પિતાએ જે દિવસે તેને ચોવીસ કલાકની મહેતલ આપી હતી તે દિવસે શ્રીકાન્તે તેને પૂછતાં તે પ્રેમાળ મૂર્તિએ પોતાના પ્રેમીને કદીપણ નહિ ત્યજવાનો પોતાનો દૃઢ નિશ્ચય સંભળાવી દીધો જે સાંભળી શ્રીકાન્તના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે તેને ઘણી સમજાવી પણ તે વફાદાર દિલબરે સાફ ના પાડવાથી તેણે તેને ભય બતાવી પોતાના ઘરમાંથી કાઢી મૂકી રઝળતી કરીશ એમ જણાવ્યું પણ જે પ્રેમને માટે પ્રાણ આપવા તૈયાર થઈ હતી, જેના હૃદયમાં સ્નેહદીપક અખંડ સળગ્યા કરતો હતો તેણે પોતાના બાપની ધમકીની કશી પણ દરકાર કરી નહીં. ઉલટી તે તો પોતાના મામાને ત્યાં જવા તૈયાર થઇ પણ શ્રીકાન્તે તેને જવા દીધી નહીં. સરલા પોતાના પિતાના ઘરમાં પોતાના દુઃખી દિવસો જેમ તેમ પસાર કરવા લાગી. તેનું ભવ્ય ઘર જાણે કરડવા આવતું હોય, એવું ભયાનક દીસવા લાગ્યું અને તેનો રમણીય ઓરડો તેને સ્મશાન જેવો સૂનો લાગવા માંડયો.

રસિકલાલના દર્શન ન થવાથી તે કયાં હશે? તે કયાં રહ્યો હશે? તેણે કયાં આશરો લીધો હશે? તેનું કોઇ સગું ન હોવાથી, તથા તેની પાસે એક પાઇ પણ ન હોવાથી તે પોતાનું ગુજરાન કેમ ચલાવતો હશે? તે ભણેલો હોવાથી નોકરી શોધશે પણ નોકરી જડે ત્યાં સુધી શી રીતે પોતાનું ગુજરાન કરશે તે માટે તેને હજારો વિચારો આવવા લાગ્યા અને તેથી તેનું મગજ ભ્રમિત બન્યું. સ્નેહ સરિતાની સ્નેહી માછલી પીયુદર્શનરૂપી પાણી વિના તરફડવા લાગી. તેને અલંકારો ચટકા ભરતા હોયની એવા લાગવા માંડયા. સુશોભીત વસ્ત્રોનો તેણે ત્યાગ કર્યો અને તેની જગ્યા સાદાં વસ્ત્રોને આપવામાં આવી. પિયુ વિરહથી તેને અરૂચી આવવાથી ખાવાનું પણ

ભાવતું નહિ. આથી એક વેળાની મનોહર સૌંદર્યવતી સરલા ફીક્કી પડી ગઈ. તેના ગુલાબી ગાલોની લાલી ઉડી ગઇ. હરેક પળે તેને પોતાના વ્હાલા પ્રેમીનો વિચાર આવતો. તેની કાંઈ પણ ભાળ એક અઠવાડીયા સુધી ન મળવાથી તેના હૃદયમાં ચિંતા પેદા થઈ. રડતાં રડતાં તેની આંખોમાંથી આંસુ પણ ખુટી ગયાં. તેની હરણી જેવી ચપળ આંખો ઉંડી પેસી ગઇ, મોંપરથી નૂર ઉડી ગયું.

" વ્હાલા ! તું કયાં છે ? કયાં હશે ? તું મને ભૂલી તો નથી ગયો ? નહિ—નહિ—તારા જેવો પ્રેમી એવું તો ન કરે પછી તો પ્રભુ જાણે !—' તે બબડી.

' જો તું મને ભૂલી ન ગયો હોય તો આજ સાત સાત દિવસ થયા તારૂં મે પણ તેં મને ન બતાવ્યું ? હાય ! શું તને પિતાજીનો ભય લાગ્યો ?......તો કોઈ બીજી જગ્યાએ મળવું હતું ?......એક પત્ર તો લખવો હતો ભલા ! .....' એમ કહી તે શોકસાગરમાં તણાવા લાગી.

' હાય ! દૈવ ! તેં મારી આ શી દશા કીધી ? ઓ ક્રૂર વિ-ધાતા ! આવા જૂલમી બનાવો મારા લલાટમાં ચીતરવા જતાં તારો હાથ કેમ ન અટકયો ?......પિતાજી પોતાની હઠ છોડતા નથી—હાય !......મણી ! તું મારી વેરણુ થઇ પડી. અફસોસ ! પ્રભુ ! હવે તો દયા કર ! તારી આ દીન પુત્રીની અરજ ધ્યાનમાં ધર—દયા—દયા—ઓ દયાળુ દેવ ! દયા—'

પ્રેમ—ગ્રિષ્મના પ્રચંડ તાપમાં તપતી—કરમાતી કુસુમકળી વિચા-રના વમળમાં વીંટળાઈ, શોકગ્રસ્ત વદને દરેક દુઃખી પળ પસાર કરતી હતી તેવામાં એક નોકરે આવી તેના હાથમાં એક પત્ર મૂકયો. તેણે તે ઉઘાડયો—વાંચ્યો—વાંચતાની સાથે ક્રોધથી તેનું વદન રક્તવર્ણું બની ગયું. તેણે ગુસ્સાથી દાંત પીસ્યા અને તે કાગળના તિરસ્કારથી ટુકડે ટુકડા કરી નાખી જમીનપર ફેંકી દીધા. તે એટલી તો ઉશ્કે-

રાઇ ગઈ હતી કે કંઇ કહેવાની વાત નહિ. જાણે તે ભયંકર ચંડિકા જ બની ગઈ હોયની !

' એ પાપી ભાઈ બ્હેનો હજી પણ મારો કેડો મૂકતાં નથી. શરમ છે પાપી ! તેં તારી વિદ્યાનો આવા નીચ કાર્યમાં ઉપયોગ કરવા માંડ્યો. ધિક્કાર છે તારી નીચ વૃત્તિ પર ! તું લાખ ઉપાય કરશે છતાં તું આ શરીરને અડી પણ શકીશ નહિ—તારી નીચ વાઞ્છનાજ કદી પણ પાર પડશે નહિ—'

થોડીક પળ તે ચુપ રહી. તેની આંખો ઝનુનથી લાલ થઇ ગઇ હતી. તે એટલી તો ભયંકર બની ગઈ હતી કે નોકર પણ એક પળ થથરી ગયો.

' એ નીચને હવે ઠેકાણે લાવવો જોઇએ. ' કહી તેણે એક કાગળ લખવા માંડ્યો.

પાપી !

તારો નીચ વાસનાથી ભરપૂર પત્ર મળ્યો. વાંચી તારી એવી દુષ્ટ બુદ્ધિ માટે મારા હૃદયમાં ખેદ તથા તિરસ્કારનું ભેગું મિશ્રણ થયું. ભોગીલાલ કાકા જેવા એક દયાળુ નરને પેટે ખરેખર, તું એક પત્થરજ જનમ્યો છે. કુમુદિની જેવું નારી રત્ન તારી પાસે છે છતાં પણ તારી પાપી દ્રષ્ટિ નીચ માર્ગ તરફ ફેરવે છે જે તારા જેવા એક કુલીન માણસને માટે શરમભર્યું છે. તારી તથા તારી પાપી ભગિનીની નીચ ચાલ પરથી સ્પષ્ટ માલુમ પડી આવે છે કે રસિકલાલ તદ્દન નિર્દોષજ છે અને તેને દોષીત ઠરાવવા તમે પ્રપંચ જાળ રચી તે નિર્દોષને તમારી પાપી જાળમાં ફસાવી જગતની જાણમાં ગુનેહગાર ઠરાવ્યો છે; પણ નીચો ! તમારા પાપનો ઘડો ભરાતાં તમે તમારી મેળે તમારા ખરા સ્વરૂપમાં જગતના લોકો આગળ રજુ થશો. પાપનો દીવો બુઝાઈ જશે—પવિત્રતાનો તેજસ્વી પ્રકાશ ઝગઝગશે ત્યારેજ તને તારાં પાપી કામો માટે પશ્ચાત્તાપ થશે.

વિચાર કર ! ઓ કુલાંગાર ! વિચાર કર—પરદારા ગમનનું પાતક

ભયાનક છે. તેથી કેવી કેવી ખાનાખરાબી થઈ છે? રાવણ અને દુર્યોધન સરખા રાજાઓનાં રાજ પરદારાપર મોહ પામવાથી તારાજ થયાં હતાં. રાવણ સરખો દશ માથાનો માનવી સીતાપતીને હાથે રણમાં માર્યો ગયો હતો તો પછી તારી કેવી દશા થશે તેનો ખ્યાલ કર્યો છે?

પાપી! દયાળુ ભોગીલાલના ઉચ્ચ કુળમાં તું નરપીશાચ શા માટે જનમ્યો? નદીપર પત્થર થઈ પડયો હોત તો ધોબીઓ લુગડા ધોવાના ઉપયોગમાં લેત! કુલાંગાર! તું ભણ્યો—વકીલ થયો—વિદ્વાન ગણાયો તો તારી વિદ્યાનો તેં આવોજ ઉપયોગ કર્યો કે? સતી સુંદરીના શીયળપર કેમ ત્રાપ મારવી તેની યુક્તિ ઘડવા માટેજ તેં વકીલાતની ડીગ્રી મેળવી છે કે?

નીચ! કામાંધ! કુલાંગાર! હજુ પણ સમજ! તારાં વિંચાયેલાં જ્ઞાનચક્ષુઓ ખોલ! તારી આંખોપર ફરી વળેલા હવસના પડદાને દુર કર! શયતાન! યાદ રાખજે કે હાલમાં તને તારાં પાપી કર્મોનો વિજય જણાશે પણ તે પરમકૃપાળુ પરમાત્માની ગેબી લાકડીનો અવાજ નથી. અંતે સત્યનો જય અને પાપનો ક્ષયજ છે.

આ ક્ષુલ્લક સંસારના નાશવંત સુખોને આગ લગાડ. પરમ કૃપાળુ પરમાત્માને ઓળખતાં શીખ. ચલિત સુખ ત્યજી અખંડ સુખ માટે ઇચ્છા રાખ! પાપી! કોઇપણ ચીજ નાશ વિનાની નથી. તારી જીંદગી પણ નાશવંત છે તોપછી ટૂંકી જીંદગીમાં આવાં પાપો શામાટે કરે છે?

તારી પવિત્ર પત્નિ કુમુદ રૂપ—ગુણમાં શું કમી છે? તેના કરતાં મારામાં શું વધુ જુએ છે? તારી બહેન પણ એક સ્ત્રી છે. હું પણ સ્ત્રી છું અને તારી પત્ની પણ સ્ત્રીજ છે. એ ત્રણમાંથી તારી આંખો મારાપર કેમ ચકરાય છે? તારી બહેન તેવી હું! તને હવે વધુ શું લખું?

લી૦ તારી બહેન,

સરલા

ઉપલો પત્ર નોકરને આપી સરલા પોતાની વ્હાલી સખી માટે દુઃખી થવા લાગી. પતિ–પ્રેમ–વારિ સિંચન શિવાય તેની સખી કેમ જીવી શકતી હશે તેનો વિચાર આવતાં સુન્દરલાલ તરફ તેને અસામાન્ય ધિક્કાર પ્રકટ્યો.

સુન્દરલાલ સરલાના પ્રત્યુત્તરની રાહ જોતો વિચારગ્રસ્ત સ્થિતિમાં બેઠો હતો.

'એ હઠીલી માનશે કે નહિ? સ્ત્રીજાતિ અજબ ફાંટાબાજ હોય છે તેનો મને સરલાએ સાક્ષાત્કાર કરાવ્યો–' તે બબડ્યો એટલામાં નોકર પત્ર લઈને આવ્યો.

'લાવ—લાવ—ભીખા ! જલદી લાવ–તારા હાથમાંના કાગળ ઉપર મારી જીંદગીનો આધાર છે–" તે અધીરો પડી બોલ્યો.

સરલાના ચંડિકાસમ વિકાળ ચહેરાથી નોકર સર્વ સમજી ગયો હતો પણ તેણે ચતુરાઈ વાપરી કહ્યું.

"કેમ શેઠ—કંઈ સારાં વાનાં છે કે?"

સુન્દરલાલથી હસી પડાયું.

"શેઠ—આપના આ રંક સેવકની પણ ત્યારે તો કંઈ કદર કરજો—"

મોહવશ સુન્દરલાલે તેને એક રૂપીઓ આપી ખુશી કર્યો અને ખુશ થતો ભીખો તે રૂમ તુરતજ છોડી ગયો કારણ પત્ર વાંચતાં શું થવાનું હતું તે તે સંપૂર્ણ રીતે જાણતો હતો.

સુન્દરલાલે આનંદથી ઉભરાતા અંતરે પત્ર ખોલ્યો. તેની સ્થિતિ કેવી થઈ? પાંચ મીનીટ આગળ ખુશાલીના આવેશમાં નોકરને ઈનામ આપતો પાપી પત્ર વાંચતાંજ બદલાઈ ગયો. તેનો ચ્હેરો લાલચોળ બની ગયો. તે પાપીનાં નીચ અંતઃકરણ પર સરલાના કટાક્ષમય પત્રે કાંઈ પણ અસર કરી નહિ. સરલાની મહેનત પાણીમાં ગઈ–પત્થર પર પાણી પડ્યું.

સુર્ય પોતાના કિરણો સર્વ વસ્તુ પર એક સરખી રીતે ફેંકે છે.

ગુલાબનું પુષ્પ તે કિર્ણોના પ્રભાવથી વધુ પ્રફુલ્લ બની સુગંધીદાર બને છે, જ્યારે એક માંસનો ટુકડો જેમ જેમ તેના પર કિર્ણો પડે તેમ તેમ વિશેષ ગંધાય છે!

સરલાનો પત્ર વાંચી પશ્ચાતાપ કરવાને બદલે તે વધુ ઝનુની બન્યો અને ક્રોધથી બરાડવા લાગ્યો.

“ મારૂં અપમાન? સરલા, સરલા! તને આ પત્ર લખતી વ-ખતે ખબર હતી કે તે કોના હાથમાં જનાર છે? નાદાન! આ વિકાળ વાઘને છેડી હવે તું ક્યાં જનાર છે? સૂતેલા સિંહને જગાડી ક્યાં છટકનાર છે? હાથીના પગ તળેથી નિર્બળ કીડી ક્યાં નાસીને જનાર છે? તુચ્છ પતંગીઉ સૂર્ય કિરણ આગળ ક્યાં સુધી ટકી શકનાર છે? નાદાન! તને ખબર નથી કે અત્યાર સુધી શાંત પડી રહેલો આ સુન્દરલાલ શું કરી શકે છે? તને ખબર નથી કે ઝાલિમ દૈત્યના પંઝામાં સપડાયા પછી નિર્બળ મ-નુષ્યની શી દશા થાય છે?” તે ઝનૂનથી બરાડ્યો, તેની આંખમાંથી ક્રોધાગ્નિ વરસતો હતો. તેના અંતઃકરણમાં સરલાના પત્રે હોળી સળગાવી હતી! જોઇએ હવે પરિણામ શું આવે છે? તેના હૃદયમાં સળગેલી હોળીમાં એ પોતેજ બળે છે કે બીજાને બાળે છે?

---

## પ્રકરણ ૨૧ મું. મણીના લગ્ન.

કપટી, પ્રપંચી, કિનાખોર, દુષ્ચરિતા મણીને પરણાવવા સુન્દર-લાલે હવે પોતાના પિતાને અરજ કરી, અને વૃદ્ધ ભોગીલાલે પુત્રી લાયક ઉમ્મરની થવાથી તે વાતને અનુમોદન આપ્યું. સુન્દરલાલે યોગ્ય વર શોધવાનું માથે લીધું. જેથી તેના પિતા તેના પર વધુ પ્રસન્ન થયા અને તેના ભગિની પ્રેમનાં વખાણ કરવા લાગ્યા. પણ તે દયાળુ નરને ક્યાં ખબર છે કે મણીને ઘરમાંથી કહાડવાની સુન્દ-

રહાલની ઇચ્છા હતી. મણીને સાસરે વળાવી તેના હૃદયમાં વસી રહેલી સરલાને તે પોતાના કીનાની આગમાં જળાવે નહિં એવું કરવાની તેની ઇચ્છા હતી. જ્યારે તેને સરલાનો પત્ર મળ્યો ત્યારે તેને દુઃખી થયલી જોવાને તથા તેનાપર પોતાની બેન મારફતે તથા પોતાથી બનતી રીતે અનેક સંકટો નાખવાનો વિચાર પ્રથમ તેના મનમાં આવ્યો, પણ આખરે એ ખ્યાલને તેણે ધિક્કાર્યો. સરલાની મોહીની એવી જાદુભરી હતી કે તેના જેવો સંગદીલનો શખ્સ પણ તેને દુઃખી કરતાં અટક્યો. તેની છબી તરફ સ્નેહમય દૃષ્ટિએ જોઈ રહ્યો અને અંતે મણીને પરણાવી દઈ તે પાપીણીના દુઃખમાંથી સરલાને મુક્ત કરવાના નિર્ણયપર આવ્યો. સરલા જીવતી હશે તો ગમે ત્યારે, ગમે તે પ્રકારે મેળવીશ, પણ જો મણી તેને સતાવીને મારી નાખશે તો તેની આશાનો કોટ કરરર ભુસ થશે તે ડરથી તે ડર્યો હતો.

સુન્દરલાલ વકીલ હતો, યુક્તિ પ્રયુક્તિનો તેની પાસે તોટો ન્હોતો, તેથી તેણે જો કે મણીને કાઢવાનો પ્રપંચ રચ્યો પણ મણીને તે માટે જરા પણ શંકા આવવા દીધી નહિ. રખેને મણી સાથે વિક્ષેપ પડતાં તે તેને પણ દુઃખી કરે એ ખ્યાલથી તે ધ્રુજી ઉઠતો.

અહા ! દુનીઆ ! દુનીઆ ! તારા રંગો ન્યારા છે ! વિધિ ! તારી ગતી ગહન છે ! પ્રભુ ! તારી કૃતિ અકળ છે !

સુન્દરલાલ મણી માટે વર શોધવા ઘણો પ્રયત્ન કરવા લાગ્યો. તેણે પોતાની બ્હેનને માટે ક્રૂર પતિજ શોધવો જોઇએ, અને તેજ તેને ઠેકાણે લાવશે એવું ધારી કોઈ ઉડાઉ, લંપટ શ્રીમંતનીજ શોધ કરવા માંડી. તે આ કામમાં રોકાયલો હોવાથી કુમુદને સદંતર ભૂલી ગયો. પતિવ્રતા કુમુદ પોતાના પતિ માટે પૂર્ણ શંકિત બની પોતાનું ભારી હૃદય રૂદન કરીને હલકું કરતી. પોતાનો પતિ આવા નીચ માર્ગ તરફ વળ્યો છે તે વિષે તો તેની ખાત્રીજ થઇ ગઇ હતી. પરંતુ સરલા પણ સુન્દરલાલપર મોહિત થઇ હશે કે કેમ તેના હવે તેને વિચાર આવવા લાગ્યા.

'શું સરલા નીતિમાર્ગ ભૂલી હશે?...શું તેણે રસિકને તરછો-ડ્યો હશે?...શું એ શાણી અવળે પંથે વળી હશે?......" કુમુદ વિચારવા લાગી.

"નહિ, નહિ, એમ કદી પણ બનેજ નહિ. સુવર્ણની થાળમાં લોખંડની મેખ હોયજ નહિ. મારી સખી કદી પણ એમનો પ્રેમ સ્વિકારે નહિ–" તે બબડી. શંકા અને સરલાની સત્યતા વચ્ચે તુમુલ યુદ્ધ ચાલ્યું. તેમાં સત્યતાનીજ જીત થઇ છતાં કુમુદને સરલાને મળી સત્ય ખુલાસો મેળવવાની મરજી થઇ. તે સરલાના ઘર તરફ રવાના થઇ. તેને જોતાંજ સરલાએ તેના તરફ કરૂણ નજરે જોયું અને કુમુદ કાંઈ પણ બોલે તે પેહેલાંજ તેણે કુમુદના નિર્લજ પતિની નીચતા વિષે ઇસારો કરી તેના પત્રથી તેને માહીતગાર કરી. આ વાત સાંભળી કુમુદનું કોમળ હૃદય ચીરાઈ ગયું પણ સરલાએ તેને ધીરજ આપી, અને તે સુન્દરલાલને કદિ પણ વશ થશે નહિ એમ કહી જો બની શકશે તો તે તેને સુધારવા શક્ય પ્રયાસ કરશે એવું વચન આપ્યું. કુમુદ કંઇક શાન્ત થઇ.

* * *

જ્યારે કુમુદ સરલા પાસે હતી ત્યારે મણી પોતાના રૂમમાં શું કરતી હતી તે તરફ આપણે નજર કરીએ. પ્રમાદચંદ્ર નામનો એક શ્રીમંતનો ઉડાઉ, વ્યસની અને લંપટ પુત્ર ભોગીલાલને ત્યાં આવતો જતો હતો તથા તેનો ડોળો મણીપર ચકરાયો હતો. જ્યારે રસિકે મણીના પ્રેમનો અનાદર કરવાની વાત સાંભળી ત્યારે તેને તેની ફતેહ માટે આશા જણાવા લાગી અને તેથી તે આજે લાગ જોઈ મણી સાથે વાતે વળગ્યો હતો. મણી પ્રમાદચંદ્રના બીજા ગુણો જાણતી ન હોવાથી તેનો ભપકો, વાતે કરવાની છટા આદિ બીજા અનેક મોહક ચાળાથી પ્રમાદને ચાહતાં શીખી હતી. તે છતાં બન્નેમાંથી કોઇએ પણ પ્યારનો એક શબ્દ અત્યાર સુધી ઉચ્ચાર્યો નહોતો. જ્યારે પ્રમાદ આવ્યો ત્યારે તે એકલીજ ઘરમાં હતી. તેથી પ્રમાદચંદ્ર વધુ

ખુશ થયો. મણી પણ તેને જોઇ આનંદ પામી અને હસીહસીને તેઓ વાત કરવા લાગ્યાં. મણીના હાથમાં આ વખતે એક ગુલાબનું ફૂલ હતું. ગુલાબનાં પુષ્પ તેને ઘણાંજ પ્રિય હતાં એમ પ્રમાદ સારી રીતે જાણતો હતો.

"મીસ મણી ! આપની રજા હોય તો એક સવાલ પૂછું—"

"ઘણીજ ખુશીથી પૂછો, મી૰ પ્રમાદચંદ્ર !—"

"વારૂ, ત્યારે કહેશો કે આ ગુલાબનું ફૂલ કોના હાથમાં જાય એવું તમે ઇચ્છો છો ?—"

"જો આપને કંઈ હરકત ન હોય તો તમારા કોટના 'બટનહોલ'માં હું એ પુષ્પ ખોસું—"

પ્રમાદચંદ્ર નમ્યો. મણીએ હર્ષથી તે ફુલ તેના બટનહોલમાં ખોસ્યું ! એક ધીમી કીસનો અવાજ થયો ! મણીનું માથું પ્રમાદચંદ્રના માથાપર અને પ્રમાદનો હાથ તેની કમરની આસપાસ નાગ પેઠે ફરી વળ્યો.

પ્રમાદ અને મણીની વાત ધીમે ધીમે રસપર ચઢી. ધીમે ધીમે તે જાહેરમાં આવી, સુન્દરલાલે પ્રમાદચંદ્રને પસંદ કર્યો અને બ્હેનને ખુશ કરવા તેની સંમતી માગી. મણીએ હા કહેતાં ભાઇનો આભાર માન્યો અને મોટી ધામધુમ સાથે ભોગીલાલે પ્રમાદના હાથમાં મણીનો હાથ આપી સ્વપુત્રીને પ્રમાદની પત્ની બનાવી. આ લગ્નમાં સરલાએ પણ ભાગ લીધો, પણ તે ઘણો અલ્પ ! મણી સરલાને જોતાંજ સળગી ઉઠતી. તેના હૃદયમાં હજી પણ વૈરાગ્નિ સળગતો હતો અને તેથી સરલા તેને મળતી પણ નહિ. ભોગીલાલે રસિકલાલને પણ આ ખુશાલીમાં ભાગ લેવા આમંત્રણ કરવાનું સુન્દરલાલને કહ્યું હતું, પણ તેણે ઉપર ટપકેની શોધ કરી તે રમ્ય નગરમાં નથી એવું જણાવ્યું એટલે ભોગીલાલને ચૂપ રહેવું પડયું. જ્યારે સરલાને રસિક રમ્યનગરમાં નથી એવી ખબર મળી ત્યારે તે તો જીવતી મરીજ જેવી ગઇ. તેનું કોમલ હૃદય ચીરાઈગયું ! કોમલ કુસુમ કરમાવા લાગ્યું !

## પ્રકરણ ૨૨ સું.

## ભેદી ભોંયરામાં.

'અલ્લાને બનાઇ જોડી—એક અંધી ઔર દુસરી ખોડી' એ જગજાહેર કહેવત પ્રમાણે મણી અને પ્રમાદચંદ્ર સરખેસરખાની જોડી બંધાઇ. ભાઈ સાહેબ સરતના શોખીન, જુગારમાં એક્કા, વ્યભીચારમાં નંબર વન હતા ત્યારે બાઇ સાહેબ પણ કંઇ કમી ન હતાં ! પાપીણી મણી એક નીચ કીનાખોર કામિની બની હતી. રસિક અને સરલાપરનો વૈરાગ્નિ જોકે હવે જરા શાંત પડયો હતો, છતાં પણ કોઈ કોઇ વાર તેના ક્રૂર હૃદયમાં નિર્દોષ પ્રેમીઓને હજી પણ દુઃખી કરી પાપનો પોટલો માથે બાંધવાના ખ્યાલ આવતા. પણ હવે તેમાં ફાવી નહિ. જે સ્વતંત્રતા તે પોતાના પિતાને ત્યાં 'લાડકડી પુત્રી' તરીકે ભોગવતી હતી તે સ્વતંત્રતાનો સાસરામાં તદન નાશ થયો. તે ત્યાં એક કેદી જેવી થઇ પડી. પ્રમાદચંદ્ર તેના તરફ વધુ લક્ષ આપતો ન હોવાથી તે ઘણી દુઃખી બની. તેની સાસુ નણંદ તેના માથાની હોવાથી તેના દુઃખમાં ઔર વધારો થયો. સાસરામાં સવાર થતાં મણી કલેશનું મંગળાચરણ કરવા ચુકતી નહી. અને તેની સાસુ નણંદ પ્રમાદ આગળ ફરીયાદ કરતાં તે પોતાની નવવધુ મણીને બરાબર સીધી કરતો ! પતિને ત્યાં તેને જોઇએ તેવું સુખ મળ્યું નહિ. પ્રમાદચંદ્ર અઠંગ જુગારી, દારૂડીઓ તથા એવા અનેક દુર્ગુણોથી ભરપુર હતો. મણીનો સંસાર સરળ રીતે ચાલવામાં અનેક મુશ્કેલીઓ હતી. પ્રમાદચંદ્ર રખડેલ હોવાથી તે રાત્રીના બારબાર બબ્બે વાગે આવતો અને દારૂની લહેરમાં મણીને ગમે તેમ પછાડતો—મારતો. તે પ્રમાદચંદ્રથી થોડાજ દીવસમાં ત્રાસ પામી ગઈ અને તે ત્રાસને લીધે પીયર નાસી જવાનો વિચાર કરવા લાગી. પ્રમાદચંદ્ર અને મણી વચ્ચે પ્રેમનું એક કિરણ પણ પ્રગટયું નહિ. સ્વભાવીક રીતે મણી નીચ માર્ગ તરફ વળી. પ્રમાદચંદ્રનો એક તાલી મીત્ર ચુનીલાલ દેખાવડો તથા બોલકણો હોવાથી મણી તેના તરફ આકર્ષાઇ અને તે પાપીએ પણ તેના પ્રેમનો સ્વિકાર કરી હળાહળ ઝેર પીવાનું પસંદ કર્યું.

એ અરસામાં વૃદ્ધ ભોગીલાલ વૃધ્ધાવસ્થા થવાથી દેવલોક પામ્યા.

મણીનો સંસાર દીનપર દીન અને વધુ દુઃખી બનતો ગયો. તેને તેના પતિ તરફનું લેશ માત્ર પણ સુખ નહતું અને તેથી તે પરપુરૂષથી આનંદ પામવા પ્રયત્ન કરતી; પણ ઝાંઝવાનાં નીરથી તૃષા મટે છે ખરી? એ પાપી સંબંધ વિષે પ્રમાદચંદ્રને ખબર પડી અને તેથી તેણે પોતાના મિત્રને હાંકી કહાડવા સાથે મણીને ખૂબ કોપરાપાક જમાડયો. સરલાને સતાવવા માટે પ્રભુજ આ દુનિઆમાં મણીને સજા કરતો હોયની તેમ હવે તેને લાગવા માંડયું. તેને પોતાની નણંદ સાથ દરરોજ કંકાસ થતો અને સવારનું પહોર પડતાંજ મણી અને તેની સાસુ નણંદ વચ્ચેની લડાલડીથી આખું ઘર ગાજી રહેતું. પ્રમાદચંદ્ર પોતાની પત્ની મણીનેજ પોતાની માતા તથા બેનનો પક્ષ ખેંચી મારતો. મણી પોતાના પીયરના પાપની સજા સાસરામાં ભોગવતી હતી.

\+ + +

મણીનો સંસાર કલેશના કીડાથી દુઃખમય બની રહ્યો હતો. તેના ભાઇનો સંસાર પણ સુખી નહતો. મણી તથા પ્રમાદચંદ્ર બન્ને ખરાબ હતાં. જ્યારે આ બાજુ ભાઇ વીફરેલા પણ બાઈ કુમુદ શીયળવતી શુધ્ધ સતી હતી. પોતાના ઘરના રત્નની સુન્દરલાલને કિમ્મત ન્હોતી. મોહક અને સદ્દગુણી કુમુદને તે કુલટાનું વિશેષણ લગાડવા પણ હવે ચૂકતો નહોતો.

\+ + +

મણી અને ચુનીલાલનો પ્રેમ સંબંધ જાહેરમાં આવ્યાથી પ્રમાદચંદ્રે ચુનીલાલને તરછોડયો પણ તે પાપ મુર્તીએ મણીને તજી દેવાનું યોગ્ય ધાર્યું નહીં. તેણે કોઈ પણ ઉપાયે મણીને ઉપાડવાનો વિચાર કર્યો અને એક દીવસ તેણે લાગ જોઇ પોતાનો પાપી વીચાર મણીને જણાવ્યો.

'વ્હાલી ! બધી બાજી ધુળમાં મળી ગઈ—હવે આપણે જુદાં પડવાં—પણ તે જુદાઇ કેમ ખમાય ?—'

'ત્યારે વ્હાલા ! કંઈ ઉપાય ?—'

'ઉપાય લાખ છે પણ તેં તું કબુલ કરશે !—'

'મારે કબુલ છે વ્હાલા ?—'

'આપણે નાસી જઇએ—'

મણી ચોંકી.

'નાસી જઇએ !—'

'હા—'

'ક્યાં ?'

'ગમે ત્યાં. '

'પછી ?'

"પછી શું ? ત્યાં રહીશું—ફરીશું ને મોજ કરીશું. કેમ તારો શું વિચાર છે ? વ્હાલી ! હવે મારાથી તારા ઘરમાં કોઇ રીતે અવાય તેમ નથી અને તેથી જો તું મને ચાહતી હોય તો આ રસ્તો પસંદ કર. મારી સાથે આવી મોજ કર. અહીં તને શું સુખ મળનાર છે ? તારો પતિ વેશ્યાગામી છે, તેનું કંઈ નહી અને તું જ્યારે સ્વચ્છંદાઇથી વર્તી ત્યારે તેણે મારો તિરસ્કાર કરી તારા કોમળ શરીરપર પ્રહાર કર્યો એ કંઈ નાની સુની વાત છે ?"

'હા વ્હાલા, એણે મારાં હાડકાં ભાંગીને ચુરો કરી નાખ્યાં. પાપીએ મારૂં આજ સુધી કોઇએ ન કરેલું એવું ભયંકર અપમાન કર્યું—આજ સુધી જેણે કોઇનો હુંકારો ખમેલો નહિ તેનાપર લાકડીનો માર પડયો—ખરેખર ! એ નીચે મને ઘણી સતાવી છે—' મણીએ દુઃખી થઈ કહ્યું. પોતાના પતિ માટે હવે તેના દીલમાં તિરસ્કાર આવવા લાગ્યો. પોતાની જાળમાં મણીને ફસાતી જોઈ ચુનીલાલ બોલ્યોઃ

'વ્હાલી ! એ પાપીએ તારૂં અપમાન કરી તને ઘાતકી

માર માર્યો છે તેનો હું એને પુરેપુરો સ્વાદ ચખાડીશ. તું મને કહેતી હતી કે તારો પ્રેમ તરછોડી તારૂં અપમાન કરનાર રસિકલાલને તેં સદાનો દુઃખી કરી હાલહવાલ કરી મૂકયો હતો. જ્યારે તેણે તારૂં માત્ર એક વચનથી અપમાન કર્યું ત્યારે તેં તેને રખડતો રઝળતો કરી તેના પ્રેમ વૃક્ષને કચડી નાંખ્યું તો તારા પર પ્રહાર કરનારપર વેર લેવાની તું ઈચ્છા રાખતી નથી એ જોઈ હું અજબ થાઉં છું–' ફીનાની આગ પાછી સળગી. અપમાનીત મણી પોતાના પતિના પર પણ કીનો લેવા તૈયાર થઇ. ક્રોધની જ્વાળા વરસાવતી તે બોલી.

' એ નીચને પુરેપુરો બદલો મળવોજ જોઇએ–મારા પાપી પતિને હું મારા અપમાનનો બરાબર સ્વાદ ચખાડીશ–પણ તેમ કરવાનો કાંઈ ઉપાય ? વ્હાલા ! રસિક તો મારા ઘરનો આશ્રિત હતો—મને ભણાવતો હતો અને તેથી મેં તેનાપર શીયળ ભંગ કરવાનો જૂઠો આરોપ મુકી બેઇજત કીધો પણ મારા પતિપર વેર લેવાનો કંઇ ઉપાય ?—'

' ઉપાય શોધવામાં આપણું ભેજું કયાં કમી છે ?—'

' ત્યારે તો વ્હાલા ! પ્રથમ એજ કામ હાથમાં લ્યો–એ પાપીપર વેર લીધા પછી તમે જ્યાં કહેશો ત્યાં હું આવીશ. '

' પણ ત્યાંસુધી હું તારી જૂદાઇ કેમ સહી શકું ?

' હું તમને વારંવાર મળતી રહીશ.–'

" શી રીતે ? તારી સાસુ નણંદ તને જંપી બેસવા દેશે ત્યારે કે ? તને કોઇ જગ્યાએ આવવા દેશે ત્યારે કે ? મારાથી તો તારે માટે તકરાર થવાથી પ્રમાદને ત્યાં અવાય એમ નથી. વ્હાલી ! તારે માટે જ્યારે મેં મારા મિત્રનું ઘર છોડયું તો તું મારે માટે એનું ઘર છોડી મારી સાથે નહિ આવે ?–'

' વ્હાલા ! હું તમારી સાથે આવવા તૈયાર છું–તમે જ્યાં લઇ જશો ત્યાં આવીશ–પણ પ્રથમ મારા દીલમાં સળગતી અપમાનની

ચીંતા શાંત થવી જોઇએ—મારા અપમાનનું વેર લેવાવુંજ જોઇએ—તેથી વ્હાલા ! હાલમાં તો અહિંજ રહેવું સારૂં છે—'

'પણ અહિં તું મારી સાથે રહેશે કે નહિ ?—'

'પોલીસ આપણને પકડશે તો ?'

'પોલિસ જખ મારે છે—કોની મગદુર છે કે મારા તરફ આડી આંખે જોઇ પણ શકે ?—' તે જાણે સર્વ શકતીમાન હોય તેમ અહંકારથી બોલ્યો.

"એટલે શું વ્હાલા ! તમે એવા કોણ છો કે તમને પોલીસ પણ પકડી નહી શકે ?—'

'મારૂં સ્થાન એવું ગુપ્ત છે અને મારા સહાયકો એવા સબળ તથા ચાલાક છે કે તારો વાંકો વાળ પણ થાય નહિ. તું જો મને ચાહતી હોય તો મારી સાથે ચાલ. આપણે રમ્ય નગરમાંજ રહીશું–મોજ કરીશું ને તારી ઇચ્છા પ્રમાણે આપણા અપમાનનો કીનો લઇ પાપી પ્રમાદને પૂરો કરી નાખીશું—'

'ચાલો વ્હાલા ! ત્યારે મારી કયાં ના છે ?—'

તેઓ એક ગાડીમાં બેસી બે ચાર ધોરી રસ્તા વટાવી એક સાંકડી ગલીમાં ગયાં. ત્યાં બન્ને ઉતરી પડયાં. ગાડી પસાર થઇ ગઇ અને તેઓ ઝડપથી આગળ વધવા લાગ્યાં. બે ચાર ભેદી અને ગલીચ ગલીઓ પસાર કરી તેઓ એક ખંડીયર જેવા ઘરમાં દાખલ થયાં, અને થોડાક ગુપ્ત માર્ગો કળથી ઉઘાડી એક ભવ્ય દીવાનખાનામાં આવી પહોંચ્યાં. આ દીવાનખાનું જમીનની અંદર હતું. તે ઉત્તમ પ્રકારે શણગારેલું હતું. તેની આસપાસ બીજા ઓરડાઓ હતા તેમાં બનાવટી સીક્કા વગેરે બનાવવાનું કામ ચાલતું હતું. મણી આ ભેદી ગુહ જોઇ પ્રથમ ચોંકી પણ ચુનીલાલે તેને ગભરાવા ન દેતાં શાંતી આપી કાંઇ પણ ભય નથી એમ જણાવ્યું. મણી શાંત થઇ ત્યાંનો વૈભવ જોઇ ખુશી થઇ.

પાપી મણી ચુનીલાલ સાથે આ ભોંયરામાં રહેવા લાગી. તર-

તજ પ્રમાદચંદ્રને ઉપલી બાબતની ખબર પડી. તેણે પોલીસને ખબર આપી પણ કોઇ પણ જાતનો પત્તો ન મળતાં તેણે આશા મુકી. તેણે વધુ પરવા પણ ન કીધી કારણકે મણી જેવી તેની પાસે અરધો ડઝન પ્રિયતમાઓ હતી.

સુન્દરલાલ પોતાની બહેનનાં આગલાં પરાક્રમોથી સારી પેઠે માહીતગાર હતો તેથી પોતાના માર્ગમાંથી સદાનું કાસળ ગયલું જોઇ અંતરમાં ખુશી થયો પણ બહારથી લોકોને જણાવવા તેણે ઉપરથી ભારે શોધ ચલાવી. તેને પણ અંતે નીરાશાજ મળી. કુમુદ અને સરલા મણી તરફ અત્યંત તિરસ્કાર દર્શાવવા લાગી. તેઓ વારંવાર બોલતી કે ' નીચ કુલટાએ પવિત્ર કુળને કલંક લગાડયું ! '

ઉપલી વાત લોકોમાં જ્યાં ત્યાં ચર્ચાવા લાગી. વર્તમાન પત્રોને પણ એ વાત ચર્ચવાની ફરજ પડી. પોલીસે ભારે શોધ કરીઃ પણ વ્યર્થ !

## પ્રકરણ ૨૩ મું. ક્રૂર પિતા.

સરલાએ નમ્રતાથી-વિનંતીથી શ્રીકાન્તને અત્યંત સમજાવ્યો પણ તે હઠીલો પુરૂષ જરા પણ પીગળ્યો નહિ. આખરે બાળા નિરાશ થઈ અને પોતાના પિતાને વિનવવાનું તજી દઈ નિરાશામાં ને નિરાશામાં, વિરહવ્યથિત હૃદયે અગાધ શોકમાં દિવસ નિર્ગમન કરવા લાગી. પણ જ્યારે મણી કોઇ સાથે નાસી જવાનો બનાવ બન્યો ત્યારે સરલા રસિકલાલને નિર્દોષ પૂરવાર કરી પોતાના પિતાને મનાવી લેવાનો પ્રયત્ન કરવા લાગી. તે પોતાના પિતા પાસે જઈ દીન વદને ઘણીજ નમ્રતાથી બોલીઃ

" પિતાજી ! તમારી આ અભાગણી પુત્રી એક અરજ કરવા આવી છે—"

'શું છે ?—' શ્રીકાંતે બેદરકારીથી જવાબ આપ્યો. સરલાનું કોમળ હૃદય પિતા પ્રેમ ગુમાવી બેસવાથી ચીરાઈ જતું હતું પણ લાચાર ! તે પિતાને માન આપવાની ફરજનો સ્વીકાર કરતી. પણ જ્યારે પિતા હઠાગ્રહી થઈ તેના જીવનને કંગાળ બનાવી નાખતો હોય ત્યારે તેની આજ્ઞાને ગરીબ ગાય પેઠે શરણુ થવાની ફરજનો અસ્વીકાર કરવામાં તેના હૃદયને પાપ જણાતું નહોતું; તે જીવનને પ્રફુલ્લ કરવા માગતી હતી. કચડી નાખવા નહોતી ઇચ્છતી.

'પિતાજી ! આપને હું એક નમ્ર અરજ કરવા આવી છું—' સરલાએ પુનઃ કહ્યું.

'જણાવી મર, શું કહેવા માગે છે ?—'

'પિતાજી ! તમે એમ સખ્તાઇથી ન બોલો, એટલા બધા ક્રૂર ન થાવ. મારા તરફ જરા તો દયા બતાવો !—' તે આંસુઓની ધાર રેડતી બોલી.

'નાદાન છોકરી ! તેં તારી હઠને લીધે મારો પિતૃપ્રેમ ગુમાવ્યો છે. મેં તને વધુ ભણાવી તે મૂર્ખાઇ કરી. વધુ કેળવણી સ્ત્રીજાતીને નુકશાનકારક થઇ પડે છે. હદ ઉપરાંત કેળવણી લઇ, ગમે એવાં પુસ્તકો વાંચી ઉચ્છૃંખલ સ્ત્રીજાતી વંઠી જાય છે, કારણુ કે જેમ બીલાડીને ખીર પચતી નથી તેમ સ્ત્રીઓને કેળવણી પચતી નથી." શ્રીકાન્તે કહ્યું.

'પણ હું તેવી નથી, પિતાજી !—'

'વધુ લવરી ન કર—તું તેવી નહી પણ તેવી છકેલીઓની સરદાર જેવી છે. તેં હઠ કરી એક મુફલેસ અને ગુન્હેગાર સખ્સને માટે તારા પિતાની ઇચ્છાનો અનાદર કર્યો એ શું તારો નાનો સુનો ગુન્હો છે ? તું વિલાયતની મતાભિલાષી સફ્રેજેટ જેવી છે !—'

'પિતાજી ! એમ ન બોલો; તે નિષ્કલંક, નિર્દોષ યુવાનને માટે અપશબ્દો ના ઉચ્ચારો. તેઓ નિર્દોષ છે, નિષ્કલંક છે, પવિત્ર છે, રંક છે પણુ તેમનું ચારિત્ર્ય અત્યંત કુલીન છે—"

'બસ, બસ! તારી લવરી બંધ કર! હજુ પણ તું એ બદમાસનો પક્ષ લે છે એ જોઇ હું ઘણોજ અજબ થાઉં છું. તું તારૂં કાળું કરી જા—'

'દયા પિતાજી! દયા કરો—'

'જો તારે મારા તરફથી દયા જોઈતી હોય તો એ ચંડાળનો ખ્યાલ છોડ, એને ભુલી જા—'

'પણ શાને માટે? એણે તમારૂં શું બગાડયું?—' સરલા જરા ઉંચા સ્વરે બોલી.

'શું બગાડયું? મારી એકની એક દીકરીને ચસકાવી મૂકી એ શું થોડું બગાડયું છે?'

'તેમાં તેમનો વાંક નથી. હુંજ તેમને ચાહતાં શીખી હતી, મેંજ તેમના પ્રેમની યાચના કરી હતી—'

'નાદાન! હજી તું તેને ભૂલતી નથી તો જા, તારૂં કાળું કર—મારા ઘરમાંથી જા—' તે ક્રૂર પિતાએ પોતાની નિર્દોષ અને સુકુમાર પુત્રીને ધકકો માર્યો. ગરીબ બીચારી સરલા! તે ધક્કાથી જમીનપર તુટી પડી. તેના માથામાંથી લોહી નીકળ્યું.

શ્રીકાન્તે તેનો તિરસ્કાર કરવા છતાં પણ સરલા ત્યાંથી ગઇ નહિ. રડતી રડતી તે તે ગદ્‌ગદ્ કંઠે બોલી.

'પિતાજી! ચાહો તો મને કાઢી મુકો, મારી નાખો યા જીવતી સળગાવી મુકો પણ રસિકલાલના પવિત્ર નામને કલંકિત ન કરો. મારી આટલી અરજ શું આપ નહિ સાંભળો? શું આપ મારા પિતા મટી ગયા?—'

'ભસી મર—તું શું કહેવા માગે છે?—'

'આપે સાંભળ્યું હશે કે લીલા કોઈ બદમાસ સાથે નાસી ગઈ—'

'હા—તેને ને તારે શું સંબંધ?'

'પિતાજી! કૃપા કરી સાંભળી લો. જ્યારે તે નીચ બલા પોતાના કુળને કલંક લગાડી, પરપુરૂષ સાથ નાસી ગઇ ત્યારે આપ સહેલાઈથી સમજી શકશો કે તેનું હૃદય પ્રથમથીજ પાપ વાસનાઓથી ભરેલું હતું, કારણ કે તેને પરણ્યાને પૂરો એક માસ તો નથી થયો તેટલામાં તો તે નાસી ગઈ. પોતાના કુળની કીર્તિને ઝાંખ લગાડતી ગઇ. પોતાના દયાળુ પિતા ભોગીલાલ કાકાના નામને લજાવતી ગઇ—'

'બધાને જહાનમમાં નાખતી ગઈ. તું જણાવી દેને કે તેથી તું કહેવા શું માગે છે? નાહક પટપટ કરી ભેજું ન ખા—' શ્રીકાન્તના માથાની વરાળ વધી પડી.

"એ ઉપરથી હું એમ પૂરવાર કરવા માગું છું કે જ્યારે મણી કૌમાર અવસ્થામાં હતી ત્યારે રસિકલાલપર તેણે આરોપ મુકયો હતો તે તદ્દન જૂઠો અને બનાવટી હતો. કહો! પિતાજી! કહો! આપ હવે તેમને નિર્દોષ કહો—"

'એથી તે નિર્દોષ શી રીતે ઠરે? કંઈ પણ બનાવ તો બનેલોજ હોવો જોઈએ—'

'તેમને નિર્દોષ માનવાને હવે સબળ કારણ છે. તે કારણ એ કે જે સ્ત્રી પોતાના કુળની કીર્તિને કલંક લાગશે તેનો જરાપણ ખ્યાલ ન કરતાં એક પરપુરૂષ સાથ નાસી ગઈ તેને પોતાની પાપ વાસનામાં નિષ્ફળતા મળવાથી રસિકલાલને બદનામ કરવા તેણે તેમનાપર ખોટો આરોપ મૂકયો હોય એ તદ્દન સંભવિત છે—"

'પણ તેમ કરવાનું કંઈ કારણ? રસિક શું તેના સો પચાસ ખાઇ ગયો હતો જે મણી તેનાપર આરોપ મુકે—'

'શું હજુ એ વાત આપ જાણતા નથી?—'

"નહિ, મને યાદ નથી—"

'નીચ મણી રસિકલાલને ચાહતી હતી પણ જ્યારે રસિકલાલે તેના પાપી પ્યારને ઠોકરે માર્યો ત્યારે તે વ્હાલી મટી વેરણ બની

અને તેમને કલંકીત કરાવવા તેનાપર નીચ આરોપ મુકયો. પીતાજી ? હવે તમારા ધ્યાનમાં ઉતર્યું કે નહી ? હવે તમે એમને નિર્દોષ કહેશો કે નહિ ?—'

'ધાર કે કદાપી એ નિર્દોષ પણ હોય પણ તેથી તું એને પરણી શકશે નહિ.'

'પિતાજી ! જો એઓ નિર્દોષ હોય તો પછી એવા એક લાયક યુવકને મારો હાથ આપવાની ના પાડી મારી આશાભરી જીંદગી શા માટે કચડી નાખો છો ?'

'કારણ કે એ હીનકુલોત્પન્ન છે—એનો બાપ એક રાજ્ય-દ્રોહી ગુનેહગાર હતો—એવા એક બદમાસના પુત્રને મારી છોકરી આપી હું કદી પણ મારા કુળને ઝાંખપ લગાડીશ નહિ—"

'તેમના પિતાજી ખરેખર ગુનેહગારજ છે એમ કોણ કહે છે ! કાં તેઓ પણ દગાના ભોગ થઇ પડી કોઇ પાપીની પ્રપંચ જાળમાં ફસી પડયા ન હોય !'

'એવી નજીવી વાતમાં હું ઉંડાણમાં ઉતરવા માગતો નથી. હું તને કદી પણ એની સાથે પરણાવીશ નહિ. તારે મારી ઇચ્છાને માન આપવુંજ પડશે—મારી આજ્ઞાને તાબે થવુંજ પડશે—'

'પિતાજી ! આટલા ક્રૂર ના બનો ? મારી મૃત માતાનું સ્મરણ કરી મને એમની સાથેજ પરણાવો—'

સરલાનું રૂદન પાષાણ હૃદયીને પણ પીગળાવે એવું હતું. શ્રી કાન્તને મૃત પત્નીનું સ્મરણ થતાં—સરલાનો તેની માતા જેવોજ ચહેરો જોઇ—કંઇક લાગણી થઇ. તે સરલાના માથાપર હાથ ફેર-વતો બોલ્યો:

"બહેન ! હજુ તું નાદાન છે. દુનીઆના વહેવારની તને ખબર નથી. રસિકલાલની વાચાળતાથી તું તેનાપર મોહી પડી છે પણ તે હરામખોર બદમાસ છે—કપટી છે—"

'બસ–બસ–પિતાજી! કૃપા કરો. હું એમને માટે એવા શબ્દો સાંભળવા માગતી નથી—'

'ત્યારે શું તું એને નહીજ ભૂલે?'

"નહિજ."

"દુઃખી થઈશ—"

'ચાહે આ દેહના કોઈ ટૂકડે ટૂકડા કરે તો કબુલ–હીમાલયમાં મારી દેહને કોઈ ગાળી નાખે તો તે મંજુર–કદી રૂંવે રૂંવે ભાલા ભોંકી કોઇ દુઃખ આપી રીબાવે તો કબુલ, પણ મારા રસિકને કોઈ ભૂલવાનું કહે તે નાકબૂલ–નામંજુર!—' નિશ્ચલ સ્વરે સરલાએ જવાબ આપ્યો.

'ત્યારે શું તું મારી મરજી પ્રમાણે નહી ચાલે? હું કહું તેની સાથે નહિં પરણે?'

"નહિં–કદાપી પણ નહિં–એમને હું મન અને વચનથી વરી ચુકી છું—"

"તારે મારી આજ્ઞાનુસાર એ બદમાસને ભૂલી કોઇ મારી નજરમાં યોગ્ય લાગે તેની સાથે પરણવુંજ પડશે—'

'તે તો આ દેહમાંથી પ્રાણ ગયા પછીજ બનશે'

શ્રીકાન્ત ઘણોજ ઉશ્કેરાઇ ગયો. તેના હૃદયમાંથી દયાનો છાંટ છાંટો ઉડી ગયો.

'જા–કમબખ્ત! હાલમાં અહીંથી તારૂં કાળું કર–' શ્રીકાન્તે તોપના ગોળા જેવો ધડાકો કરી કહ્યું. ગરીબ બીચારી સરલા આંસુનો વરસાદ રેડતી, પોતાના કમભાગ્યને શાપ દેતી પોતાના ઓરડામાં આવી ધોધમાર રડવા લાગી.

'હાય——' તેણે એક શરદ હાય મારી.

"શું મારો આવીજ સ્થિતિમાં અંત આવશે? શું હું પ્રેમની તરસીને તરસીજ સ્વર્ગમાં જઇશ?" તે અશ્રુનો પ્રવાહ રેડતાં બબડી

'હાય !—અફસોસ ! ઓ વિધાતા ! તારી આ કેવી ક્રૂરતા ! ઓ દયાનીધી દેવ ! દયા કર–દયા કર–હાય ! વ્હાલા ! તમે ક્યાં હશો ? આજ મહિનો થયાં તમારા દર્શનનો લાભ આ અભાગણીને મળ્યો નથી. પ્રાણાધાર ! તમે આ દાસીને શું ભૂલી ગયા ? શું મને તરછોડી ચાલી ગયા ?—નહિ–નહિ–કૃપાનિધાન ! એવું ન કરશો ? આ દાસીને ન તજશો ?—ચાહે તમે મારો વા ઉગારો ! ચાહો વા ન ચાહો ! તરછોડો યા પાસે રાખો—પણ તમને હું તો કદી પણ ન વીસરૂં !—તમે જો ન મળશો તો ભીખારણ થઇ દેશદેશ ફરીશ અને તમારા દર્શનની ભીખ માગીશ, તેમ કરતાં મરીશ–યા તો તમને શોધી સુખી થઇશ.' તે દુઃખમાં ને દુઃખમાં લવી.

"ગમે તેમ થશે પણ ઓ વ્હાલા ! હું આપને તો નહીજ ભુલું ! વ્હાલા પ્રાણાધાર ! જરા તો દયા કરો–આ દાસીને દર્શન તો દો.—" તે બબડી. રડીરડીને શોક સાગરમાં તણાતી, ઘડીમાં પ્રેમીને સંભારતી, ઘડીમાં મૃત માતાને યાદ કરી, માતાની ખોટ માટે વિલાપ કરતી, તો ઘડીમાં પોતાની દુઃખદ સ્થીતીનો ખ્યાલ કરી દુઃખના દરીયામાં ડુબી જતી સરલા કાષ્ટની પુતળી પેઠે ઇઝીચેરપર પડી રહી.

કેટલી સુકુમાર પુષ્પ કલિઓ આવા જૂલમથી કચરાઇને અકાલે મરી જતી હશે ?

---

## <u>પ્રકરણ ૨૪ મું.</u> રસિકલાલ કયાં ગયો ?

હતભાગી રસિકલાલને આપણે ઘણા વખતથી ભૂલી ગયા છીએ. શ્રીકાન્તની આજ્ઞાથી તે ભાગ્યહીન યુવક કયાં ગયો, તે કોડી વિનાના કંગાળે કોને ત્યાં આશરો લીધો, આ જગતમાં તેનું કોઇ પણ સગું ન હોવાથી તે દુઃખી યુવાનને કોણે દીલાસો દઇ આશરો

આપ્યો, તથા એક મહીનાની લાંબી મુદત સુધી તે તેની વ્હાલી સરલાને પણ મળ્યો નહિ તથા એક પત્રદ્વારા તેણે તે જળ વિના તફડતી માછલીને આશ્વાસન આપ્યું નહિ, તેથી તે કેવી સ્થિતિમાં છે, તેના પર શું આફત પડી હતી, વિગેરે બાબતોની આપણે તપાસ કરીએ.

શ્રીકાન્તે તેનું અપમાન કરવાથી ઘરમાંથી નીકળ્યા પછી તેણે તેના ઘર તરફ એકવાર પ્રેમાળ દ્રષ્ટિએ જોયું અને ગમખ્વાર જીગરે તેણે બાગનો રસ્તો લીધો. બાગમાં આવી તે એક બાંકપર દુઃખપૂર્ણ દીલે બેઠો. તેનું મગજ દુઃખથી તદ્દન અશાંત બન્યું હતું. તેની સ્થિતિ એક દિવાનાને વધુ મળતી આવતી હતી. હજારો વિચારો વિદ્યુત વેગે તેના ચકભ્રમ ભેજાંમાંથી પસાર થતા હતા. હવે તેણે શું કરવું, તેની પાસે એક પાઈ પણ ન્હોતી તેથી તે કંઇક કમાય ત્યાં સુધી શું થશે વિગેરે દુઃખદ ખ્યાલો તેને કોતરી ખાતા હતા.

"હાય ! ઓ વિભુ ! મારી આ શી દશા ? મારે હવે શું કરવું ? કોને આશરે જવું ? નોકરી ! હા...પરાધિન નોકરીજ હવે મારે શોધવી જોઇશે. પ્રભુ ! મારાપર દયા કર ! તારા આ રંકસેવકપર કૃપાદૃષ્ટિથી જો." તે ઇશ્વિરને વિનવવા લાગ્યો.

વ્હાલી સરલા ! તું મારા સિવાય તારા દિવસો કેમ નિર્ગમન કરીશ... ? પણ મારે હવે એનો શા માટે ખ્યાલ કરવો જોઇએ ? ઓ અભાગી ! તારા કમનસીબે એ અમૂલ્ય નારીરત્ન તારા હાથમાંથી ચાલ્યું ગયું ! મારા જેવા એક ગુનહેગારના પુત્રને શ્રીકાન્ત પોતાની કિર્તીના ભોગે કદી પણ પોતાની પુત્રીનો હાથ આપશે નહિ. હાય ! ત્યારે શું મારો આશાનો મોર કરમાઈ જશે ? મારી આજ સુધીની-આશાઓ ધૂળમાં મળશે ? ઓ પ્રભુ ! દયા કર !...વ્હાલી ! તને અને તારા પવિત્ર પ્રેમને હું કેમ ભૂલીશ ? મારી આ કેવી દયાજનક સ્થિતિ ? મારા આ કયા જન્મના પાપ ? અહા ! સુન્દર આંબાવાડીમાં જ્યારે મારો પવિત્ર પ્રેમ સરલાએ સ્વિકાર્યો તે આનંદનો અવસર ઓ પ્રભુ ! તેં ન દેખાડયો હોત તોજ સારૂં હતું !

એના પ્રેમનો અધીકારી હું થયોજ ન હોત તો સારૂં થાત ! પણ હવે શોક કરવે શું વળનાર છે ? ત્યારે શું સરલાને ભૂલી જાઉં ? હા ! હા ! એજ માર્ગ મારે માટે ઉત્તમ છે ! એથીજ સરલા સુખી થશે. સરલા ! વ્હાલી ! હું તને ભૂલી જઇશ તોજ તારો પિતા તને જંપવા દેશે. તને સુખી જોઈ હું સુખી રહીશ. તારા સુખ માટે હું તને ભુલવાનો પ્રયત્ન કરીશ, પણ તને કેમ ભૂલી શકીશ ? ગમે તેમ થાય પણ ઓ ભાગ્યહીન રસિક ! તારે હવે તે સ્વર્ગીય સુંદરીના ખ્યાલો છોડવા જોઇએ. તારે હવે તેને ભૂલવીજ જોઇએ. જા, જા, મારા હૃદયની પ્રીતિમૂર્તિ ! મારી આંખોની કીકી ! જા, મારી આંખ આગળથી દૂર થા; પણ શું તું મને ભૂલી શકશે ? નહિ, નહિ, તે પ્રેમની પ્રતિમા મને કદી પણ ભૂલી શકશે નહિ ! ત્યારે શું હુંજ તેને ભૂલી જઈ બેવફા નીવડું ? જેણે મારે માટે પોતાના પિતાનો ક્રોધ વહોરી લીધો તેના કોમલ હૃદયપર આઘાત કરૂં ? નહિ, નહિ, વ્હાલી ! હું તને કદી પણ ભૂલી શકીશ નહિ. તારે માટે આશમાન ને જમીન એક કરીશ, તારે માટે જો મારે ગગનમાંના તારા આણવા પડશે તો તે જોખમ પણ હું માથે ઉઠાવીશ પણ તને તો હું કદી પણ ભૂલી શકીશ નહિ. ”

તે હવે શું પગલાં ભરવાં તેના વિચારમાં પડયો. એકાએક તે ચોંકયો. તેને મણી યાદ આવી. પોતાના સર્વ દુઃખોનું કારણ એજ ઝેરી નાગણ છે એમ લાગતાં તે ઝનુની બન્યો. જાણે તે હમણાં વૃદ્ધ ભોગીલાલ પાસે જઇ ખરો ખુલાસો કરે અને તે બદમાસ બલાને તેના ખરા રંગરૂપમાં રજુ કરે એમ તેને વિચાર આવ્યો પણ તે પાછો શાંત થયો. હૃદયનો આવેગ હૃદયમાંજ સમાઇ ગયો કારણ કે ભોગીલાલ અને તેનો પુત્ર તેનું મોં પણ જોવા માગતા ન્હોતા એ ખ્યાલે તેને મુન્જાવ્યો.

“ મણી, ખુબસુરત બલા ! તેં મારી જીંદગીનું સત્યાનાશ વાળ્યું ! ઝેરી નાગણ ! એમ કરવાથી તારા હાથમાં શું આવ્યું !

તને શું લાભ થયો ?" થોડીક પળ તે મૌન રહ્યો. પુનઃ તે બબ-ડવા લાગ્યો.

"ઓહ ગરીબાઈ ! ગરીબાઇ ! તારે લીધે અનેક ગરીબો દુઃખથી કંટાળી આપઘાત કરી કમોતે મરતા હશે ! તારા જુલ્મથી અનેક રંકોની જીંદગી કંગાલ બનતી હશે ! ઓ દુષ્ટ ગરીબાઈ ! તારી છુરીથી અનેક ગરીબોનાં ગળાં કપાઈ જતાં હશે ! હા ! ગરિબી એક મહા શાપ છે ! પેલા ભવના પાપોનો બદલો છે !...અહા ! લક્ષ્મી ! 'લક્ષ્મી' એ નામજ કેવું મધુર લાગે છે ! સ્વર્ગ અને નર્ક એ સૌ કહેવાના છે. બાકી ખરૂં સ્વર્ગ તો પૈસા છે."

હતભાગી રસિકલાલ પોતાની રંક દશાને શાપ દેવા લાગ્યો. તેનું જીગર દુઃખથી ભરાઇ ગયું. થોડીક વાર તે ચુપ રહ્યો.

"ઓ વિધી ! તેં મારાપર આ શો જુલમ વર્તાવવા માંડયો ? મેં એવા તે શા પાપકર્મ કર્યાં છે કે તેને માટે તેં મને ગરિબાઈના ફાંસામાં ફસાવ્યો ? ઓ કિરતાર ! દયાસિંધુ ! કૃપા કર–" તે બબ-ડયો. તેને હવે શું કરવું તે માટે કંઈ પણ સુઝતું નહોતું. જો કે તે સુશિક્ષિત હોવાથી પોતાનું ગુજરાન કરવાને સમર્થ હતો છતાં પણ તેને કંઈ સુઝતું નહોતું. દુઃખી વખતમાં દુઃખીને કાંઇજ સુઝતું નથી. થોડીક પળ તે મૌન રહ્યો.

'વ્હાલી ! આપણી વચ્ચે પ્રેમની જ્યોતિ પ્રકટીજ ન હોત તો સારૂં થાત ! પણ હાય ! હવે તે માટે શોચ કરવે શું વળનાર છે ? બનનાર વસ્તુ બની ગઈ. વ્હાલી ! તું મને પવિત્ર પ્રેમથી ચાહે છે, હું પણ તારા પ્રેમપર દીવાનો છું; પણ હવે આપણો યોગ થાય એ અસંભવીત છે, માટે તું મને ભુલી જા. આ અભાગીના ખ્યાલો ત્યજી દે. મારે હવે તારો ખ્યાલ શા માટે કરવો જોઇએ ? પણ એ કેમ બની શકે ? જળ વિના માછલી કેમ જીવી શકે ? વ્હાલી ! તારા વિના હું કેમ જીવી શકું ? તને કેમ ભુલી શકું ? ત્યારે શું હું પાછો શ્રીકાન્ત પાસે જાઉં ? તેમને વિનવું ? પણ તેઓ કેમ માનશે ? મારા જેવા એક

ગુનેહગારના પુત્રને તેઓ પોતાની પુત્રી કેમ આપશે ? નીચ મણી ! આ સર્વ તારાં કારસ્તાન ! આ સર્વ તારા પ્રપંચ ! તને એથી શું લાભ થયો ? હમારાં જળતાં જીગરો જોઇ તને શું સુખ મળ્યું ? શું સરલા મને ભૂલી શકશે ? નહિ નહિ, એ પ્રેમની પ્રતિમા મારા વિના નહિ જીવી શકે–મારા વિના તે ટળવતી હશે–દુઃખી થતી હશે." તે હવે તદ્દન દીવાના જેવો બન્યો. શું કરવું તે તેને સુઝયું નહિ. રાત્રિના વાળુ કરવાને તેની પાસે પૈસા હતા નહિ. તે બિચારો હમણા કોને આશરે જાય ? તેના ઘણા મિત્રો હતા પણ તેમાંના કોઇને ત્યાં પણ જવાનું તેને પસંદ પડયું નહિ. તે ભૂખ્યો ને ભૂખ્યોજ બાગમાં પડી રહ્યો અને આખી રાત બેચેનીમાં પસાર કરી. સવારે નદીમાં સ્નાન કરી તે પોતાનું નસીબ અજમાવવાનો વિચાર કરવા લાગ્યો. કોઇ નોકરીની શોધમાં તે નીકળ્યો. ફરતો ફરતો એક લાયબ્રેરીમાં આવી લાગ્યો અને વર્તમાન પત્રમાં 'જોઇએ છે' ની કોલમમાંની જાહેર ખબરો વાંચવા લાગ્યો. તેની નજર એક જાહેરખબર પર પડતાં તેના મુખ પર આનંદનાં કંઇક ચિન્હ જણાયાં. તે જાહેર ખબર નીચે મુજબ હતીઃ—

"ઓફીસના કામ માટે એક બાહોશ માણસ જોઇએ છે. ઉમેદવાર અંડર ગ્રેડ્યુએટ હોવો જોઇએ. પગાર ઘણો સારો આપવામાં આવશે. લખો યા મળો, જેહાંગીરજી વહાડયા એન્ડ કું. કિંગરોડ–રમ્યનગર"

ઉપલી જાહેરખબર વાંચી આશાભર્યાં હૃદયે તે જેહાંગીર વહાડયાની કુંપનીમાં દોડયો અને નોકરી માટે અરજ કરી. જેહાંગીરજી વહાડયા એક અમીરી ખવાસના પારસી ગૃહસ્થ હતા. તેણે તેને ઘણીજ ખુશીથી રૂ. ૭૫ ના પગારે નોકરીએ રાખ્યો. તે ભલા ગૃહસ્થને રસિકલાલે પોતાની સ્થિતિ વિષે ઇસારો કરતાં તેમણે તેને પહેલાથીજ રૂ. ૧૦૦ ની રકમ કાઢી આપી. હવે તેના આનંદનો પાર રહ્યો નહિ. તે તન મનથી નોકરી બજાવવા લાગ્યો. બે ત્રણ

દિવસમાંજ તેણે તેના શેઠનું દીલ જીતી લીધું. તેને નોકરી મળ્યા પછી જેહાંગીરજી વહાડયાએ આપેલી રૂ. ૧૦૦ ની રકમમાંથી તેણે એક ઘર ભાડે રાખ્યું. તે કરકસરથી પોતાનું ગુજરાન ચલાવવા લાગ્યો. તેને નોકરી મળતાં તેનું દુઃખ કમી થયું પણ તેથી તે સરલાને ભૂલી ગયો નહિ. તેણે તેનાપર પત્ર લખવાનો વિચાર કર્યો પણ જો તે પત્ર શ્રીકાન્તના હાથમાં કદાપિ જાય તો ભયંકર પરિણામ આવે એવા વિચારથી તેણે પત્ર લખવાનો વિચાર માંડી વાળ્યો. ત્યારે શું તે પોતાની પ્રીતિ મૂર્તિને જાતે જઇને મળે? પણ તે કેમ બની શકે? જો એ વાતની સરલાના પિતાને ખબર મળે તો તે આભ અને અવનિ એક કરી નાખે. શ્રીકાન્તે પોતાના ઘરમાં નહિ આવવાની તેને સખ્ત તાકીદ કીધેલી હોવાથી હવે કેવી રીતે સરલાનાં દર્શન કરવાં તે માટે રસિકલાલ વિચાર કરવા લાગ્યો પણ એકે ઉપાય તેને યોગ્ય લાગ્યો નહિ. આખરે તેણે વિયોગની ચીતામાં બળવાનુંજ પસંદ કર્યું. સરલાનું ચિંતન કરીનેજ તેના પ્રેમને મજબુત બનાવવાનો વિચાર કર્યો પણ તે તેમ કરી શકયો નહિ. વિયોગથી તે દિન પરદિન સુકાવા લાગ્યો. ગમે એવા ભોગે પણ સરલાની એક વખત મુલાકાત લેવાના નિશ્ચયપર તે આવ્યો, પણ બીજી પળેજ તે કમકમ્યો. તેને 'પાપી તારૂં અહીંથી કાળું કર—' એ શબ્દો યાદ આવ્યાં, અને તેથી તે શ્રીકાન્તના ઘરમાં તો મરતાં સુધી પગ નહિ મુકવો એમ ધારવા લાગ્યો. ચિંતામાં ને ચિંતામાં તે સુકાવા લાગ્યો. ચિંતા એવી ભયાનક ચીતા છે કે તે જીવતા માણસને આખો ને આખો બાળીને ખાખ કરી નાખે છે. ચિંતામાં ને ચિંતામાં તે મંદિ પડયો. તેની આ માંદગીમાં તેના ભલા અને ઉદાર શેઠ જેહાંગીરજીએ તેને ઘણી મદદ કરી અને તેથી તે તે ભલા શેઠને હજારો હજાર આશીષ દેતો. લગભગ એક માસની પથારી પછી તેની તબીયતમાં કંઇક સુધારો થયો અને તે પાછો નોકરીપર જવા લાગ્યો. તે જે દિવસે નોકરીપર જવાને શક્તિવાન થયો તેજ દિવસે તેણે સરલાને મળવાનો પણ વિચાર કર્યો, અને લગભગ સાંજે સાતેક

વાગે તે શ્રીકાન્તના ઘર તરફ ભારી દીલે ગયો. ત્યાં તેને એક નવીજ ખબર મળી. તેને પોતાની પ્રિયાનાં દર્શન થશે નહિ એવા સમાચાર મળ્યા, કારણ સરલા પોતાના બાપના જુલમથી ત્રાસી પોતાના મામાને ત્યાં ગઇ હતી; તેથી પ્રીતિ મૂર્તિના દર્શનનો પ્યાસી રસિકલાલ પ્રેમ સુધારસ પીધા વિના તરસ્યો ને તરસ્યો જ પોતાની રંક ઝૂંપડીમાં પાછો ફર્યો.

---

## પ્રકરણ ૨૫ મું. કુમુદ અને સુન્દરલાલ.

હઠીલાં દર્દો બાહોશ હકીમોની સારવારથી સાજાં થાય છે. ભાગેલી સલતનતો કાળે કરી પાછી બેઠી થાય છે, પણ કામદેવના બાણથી ઘાયલ થયલું હૃદય તો તે બાણ જે દિશામાંથી આવ્યું હોય ત્યાંની પ્રેમાળ હવાથીજ શાંતિ પામે છે. સરલાના મોહબાણથી ઘાયલ થયેલો સુન્દરલાલ હવે સરલાને કેમ મેળવવી તેના અનેક વિચારો કરવા લાગ્યો. ભોગીલાલના મરણથી તે તમામ મિલકતનો માલિક બન્યો અને તેથી તેણે ધંધા તરફ જરા પણ લક્ષ આપવાની જરૂર જોઇ નહિ. પોતાની વકીલાતની ડીગ્રીનો તેણે સરલાને કેમ વશ કરવી તેના ઉપાયો શોધી કાઢવામાં ઉપયોગ કર્યો. કલાકોના કલાકો સુધી તે વિચારોના વમળમાં વિંટળાઇ બેસી રહેતો પણ શું કરવું તેની તેને સમજ પડતી નહિ. સરલાએ પોતાના પત્રમાં તેના છોડે છોડા ફાડી નાંખેલા હોવાથી તે તેની મુલાકાત લેવાની હિમ્મત કરી શક્યો નહિ. એ અરસામાં સરલા પોતાના પિતાથી ત્રાસી પોતાના મામાને ત્યાં રહેવા ગઈ. તેને તેના બાપે અપમાન કરી કાઢી મૂકી એ વાત સુન્દરલાલના સાંભળવામાં આવતાં તેને પોતાની બહેનની ફૂરવણીનું આ કામ હોતું જોઇએ એવો શક ગયો. અને તે ખરો હતો કારણકે મણીએ શ્રીકાન્ત પાસે આવી જે બાજી ખેલી હતી તે જો ન ખેલવામાં આવત તો સરલાના રૂદન તથા સમજાવટથી તે પાષાણ હૃદયી જરા પણ પીગળ્યો હોત ! મણીએ પોતાનું વેર બરાબર વાળ્યું હતું

અને તે દગલબાજ સ્ત્રીએ બન્ને આશા ભરી જીંદગીઓને કચડી નાખી હતી. મણી ચુનીલાલ સાથે નાસી જવા પછી તેના ભાઇને તેની જરા પણુ ચિંતા થઈ નહિ. સુન્દરલાલે તેને માટે બાહ્ય શોધ સિવાય વધુ કાંઈ પણુ કર્યું નહિ. તે પોતાની બહેન ગૂમ થવાથી ખુશી થયો હતો. તે તો પોતાના માર્ગમાંથી એક કાંટો ઉખડી ગયલો ધારતો હતો, કારણકે મણી હજી પણુ પોતાના વેરના અગ્નિમાં સરલાને કેવી રીતે પ્રજાળત અને કેવાં કેવાં દુઃખ દેત તે માટે ચોક્કસ અટકળ કરી શકાય તેમ નહોતું.

સુન્દરલાલ સરલાપર દીવાનોજ બન્યો હતો. તેને હરતાં ફરતાં સરલાનાંજ સ્વપ્નાં આવતાં અને કોઇ કોઈ વાર ભાન ભુલી જઇ તે ગમે તેમ લવતો. તે પોતે ક્યાં ઉભો ઉભો લવે છે તેનું તેને ભાન ન રહેતું અને તેથી તે એક દિવસ એવી અશાંત સ્થિતિમાં કુમુદના હાથમાં આબાદ સપડાઇ ગયો. એકાએક સરલા સાંભરી આવવાથી તે પોતાના રૂમમાં એક ખુરશી પર બેઠો બેઠો ભાન ભૂલી ગમે એમ લવતો બેઠો હતો. તેને પોતાની પત્ની કુમુદ તેની સ્થિતિ જુએ છે તેનું પણુ ભાન ન રહ્યું.

'સરલા! ઓ સ્વર્ગની અપસરા! તારા વિના હું કેમ જીવી શકું?......શું તું મારી ઇચ્છા તૃપ્ત ન કરે? હું તને દરેક રીતે યોગ્ય છું. છતાં પણુ તું મારો કેમ તિરસ્કાર કરે છે?......' તે બબડયો.

'વ્હાલી સરલા! જરા તો દયા કર! તારા પ્રેમપર દીવાના બનેલા આ ભ્રમર તરફ જરા તો પ્રેમ બતાવ! તું આટલી બધી ક્રૂર કેમ બની છે?......" થોડીક વાર તે મૌન રહ્યો અને કુમુદ કંઈ પણુ જાણુતી ન હોય તેમ તેના રૂમમાં દાખલ થઈ. તેણે પોતાના પતિના સઘળા શબ્દો સાંભળ્યા હતા.

'કોણુ સરલા? શું તું મારી સ્થિતિપર દયા કરી મારો પ્રેમ ઝીલવા આવી? શાબાશ મારી વ્હાલી–' તદ્દન ચકમ થઈ તે

આવ્યો. કુમુદને તે સરલા સમજ્યો. ગરીબ બીચારી કુમુદ પતિની આવી સ્થિતિ જોઈ અત્યંત દુઃખી બની પણ તેનું શું ચાલી શકે? પોતાના પતિને કેમ સમજાવી શકે? છતાં હાથમાં આવેલી સોકટી જવા નહિ દેવી એવો ખ્યાલ કરી કુમુદ બોલી.

'સરલા કોણ? પ્રેમઘા શું? કોણ રૂઝવવા આવ્યું? વ્હાલા! આપ એ શું બોલો છો?'

હવે સુન્દરલાલને ભાન આવ્યું. વિજળીનો ઝટકો લાગ્યો હોય એમ તેના શરીરમાંથી ઠંડીનું એક લખલખું પસાર થઈ ગયું. બાજી હાથમાંથી છટકી ગઈ. કુમુદ તેને અત્યારે કબાબમાંના હાડકાં જેવીજ નડતી હતી. હવે શું જવાબ આપવો અને બાજી કેમ સમાલી લેવી તે માટે તે વિચારમાં પડયો.

'કેમ વ્હાલા! શું વિચાર કરો છો? આપની પ્રકૃતી તો ઠીક છે ને? આપ સરલા, સરલા શું બકતા હતા?"

સરલાનું નામ સાંભળતાં તે પાછો અંધ બન્યો. હવે તેને કુમુદની જરા પણ દરકાર રહી નહી તેમ કોઇનો ડર પણ રહ્યો નહિ,

'હા સરલા! એજ મારી પ્રીતિ મૂર્તિ? એજ મારા ચિત્તની ચોર?' તે બોલ્યો.

'પ્રાણનાથ! આપ શું બકો છો? જો આપના હૃદયમાં આવા નીચ વિચારો આવ્યા હોય, જો આપનું હૃદય નીચ વિકારોથી ભરપૂર બન્યું હોય તો પછી મારા શિરછત્રને ધર્માત્મા કહેવા કે કેમ એ એક સવાલ થઈ પડે છે. પ્રભુ! આપના હૃદયમાં આ કેવો નીચ વિચાર? સરલા પરસ્ત્રી છે તેના પ્રેમની આશા?—' કુમુદ બોલી.

સુન્દરલાલ હવે પૂરતો સાવધ થયો. તે કુમુદ જોઈ શકયો પણ સરલાને અંતરમાંથી ખસેડી શકયો નહિ.

"હા, પ્રિય કુમુદ! તું સુંદર છે, મોહક છે, મનોહર છે છતાં પણ મારૂં ચિત્ત સરલા ચોરી ગઇ છે, મારૂં હૃદય તેને માટે વલખાં મારે છે પણ અફસોસ! તે મને ચાહતી નથી! તેથી મારા દીલમાં અસહ્ય વેદના થાય છે" તે બેશરમ થયો.

કુમુદ પોતાના પતીની બેવફાઈથી માહીતગાર હતી જાણે તે આ વાત આજે પ્રથમજ જાણી હોય એવું બતાવી પોતાના પતિને ઠેકાણે લાવવા પ્રયત્ન કરવા લાગી.

"પ્રાણનાથ ! આપ સુજ્ઞ છો. વિદ્વાન છો છતાં પણ આવા અવળા પંથે પળવાની કેમ ઇચ્છા રાખો છો તે હું સમજી શકતી નથી. યાદ કરો કે જ્યારે આપણે પ્રથમ પ્રેમમાં પડયાં ત્યારે આપે મને શું વચન આપ્યું હતું ? તે વખતે તો આપ મને ખરા અંતઃકરણથી ચાહતા હતા. પરસ્ત્રીને મા બેન સમાન ગણવાની અને મને વફાદાર રહેવાના વચનપર વચન આપતા હતા. તે વચનો યાદ કરો. શું આપ આપના તે વચનો તોડશો ? શું તમને તમારાં વચનોની કીંમત નથી ? પ્રભુ ! પરદારા ગમનનું મહા પાતક મનુષ્યને રૌરવ નર્કના અધીકારી બનાવે છે તેનો ખ્યાલ કરો. પરસ્ત્રીપર મોહ પામવાથી દુર્યોધન અને રાવણ જેવા રાજાઓની શી દશા થઇ તેનો વિચાર કરો ! પ્રાણનાથ ! આપ પરણેલા છો—આપની ધર્મપત્ની આપની સામે જીવતી ઉભી છે. તે છતાં પણ આપ આમ પરવશ બનો, પરદારાપર મોહ પામો અને પાપ માર્ગ પસંદ કરો એ શું આપના જેવા વિદ્વાનનું ભુષણ ગણાય !" કુમુદ બોલી પણ ની અસર કામાંધ સુંદરલાલપર થઈ નહી. કુમુદનાં એકે એક વચન તેને કંટક સમાન ખુંચતાં પણ તેથી તે સરલાને ભુલી શકયો નહિ. તેને અજબ મોહીની લાગી હતી. તે દિવાનોજ થયો હતો. તે બોલ્યો.

'કુમુદ ! હવે આ તારી શીખામણ મિથ્યા છે, મારૂં ચિત્ત ચોરાઈ ગયું છે, હું પરવશ થયો છું, મારા હૃદયમાં ભયાનક દર્દ થયું છે અને તે સરલાના પ્રેમલેપન સિવાય કદી પણ રૂઝાનાર નથી.'

'ત્યારે શું આપ એવા નીચ માર્ગને નહિ છોડો ? પ્રાણનાથ! શું આપ અમૃત તજી વિષ પસંદ કરશો ? વિચાર કરો, પ્રભુ ! વિચાર કરો ! તમારાં બંધ થયલાં જ્ઞાનચક્ષુઓ ઉઘાડો, તમારી

આંખોપર ફરી વળેલો મદનનો પડદો ચીરી નાખો, પાપથી દૂર રહો—"

'કુમુદ! મારી વ્હાલી કુમુદ! તું ગમે તેવી શીખામણ આપશે પણ તેની અસર થવાની નથી. તું જા, કૃપા કરી અહીંથી ચાલી જા, મને ના સતાવ—'

"વ્હાલા! શું હું આપની પરણિતા નથી કે આપ મને કાળું કરી જવા કહો છો? પ્રાણનાથ! આપ આ શું બકો છો? અમૃત તજી જાણી જોઈ હળાહળ કાં પસંદ કરો છો?"

'બસ જા, તારી વધુ લવરી હું માગતો નથી.'

'ત્યારે શું દયાળુ ભોગીલાલના પુત્ર આવીજ દયા લોકોપર બતાવશે કે? જે ભોગીલાલે હજારો ગરીબોનાં દુઃખો ટાળ્યાં તેમના પુત્ર પોતાની પત્નીનેજ દુઃખી કરશે કે?'

'તેમાં તને દુઃખી થવા જેવું શું છે?'

'કેમ નહિ? હું મારા પ્રિય પતિને પાપાચાર કરતા કેમ જોઈ શકું? આપને હું પાપને પંથે કેમ પળવા દઉં? પ્રાણનાથ! શાંત થાવ, મોહને નિવારો—"

"મારે માટે જ્ઞાન સુધારસ નહિ પણ પ્રેમ સુધારસ સરજાયો છે. સરલાના પ્રેમ સુધારસથીજ મારી જીંદગી કૃતાર્થ થશે."

'ત્યારે શું આપ આપની આ દુર્ભાગી પત્ની હયાત છતાં પરસ્ત્રી સાથ પ્રેમ બાંધી વ્યભીચારનું મહા પાતક કરશો?'

"નર ભ્રમર છે. તે અનેક કલિઓનો રસ ચૂસી શકે છે—"

'સ્ત્રી મક્ષીકા રૂપ છે. ચાહે તો ગુલાબના પુષ્પપર જઈ બેસે છે કાતો વિષ્ટાપર મોજ માને છે. કદાપિ હું પાપપંથે જાઉં તો આપ તે સાંખી શકશો?'

'તે કેમ બને? તેથી તું કુલટા ગણાય!'

'જ્યારે સ્ત્રી વ્યભીચાર કરે તો તે કુલટા ગણાય અને પુરૂષ

ગમે એવું વર્તન ચલાવે તેને કંઈ પણ બાધ નહિ એમ તમે કહેવા માગો છો કે ?—'

'તું શું અહિં મારી જુબાની લેવા આવી છે !—'

'નહિ. જુબાની લેવા નહિ પણ આપને જ્ઞાનના બે શબ્દો કહી સીધે રસ્તે લાવવા, આપને સુધારવા અને પાપી કર્મ કરતાં બચાવવા આવી છું—"

"તારાં સડેલાં ભેજાની શીખામણથી મારાપર કંઈ પણ અસર થનાર નથી, તને હું આજ્ઞા કરૂં છું કે હવે તારૂં આહિંથી કાળું કરી જા—"

'દયા, દયા ! પ્રાણનાથ દયા કરો—'

'જો તારે મારી દયા જોઇતી હોય તો મારા કામમાં માથું મારવું નહિ. બસ જા અહિંથી તારૂં કાળું કર—' પાપી પતિને પનારે પડેલી પવિત્ર પ્રેમદા કુમુદ ત્યાંથી તૂટેલા દીલે ચાલી ગઈ, પોતાના પતિને ઠેકાણે લાવવાનો ઉપાય કરતાં તેનુંજ ઉલટું અપમાન થયું. સુન્દરલાલ હવે તદ્દન બહેકયો ! દિન પરદિન કુમુદ પરનો પ્રેમ ઓછોજ થતો ગયો ! મુરબ્બાની બરણીમાં એક ફળને ચાંદી પડે તો અલ્પ સમયમાં આખી બરણીમાંનો મુરબ્બો કોહી જાય છે. તેમ પ્રેમવીણાના તારમાં સહેજ કાણું પડતાં પ્રેમવીણા બેસુર બની જાય છે, સ્નેહની જ્યોતિ ઝાંખી પડી જાય છે. તેજ પ્રમાણે કુમુદ અને સુન્દરલાલની બાબતમાં પણ બન્યું. તેમનો સંસાર જે આગળ સરળ રીતે ચાલતો હતો; જે સંસાર આગળ પ્રેમમય હતો તેજ સંસાર હવે દુઃખમય બન્યો. અમૃતસમ મિષ્ટ પ્રેમ–પ્યાલામાં હલાહલ રેડાયું. કુમુદ ઘણી દુઃખી બનતી ગઇ. તેનો પતિ તેની જરા પણ દરકાર કરતો નહિ. તે હંમેશાં સરલાનાજ ખ્યાલ કર્યા કરતો અને તેને મેળવવાના ઉપાયો શોધવામાં કાળ ગુમાવતો.

## પ્રકરણ ૨૬ મું. હંસ વિહોણી હંસી.

પ્રેમ ! તારી દિવ્યતા ઔર છે ! તારી રમ્યતા અજબ છે ! તારી સત્તા મહાન છે ! પવિત્ર પ્રેમથી આ સંસારમાં સ્વર્ગીય સુખનો અનુભવ થાય છે. નાનકડા ટચુકડા ' પ્રેમ ' શબ્દમાં કોઇક એવી જાતનું જાદુ સમાયલું છે કે તે સાંભળતાંજ રોમાંચ ખડાં થાય છે, હૃદયમાં જાદુઇ ઝણુકાર જાગે છે. પ્રેમને માટે પતંગ દીપકપર પોતાનો પ્યારો જાન કુરબાં કરે છે ! પ્રેમપર દીવાનો ભ્રમર કમળમાં કેદ પુરાઇ ગુંગળાઇ મરણ પામે છે. જે ભ્રમર કાષ્ટ કોરી શકે છે તેજ ભ્રમર કમળની કોમળ પાંખડીઓમાં ગુંગળાય છે ને અંતે મરી જાય છે પણ તેને કોરી બ્હાર આવી શકતો નથી. એ પ્રેમનો પ્રભાવ છે, પ્રેમની સત્તા છે ! પ્રેમને માટેજ ચંદ્રમા રજની વિના નિસ્તેજ બને છે. અને રાત્રી ચંદ્ર વિના કૃષ્ણપક્ષમાં કાળી થઇ રહે છે ! ગંભીર મહાસાગર ભરતી સમયે સરિતા પ્રિયાઓના સ્નેહી જળનું પાન કરી ઉન્મત બની ઉછળે છે તેજ મહાસાગર ઓટના વખતે નદી પ્રિયાઓનાં પાણી ઉતરી જતાં શાંત બની જઇ શોક પ્રદર્શીત કરે છે ! પ્રેમની વિણાનો નાદ કોઇક ઔર પ્રકારનોજ છે ! દુનિઆના ઉત્તમમાં ઉત્તમ સંગીત કરતાં પણ પ્રેમ-વિણાનું સંગીત કર્ણેન્દ્રિયને વધુ પ્રિયકર લાગે છે ! દુનિઆની સર્વ મોહક વસ્તુઓ અને રમણીય સ્થળો કરતાં પણ પ્રેમનાં સ્થળ મોહક અને રમણીય હોય છે ! પ્રેમનો હીરો એવો તેજસ્વી હોય છે કે ગમે એવા ભયાનક જંગલમાં પણ અજબ જ્યોતિ ફેલાવે છે. જે પ્રેમને માટે સતી દમયંતી, દ્રૌપદી અને સીતાએ વનવાસ વેઠી મહા દુઃખો ભોગવ્યાં, અને જંગલમાં મંગળ માન્યું, જે પ્રેમને માટે ઉષાએ અનિરૂદ્ધના નામની માલા જપી, તે પ્રેમને માટે સરલા પોતાના મામાના ઘરમાં પોતાના પિતાનું ઘર છોડી આવી વસી હતી.

પ્રેમીઓ રૂપને, યૌવનને યા ઐશ્વર્યને ચાહતાં નથી. પ્રેમ બઝા-

રમાં વેચાતો મળતો નથી તેમ આ દુનિઆમાં શોધ્યો પણ મળતો નથી. પ્રેમ મોહ કે વિકાર હોય તો માતાનો અને પુત્રનો સ્નેહ, બાપ અને બેટાનો પ્રેમ, બહેન અને ભાઇનો પ્રેમ, સ્વદેશ પરનો સ્નેહ અને પ્રભુપરની પ્રીતિ એ સર્વ જુઠાં પડે, કારણ કે તેમાં વિકારનો એક પણ છાંટો નથી. ખરો પ્રેમ–દિવ્ય પ્રેમ મોહનો બનેલોજ નથી. એ પ્રેમની દિવ્યતા લયલી અને મઝનુંજ–સાચાં પ્રેમીઓજ પિછાને છે ! પવિત્ર પ્રેમી ફરહાદ મરણ પામ્યો ત્યારે તેને નહોતી ખબર કે તેની કબરમાં, તેની ગોદમાં આવીને શીરીન સુશે ! એ પ્રેમની ખુબીઓ ઔર છે અને એ પ્રેમનું દીવાનાપણું પણ અજબ છે !

સરલાએ પોતાના પિતાને પોતાથી બની શકતી દરેક રીતે વિનવ્યો પણ હઠીલો ડોસો એકનો બે થયો નહિ અને તેણે રસિકલાલને ભૂલી જવાની તથા પોતાની ઇચ્છાનુસાર તે જેને કહે તેને પરણવાની સરલાને આજ્ઞા કરી. પણ સરલા તે આજ્ઞા પાળી શકી નહિ. તેનો પિતા વધુ ગુસ્સે થયો. તેણે પોતાની દોલતમાંથી સરલાને એક કોડી પણ નહિ આપવાની ધમકી આપી, પણ તેના પૈસાની કોને પરવા હતી ? તે તો પ્રેમની જોગણ હતી ! અનેક રીતની ધમકીઓ, સતામણીઓ અને જુલમો છતાં પણ જ્યારે શ્રીકાન્તની જૂલમી ઇચ્છા પ્રમાણે વર્તવાની સરલાએ ના પાડી, ત્યારે તેણે તેને કાઢી મૂકી. નિરાધાર બાળા પોતાના મામાને ત્યાં ગઈ, અને તેના મામાએ પોતાની ભાણેજને પોતાને ત્યાં ખુશીથી આશરો આપ્યો. તેના મામા ગીરધરલાલે પોતાના બનેવીને સમજાવવાની ઘણી કોશેષો કરી પણ તેણે તેનું કહ્યું પણ માન્યું નહિ. તેણે એક વીલ બનાવી સરલાને દરેક હક્કમાંથી બાતલ કીધી, પણ તેથી સરલાને લેશ માત્ર શોક થયો નહિ; કારણ કે લક્ષ્મીને તે ચાહતી નહોતી ! તે જાણતી હતી કે લક્ષ્મી તો મળી શકશે, પણ પ્રેમ વારંવાર મળવાનો નથી. જ્યારે ગીરધરલાલે શ્રીકાન્તને સર-

લાની ઇચ્છા દર્શાવી અને જો તે સંમતિ નહિ આપશે તો પોતે રસિકલાલ સાથે સરલાનાં લગ્ન કરી આપશે એમ જણાવ્યું ત્યારે પણ શ્રીકાંતે તે માટે બેપરવાઇજ બતાવી, તે કદિ પણ એ લગ્નમાં સંમતિ આપશે નહિ એવું જણાવ્યું અને તે સાથે ગીરધરલાલને 'નોટીસ' આપી કે પોતાની પુત્રીને એકદમ તેને ઘેર મોકલી આપવી અને જો તેના લગ્ન સંબંધી કંઈ પણ ગોઠવણ કરશે તો તેનાપર કાયદાસર કામ ચલાવવામાં આવશે. ઉપલી 'નોટીસ'થી ગીરધરલાલ ગભરાયો. તેણે તે વાત સરલાને કહી. હવે સરલાની ધીરજનો અંત આવ્યો અને તેણે આંસુઓનો ધોધમાર વરસાદ રેડયો.

'અફસોસ ! મારા કરમમાં દુઃખજ લખ્યું હશે તો સુખ ક્યાંથી લાવું ? વ્હાલા ! તમે ક્યાં હશો ? તમારૂં શું થયું હશે ? હાય—'

તે દુઃખી બાળા જમીનપર પડી બેશુદ્ધ બની ગઇ. ગીરધરલાલને પોતાની ભાણેજની સ્થિતિ જોઇ ઘણી દયા આવી, તેણે તેની સારવાર કરી અને ધીરજ આપી શાંત કરી. પુનઃ તેણે શ્રીકાંતને સમજાવવાનો વિચાર કર્યો. તે નટવરલાલને ત્યાં ગયો.

'શ્રીકાંત શેઠ ! તમારી એકની એક પુત્રીને શા માટે દુઃખી કરો છો ? શા માટે તેની આશાભરી જીંદગી કચડી નાખો છો ? રસિકલાલ ગરીબ છે, તો તમારો પૈસો કોણ ખાનાર છે ! વળી તે અંડર ગ્રેડયુએટ છે, હુશિયાર છે, થોડા વખતમાં તેનું નામ જગેજગ ફેલાશે. મારૂં માનો તો આનંદથી તમારી પુત્રીનાં રસિકલાલ સાથે લગ્ન કરી આપી તેમને સુખી જોઈ તમે સુખી થાવ. જુઓ, મારે ત્યાં તે બીચારીની સ્થિતિ કેવી થઇ પડી છે તે !'

'જોઇએ તો એ જહાનમમાં જાય પણ મારે એને બદમાસ રસિક સાથે નથી પરણાવવી. એ બાબત હવે મારૂં વધારે ભેજું ના ખાતા. હું તમને જણાવી દઉં છું કે આજને આજ મારી છોકરીને મારે ત્યાં મોકલી દેજો; નહિ તો પરિણામ ઘણું ખોટું આવશે—'

'એ મારી ભાણેજ છે, હું એને તમારે ત્યાં મોકલી દુઃખી થવા દઇશ નહિ—'

'તો તમારાપર હું કાયદાસર કામ ચલાવીશ.'

'તે વખતે સૌ જોઇ લેવાશે. હું તેનો મામો હોવાથી મારો પણ તેના પર હક છે.—'

'પણ હું તેનો બાપ છું. મારા જેટલો તમારો હક ક્યાંથી આવ્યો ?"

"તેથી ?"

"તમારા જેટલો નહિ તો થોડો તો છે ને ?"

'તેથી એમ કે એ હકને આધારે હું મારી ભાણેજને તમારે ત્યાં મોકલીશ નહિ—'

'તો તમારાપર હું કામ ચલાવીશ.'

'બાપની વર્તણુક જુલમી છે એવું હું કોર્ટમાં ઘડીના છઠ્ઠા ભાગમાં પુરવાર કરીશ—'

'એમ ?'

'હા. જ્યારે તમે આટલા હઠીલા થાવ છો ત્યારે મારે એવો દુઃખભર્યો જવાબ આપવો પડે છે. બાપ જુલમગાર બને તો નિર્દોષ પુત્રી ક્યાં જાય ? તેને કોણ દીલાસો દે ?–'

'ત્યારે શું તમે સરલાને નહિ મોકલો ?"

'નહિ, કદાપી પણ નહિ. જ્યાંસુધી તમે તેને ચાહો નહિ, જ્યાંસુધી તમે તેની આશા પુરી પાડવાનું વચન આપો નહિ ત્યાંસુધી કદી પણ નહિ—'

'તો જાવ આજથી એ મારી બેટી નહિ–હું એનો બાપ નહિ. મારી દોલતમાંથી એક પાઇ પણ એને મળશે નહિ—'

'તમારી દોલતની તેને કંઇ પરવાજ નથી. તમે જ્યારે તેને તમારી પુત્રી તરીકે ગણવા ના પાડો છો તો મારે ત્યાં કંઈ મારી વ્હાલી ભાણેજ ભારી પડી જવાની નથી. હું તેને મારી પુત્રી તરીકે રાખીશ. તેની ઇચ્છા પ્રમાણે પરણાવીને સુખી કરીશ—'

'જહાનમમાં જાય યા બળતી ચેહમાં પડે તેની મને હવે કશી પરવા નથી, જોઇએ તો રસિકને પરણે યા રસ્તે ચાલતા ઢંઢને! હું પણ જોઉં છું કે એ છોકરી કેટલી મગરૂરી ધરાવે છે? અને તમે પણ એને ક્યાં સુધી પાળો છે?–'

'મારે ત્યાં મારી બ્હેનનું બચ્ચું કંઇ ભારી પડનાર નથી–'

'તો જાવ, પાળો મારે હવે તેનું મોં જોવું નથી—'

'સમજો શ્રીકાંતશેઠ? સમજો! તમારા જેવા આ દુનિઆમાં થોડાજ હશે—'

'તમે ગમે તેમ બોલો–પણ મારે હવે એ છોકરીનું મોં જોવું નથી. એ મારી પુત્રી નથી, હું એનો પિતા નથી—'

'શું તમારો આ દઢ નિશ્ચય છે?—'

'હા—'

'તો એક કાગળપર મને એ પ્રમાણે લખી આપો—'

શ્રીકાંતે તરતજ એક કાગળ મગાવી તેપર પોતે પોતાની પુત્રી પરના સર્વ હક તેના મામા ગીરધરલાલને સ્વાધીન કરે છે એવું ચીતરી આપી તેની નીચે પોતાની સહી કરી.

પોતાનો બાપ આટલો બધો ઘાતકી થશે એમ સરલા ધારતી ન્હોતી. તે નિર્દોષ કુમારીને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે એક નજીવી બાબત માટે તેનો પિતા તેને ત્યજી દેશે!

'બહેન! તું જરા પણ દુઃખી થઇશ નહિ. તારા પિતા કોઈ દિવસ પણ ઠેકાણે આવશે, હું રસિકલાલની શોધ કરી તને તેની સાથેજ પરણાવી સુખી કરીશ.' ગીરધરલાલે આશ્વાસન આપ્યું.

'મામા! તમારો કેવો આભાર?'

ઉપલા બનાવને બે ચાર દિવસ વીતી ગયા. હજુ પણ રસિકલાલની જરા પણ ખબર સરલાને મળી નહોતી. વિરહની આગથી તે કરમાઇ જતી હતી! પ્રેમ–ગ્રીષ્મના પ્રચંડ તાપથી તે કોમળ કુમારી દુઃખી થતી હતી!

'તમે ક્યાં હશો ? શું તમે મને ભુલી ગયા ?......નહિ, નહિ, મારા શ્યામ ! મને કદાપી પણ ભુલે નહિ ત્યારે ક્યાં હશે ? તેમનું આ દુનિઆમાં કોણ સગું થયું હશે ? તેમને કોણે આશરો આપ્યો હશે ?......ઓ પ્રભુ ! તેં અમારી આ શી દશા કરી ?......ઓ નીચ મણી ! આ તારા કપટનું પરિણામ છે, તારૂં તે ક્યાં ભલું હશે!

"તું અમારી કયા જન્મની વેરણ નીકળી ? પાપીણી ! પરમાત્મા તને તારા પાપી કર્મનો યોગ્ય બદલો આપશે. હશે; જેનું કર્યું તે ભોગવશે. પણ મારા વ્હાલા રસિકના દર્શન માટે મારે શું કરવું ? વ્હાલા ! હું તમને ક્યાં શોધું ? તમે કયા હશો ? આવો, આવો, પ્રાણાધાર ! પધારો ? આ કરમાતી વેલીને દર્શન આપી બચાવો ? મરૂં છું, ઝુરૂં છું, વ્હાલા ! આપના દર્શન વિના ટવળી મરૂં છું. મને દર્શન આપી મારી તરસ છીપાવો—" પ્રેમ કિનારાપર તરફડતી હંસણી વિરહથી દીવાની બની રહી, તેના શોકનો પાર રહ્યો નહિ, પણ તે બીચારી શું કરે ? તે શું જાણે કે તેનો વ્હાલો ક્યાં પડેલો છે ? બહુ કરે તો ચાર આંસુ પાડે ! પ્રેમના આવેશમાં ઝીણે ઝીણે સ્વરે કંઇ લવે, પ્રેમમંત્ર ભણે, અને નિસાસા નાખે ! બીજું શું કરે ?

---

## પ્રકરણ ૨૭ મું. મધુર મિલન.

સરલા રસિકલાલ વિના જળ વિનાની માછલી પેઠે તરફડતી હતી. પ્રેમીના વિરહે તેણે વૈભવોનો ત્યાગ કર્યો હતો. સાદા વસ્ત્રોમાં તે પોતાના દિવસો બેચેન સ્થિતિમાં પ્રિતમના નામનો જાપ જપી પસાર કરતી. વિરહાગ્નિથી તે જળી ગઇ હતી. તેના ગુલાબી ગાલોપરથી લાલી ઉડી ગઇ હતી. તેનું અંગ સફેદ પુણી જેવું બની ગયું હતું. બાળા આફતથી દીવાની બની રહી હતી. મેઘરાજાની વૃષ્ટીથી બચવાને છત્રીનું કૃત્રિમ સાધન છે, પણ વિપત્તિના વરસાદથી બીચારી દુઃખી સરલા શી રીતે બચી શકે ? સંકટ સમયે ધૈર્ય ધારણ કરી સર્વ સહન કરવું એવું ડાહ્યા માણસો કહે છે, પણ નિર્દોષ અને

સુકુમાર સરલાની ધીરજ પણ હવે ખુટી ગઇ હતી. તેની આંખો-માંથી આંસુઓ પણ ખૂટી ગયાં હતાં. તેના દુઃખનો પાર નહોતો છતાં પણ તે સહનશીલ સુંદરી સર્વે સીતમો સહન કરતી હતી. તે હતભાગી બાળાને તેના આ અગાધ દુઃખમાં દિલાસો દેનાર તેનો મામો ગીરધરલાલ તથા પતિ—પ્રેમથી વિમુખ થયલી કુમુદ સિવાય બીજું કોઇજ નહોતું. સરલાની મામી કમળા પણ કોઇ કોઈ વાર તેના હૃદયદ્રાવક રૂદનથી તેને દીલાસો દેતી પણ તે નહિજ જેવો, કારણુ તેના દીલમાં સરલા માટે વધુ લાગણી નહોતી. કમળા તો સરલા તેને ત્યાં આવવાથી પોતાના ઘરમાં ખાડો પડે છે—નુક-શાન થાય છે, એમ માનતી હતી. તે દયાહીન સ્ત્રી પોતાની રાંક ભાણેજ તરફ બેપરવાહ રહેતી, પણ ગીરધરલાલની સરલાને જરા પણ ઓછું ન આવે એવી રીતે તેની સાથે વર્તવાની સખત આજ્ઞા હોવાથી કમળાને મને કમને પણ સરલાના દુઃખમાં ભાગ લેવો પડતો.

સરલા પ્રેમમંત્રો ગોખતી બેઠી હતી. તેના મુખાકાશપર શોકનાં શીહા વાદળો છવાઇ ગયાં હતાં અને તેની આંખોમાંથી આંસુઓનો એક સરખો પ્રવાહ વહ્યા કરતો હતો. આ વખતે બેવફા પતિની બેવફાઇથી દુઃખી થયેલી, પ્રેમની તરસી કુમુદ પોતાના અશાંત દીલને શાંત કરવા તથા સરલાને દુઃખમાં દીલાસો દેવા ગીરધરલાલને ત્યાં આવી પહોંચી અને પોતાની વ્હાલી સખી સરલા પાસે જઈ બેઠી. સરલાની આજની દશા અત્યંત કરૂણુ હતી. પોતાની સખીની આવી સ્થિતિ જોઈ કુમુદના કોમળ હૃદયમાં ભાલો ભોંકાયો. સરલા તેને જોઈ કંઇક શાંત થઈ અને તેને બેસવા ઇસારત કરી.

'બહેન ! આમ રૂદન કરવાથી શું વળનાર છે ? શું એમ તને રસિકલાલ મળી શકશે ?"

'ત્યારે બહેન ! હવે હું શું કરૂં ? હું અભાગણી કયાં જઈ ઠરૂં ? એ કયાં હશે ? એમનું શું થયું હશે ?'

'પ્રભુ ! એમની રક્ષા કરશે. ઈશ્વર સૌનો બેલી છે. જ્યાં હશે ત્યાં એઓ સુખમાંજ હશે. પવિત્ર મનુષ્યો કદી પણ દુઃખી થતા નથી.'

'કુમુદ! એમ ધારવામાં તારી ભૂલ છે. આ જમાનામાં તારા ધારવા કરતાં ઉલટુંજ થાય છે. પ્રપંચીનાજ પાસા પોબાર પડે છે. જૂઠાનો જય અને સાચાની હાર થાય છે.' સરલાએ કહ્યું.

'નહિ સરલા! તારી એ ધારણા ભૂલભરી છે. પરમાત્માને આ સઘળા સમાન છે.' કુમુદે જવાબ આપ્યો.

'ત્યારે બ્હેન! કહેને કે મેં શું પાપ કર્યું કે જેથી મારી દશા બની?' સરલા બોલી.

એ તારી કસોટી છે, રાજા હરિશ્ચંદ્ર અને રામ જેવા સત્યવાદીઓને પણ કેવાં દુઃખો પડયાં હતાં? તેમનાં દુઃખ આગળ તો તારૂં દુઃખ કાંઈ બીસાદમાં નથી. વળી મારૂં દુઃખ પણ શું કમી છે? મારા વ્હાલા પતિ તારાપર મોહી મને બેવફા નીવડયા છે એ શું થોડું દુઃખ છે, બ્હેન?'

'કુમુદ! આ અભાગણીને લીધે તારો સંસાર વિષમય થયો. સુન્દરલાલને કોણ જાણે એ શું સુઝયું? તેઓ શામાટે તારા જેવી સુજ્ઞ સ્ત્રીનો પ્રેમ છોડી પરસ્ત્રીપર મોહી હળાહળ પીવાની આશા રાખતા હશે? પણ બ્હેન! તારા પતિને હું કદી પણ વશ થનાર નથી. જો મારાથી બની શકશે તો તેમને સીધે રસ્તે લાવવાની કોશેષ કરીશ, પણ મેં તેમનાપર પત્ર લખ્યા પછી તેઓ તારી સાથે કેમ વર્તે છે?' સરલાએ પૂછયું.

'બ્હેન! મારા દુઃખનો પારજ નથી. તેમણે મને તજી દીધી છે, નિરંતર તારોજ વિચાર કર્યા કરે છે, તારા સૌંદર્યનાંજ ગાન ગાયા કરે છે—'

'અફસોસ! કુમુદ! વ્હાલી કુમુદ! તારે માટે હું ઘણીજ દીલગીર છું. ખરેખર, પ્રભુએ મને શા માટે સૌંદર્ય અર્પ્યું હશે? જો હું સુંદર ન બની હોત તો કેવું સારૂં થયું હોત? મારાપર કોઈપણ મોહ ન પામત! પણ આ નાશવંત સૌંદર્યપર મોહી મનુષ્યો પોતાની જીંદગી શામાટે ઝેરી બનાવતા હશે?" સરલાએ દુઃખી

'એ આ કળીયુગનો પ્રભાવ છે.' કુમુદ બોલી.

'અફસોસ! બહેન!......પણ મારા રસિક ક્યાં હશે? તેમનું શું થયું હશે!'

'બહેન! એમ બેચેન ન બન. જ્યાં હશે ત્યાં તેઓ કુશળ હશે!'

'તારી વાણી ફળો! પણ વ્હાલી કુમુદ! શું તેઓ મને ભૂલી ગયા હશે? લગભગ એક મહીનો થયો; પણ તેમણે મારી બીલકુલ ખબર લીધી નથી."

'બહેન! તેમની સ્થિતિની આપણને કશી ખબર નથી એટલે તેમનો દોષ પણ કેમ કાઢી શકાય? કદાપિ તેમનાપર કંઇ સંકટ આવ્યું પડયું હોય અથવા ધંધાર્થે પરદેશ ગયા હોય અને અનિવાર્ય સંજોગોને સબબે તારાપર પત્ર ન લખી શકયા હોય તો તેમાં તેમનો શો વાંક?'

'પરમાત્મા તેમને કુશળ રાખે! બહેન! મને મારા હૃદયરાજ ક્યારે મળશે?—'

'બહેન! હું તો તને આજે સંયોગી થયેલી જોવા ઇચ્છું છું પણ ઇશ્વરી સત્તા આગળ મારૂં કંઇ ચાલી શકતું નથી. હં, સરલા આજે તું મારી એક ઇચ્છા તૃપ્ત કરીશ?"

"શું બહેન?"

"આજે મારી સાથે ફરવા નહી આવે?"

"ક્યાં જઇશું?"

"આંબા વાડીમાં."

"હા......ચાલ......પણ નહિ." સરલા તત–પપ કરવા લાગી.

'કેમ બહેન! એમ શું કરે છે? ત્યાં આવવામાં શું વાંધો છે?'

'બહેન! ત્યાં આવવાથી મારૂં હૃદય ચીરાઇ જશે.'

'કારણ?'

'કારણ? ત્યાં.........હાય,.........'

'બહેન! મને કહેતાં કંઇ હરકત છે?'

'નહિ, વ્હાલી કુમુદ! સાંભળ! પણ નહિ, જવા દે! મને એ વાત સાંભળી દુઃખ થાય છે.'

'શાંત થા સરલા! તારા જેવીને આવું ન છાજે. કહે, કહે બેન! કહે, તું આંબાવાડીમાં આવવાની શામાટે ના કહે છે? પહેલાં તો તું વારંવાર ત્યાં જતી હતી—'

'હા પ્રથમ મને એ સ્થાન પ્રિય હતું—'

'અને હવે?'

'હવે અકારૂં છે.'

'કારણ? બેન! જો તે જણાવવામાં કંઈ હરકત ન હોય તો કહે—'

'નહિ, પ્રિય કુમુદ! હરકત જેવું કાંઇ નથી. અહા! તે એક વખતનું રમણીય સ્થળ, એક વખતનું મારૂં માનીતું સ્થળ કે જ્યાં મેં મારા પ્રિયતમનો અમૂલ્ય પ્રેમ પ્રાપ્ત કર્યો હતો તે સ્થળની પ્રેમાળ જમીન જોતાં મને અમારી પ્રેમ-લીલા યાદ આવતાં દુઃખ થશે—'

'તેમ સમજવામાં તારી ભૂલ છે. જે જગ્યાએ પ્રેમીનો મેળાપ થયો હોય તે ભાગ્યશાળી ભૂમી તો આપણને વિયોગમાં પણ વ્હાલાનાં દર્શન કરાવે છે.'

'તારી એવીજ ઇચ્છા છે તો ચાલ, હું પણ તારી સાથે આવી મારી તે પ્રેમાળ ભૂમિનાં દર્શન કરી મારી આંખોને તૃપ્તી પમાડું. ચાલ, ચાલ, બેન! હવે સત્વર ચાલ!'

'ચાલ બેન! મારી ક્યાં ના છે?—'

ઉભય આંબાવાડી તરફ ગયાં.

+ + + +

મનોહર આંબાવાડી! કોકિલ ટહૂકાર અને પક્ષીઓનો મધુર કિલકિલાટ! વૃક્ષોની છાયા નીચે એક યુવાન શોકગ્રસ્ત મુખડે ઉભો ઉભો બકતો હતો.

"આ સ્થળ કેવું મનોહર છે ? એને જોતાંજ મારા હૃદયમાં કમ્પ થાય છે ? પ્રિયે ! તારા પ્રેમનો મને અધીકારી બનાવનાર આ સ્થળ છે ! આ સ્થળપર આપણે પહેલવહેલાં પ્રેમ ગ્રન્થિથી જોડાયાં હતાં. તે વખતે એવી ખબર ન્હોતી કે તે આનંદ આવા ભયંકર શોકમાં ફેરવાઇ જશે–" તે કોઇજ નહિ પણ રસિકલાલ હતો. સરલાના પ્રેમનો તે જે સ્થળે અધીકારી થયો હતો તે મનોહર સ્થળને જોઈ પોતાના તપતા હૃદયને શાંત કરવા તે અત્રે આવ્યો હતો.

કેવો અજાયબ સંજોગ ? કુદરતની કેવી અગમ્ય ગતિ ? પ્રિયાના વિરહમાં ઝુરતા રસિકને તથા વિરહાગ્નિમાં જળતી સરલાને કયાં ખબર છે કે તેઓ આજ આંબાવાડીમાં વિયોગી મટી સંયોગી થનાર છે ?

થોડીવારમાં કુમુદ અને સરલા ત્યાં આવી પહોંચી. પોતાના પ્રેમીનો જ્યાં મેળાપ થયો હતો ત્યાં પ્રથમ જવાની સરલાને ઇચ્છા થઇ. કુમુદ પણ તે મનોહર જગ્યા જોવા તેની સાથે ગઇ. અને ત્યાં હર્ષથી ઉછળતા જીગરે, આનંદના મોજાંથી ઉન્મત્ત બનતા હૃદયે, પ્રેમાળ દૃષ્ટિએ, સ્નેહથી ઉછળતી ઉર્મીવાળા અંતરે સરલાએ શું જોયું ? તેણે પોતાના પ્રેમીને પોતાને યાદ કરતો ત્યાં નીહાળ્યો. તેના આનંદનો પાર રહ્યો નહિ. તે જગતનું ભાન ભૂલી ગઈ. તેના હૃદયમાં આનંદના ઉછાળા એટલા તો જોરથી મારી રહ્યા કે તે એક શબ્દ પણ બોલી નહિ. રસિકલાલની નજર પણ સરલાપર પડી. તે તેને જોતાં આનંદથી દીવાનો બની ગયો. બન્નેનું નેત્ર મીલન થયું. કુમુદ પ્રેમીઓ શરમાઇ જશે એમ જાણી ત્યાંથી દૂર જઇ ઉભી.

'કોણ વ્હાલી ?—'

'હા વ્હાલા પ્રાણ—'

પ્રેમીઓ સહર્ષ ભેટયાં. તેમને તેઓ ક્યાં છે તેનું પણ ભાન ન રહ્યું. સુભાગ્યે તેમની ચેષ્ટા કોઈ જોઈ શકયું નહિ. ત્યાર પછી પ્રેમીઓ વીતકની વાત કરવા લાગ્યાં.

'વ્હાલા ! આટલા દિવસ તમે કયાં હશો એવા ખ્યાલોથી નિ-રંતર મારૂં દીલ ધડકી રહ્યું હતું.પ્રભુ ! તમે શું કરતા હતા ? મને સંભારી પણ નહિ ?'

'મારી મધુર મંજુલ ! તને હું એક પળ પણ વીસારી શકયો નથી. વ્હાલી ! તારા પ્રેમને હું સ્વપ્નામાં પણ ભૂલી શકયો નથી—'

'ત્યારે આટલા દિવસ કેમ ન મળ્યા ?'

'જે દિવસે તારા પિતાશ્રીએ મને પોતાના ઘરમાંથી ચાલી જવાનું કહ્યું—'

'વ્હાલા ! હવે એ દુઃખદાયક પ્રસંગ ન સંભારો. કહો, પછી આપે કોનો આશરો લીધો ?—'

'ઇશ્વર કૃપાથી મને બીજેજ દિવસે નોકરી મળી અને મારા દયાળુ શેઠે મારી સ્થિતિ જોઇ પ્રથમથીજ મને સો રૂપીઆની મદદ કરી જેથી હું મારૂં ગુજરાન કરવા તો સમર્થ થયો પણ અફસોસ ! વ્હાલી ! તારી ચિંતામાં ને ચિંતામાં હું માંદો પડયો. સીકનેસમાં એક માસ પસાર થઇ ગયો અને ત્યાં સુધી હું તારા દર્શનથી વિમુખ રહ્યો—'

'વ્હાલા ! હવે એ વાત ના સંભારો. પ્રભુએ સર્વ સારાં વાનાં કર્યાં છે. મારા પિતાજીએ મને કાઢી મૂકવાથી હું મારા મામાને ત્યાં રહું છું અને મારા મામા મારાં લગ્ન તમારી સાથેજ કરવા રાજી છે. માટે ચાલો, પ્રાણાધાર ! ચાલો, મારા મામાને મળો, અને આપણા આનંદમાં વૃદ્ધિ કરો. અરે પણ કુમુદ કયાં ગઈ ? શું એ ચાલી ગઇ ?—'

'શું બેન કુમુદ પણ સાથે હતી ?'

'હા—'

'એ આપણે શરમાશું એવી ભ્રમણાથી દૂર થઇ હશે, પણ જો તેજ આવતી જણાય છે—'

'બેન ! તું કયાં ગઇ હતી ?'

'અહીંઆંજ—'

'કેમ ?'

'હવે ચીબાવલી, સમજી જાને ! નાહકની અજાણી શાને થાય છે ? લાવો, તમારો હાથ. હું જ ગોર થઇ સમુહૂર્તમ્ શુભલગ્ન સાવધાન કરી આપું ?—' કુમુદે પોતાનું દુઃખ ભૂલી જઇ, પ્રેમીઓના આનંદમાં ભાગ લેવા મશ્કરી કરી.

'મે'ર ગાંડી ! તારી ટેવ તો ગઈજ નહિ—'

કુમુદે ઘણી મશ્કરી કરી. પ્રેમીઓ તેથી અંતરમાં આનન્દ પામતાં. ત્રણે જણ આનંદથી ઉભરાતાં હૃદયે ગીરધરલાલને ઘેર જવા નીકળ્યાં.

---

## પ્રકરણ ૨૮ મું. કંથ કે કસાઈ?

પ્રેમીઓના મેળાપથી સર્વેને અપૂર્વ આનંદ થયો. કુમુદના હર્ષનો તો પાર રહ્યો નહિ. તેનું કોઈ સગું ન હોવાથી તે પોતાની વ્હાલી સખી સરલાને સગી બેન જેવીજ ગણતી હતી અને સરલા તેને બ્હેનનો લ્હાવો ચખાડતી હતી. આવો સ્નેહ કુમુદ અને સરલા વચ્ચે હોવાથી પોતાની વ્હાલી સખીને જોઈ કુમુદનો હૃદય સાગર આનંદની ઉર્મીઓથી ઉછળી રહ્યો હતો. સર્વે ગીરધરલાલને ત્યાં ગયાં, અને કુમુદ ઘણીવાર સુધી મજાક મશ્કરી કરી પોતાને ઘેર જવા નીકળી.

સુન્દરલાલ પોતાના રૂમમાં સરલાનોજ વિચાર કરતો બેઠો હતો. કોઇ પણ પ્રપંચથી તેને ઉપાડવી એવા દૃઢ નિશ્ચય પર તે આવ્યો, એટલામાં કુમુદ ત્યાં આવી પહોંચી.

'આ મને હંમેશાં કબાબમાંના હાડકા પેઠે નડે છે.' તે મનમાં બોલ્યો.

'કેમ મારાં શાણાં સુભદ્રા ! ક્યાં ગયાં હતાં ?' તેણે રૂઆબથી પૂછ્યું.

'વ્હાલા! આપ મારાપર આટલા બધા ગુસ્સે કેમ થાવ છો?—'

'તું ગઇ જહાન્નમમાં ને તારો વ્હાલો ગયો ચુલામાં. કહી દે કે અત્યારે ક્યાં ભટકવા ગઈ હતી?' તે ગુસ્સાથી બરાડ્યો.

'પ્રાણનાથ! હું તો સહેજ સરલા બ્હેનને મળવા ગઇ તી—'

'અત્યારસુધી મળ્યાજ કર્યું કે! હજુ મળીને ધરાઇ કે નહિ?'

'પ્રાણાધાર! સરલાને ત્યાં આનંદનો અવસર આવ્યો તેથી જરા વધુ રોકાઇ—'

'એટલે? એને આનંદ શું! એના બાપે એને કાઢી મૂકી એ!—'

'નહિ વ્હાલા! ઘણા દિવસથી ગુમ થયેલા રસિકલાલ એને આજે મળ્યા—'

'હેં?' તે ચોંક્યો.

'હા, આજે અમે આંબાવાડીમાં ફરવા ગયાં હતાં ત્યાં એમનો અચાનક મેળાપ થયો—'

'સરલા તો હમણા ફરવા જવાનું પસંદ કરતી નહોતી તે આજે શી રીતે આવી?'

'મારા આગ્રહથી—' નિર્દોષ કુમુદે કહ્યું.

'તારા આગ્રહથી?'

'હા—'

'તેં શા માટે આગ્રહ કર્યો?'

'મને ફરવા જવાની ઇચ્છા હતી તેથી! કેમ વ્હાલા! આજે એવા આડા આડા સવાલો કેમ પૂછો છો?'

'આજ સુધી મને શક હતો તે આજે પૂરો થયો. રસિકલાલ સાથે તારો ખરાબ સંબંધ છે એ વિષે મારૂં આગળ પણ ધ્યાન ખેંચાયું હતું પણ તારી જીભની મીઠાશથી હું લોભાતો અને ખાલી ભ્રમણા માનતો પણ તે વાત આજે સાચી ઠરી—'

'હાય! હાય! આપ આ શું બોલો છો?—'

'રાંડ! હવે ચૂપ રહે. સરલાને આગ્રહ કરી તું તેડી ગઇ અને ત્યાં જાણે રસિકલાલે મળવાનું વચન આપ્યું ન હોય તેમ તે મળ્યો! એમાં તારૂં કંઇ પણ કાળું હોવું જોઇએ, મારી શંકા સત્યજ છે. તને એ બદમાસે સરલાને આંબાવાડીમાં લાવવા કહેલું હોવું જોઇએ. તું એ નીચને વારંવાર મળતી પણ હોવી જોઇએ તથા એના તારા-પર પત્રો પણ આવતા હોવા જોઇએ. આજસુધી હું તને પવિત્ર ધારતો હતો પણ તું પવિત્ર નથીજ એની આ પૂરતી સાબીતી છે, કારણ કે જો દાળમાં કાંઇપણ કાળું ન હોય તો તું સરલાને ફરવા આવવા માટે તેના દુઃખી વખતમાં આગ્રહ શામાટે કરે?–' તેણે પોતાની પત્ની ઉપર બનાવટી આરોપ ઉભો કર્યો. તેણે પોતાની વકીલાતનો આજે પહેલ વહેલો ઉપયોગ કર્યો.

નિર્દોષ બીચારી કુમુદ! તે તો પોતાનાપર મૂકાયલા આ ભયંકર આરોપથી આભીજ બની ગઇ! શું કહેવું તે તેને સુઝયું નહિ. તેના તો હોસકોસ ઉડી ગયા.

'કેમ, તારૂં મોં કેમ સીવાઈ ગયું છે? ગોરી ચામડીની કાળી નાગણ! તારી પવિત્રતા ક્યાં નાસી ગઇ છે?......ચંડાળણી! તારૂં પતિવ્રતપણાનું ગુમાન કઇ અમરાઈપર મુકાયું છે?—'

'વ્હાલા—'

'ચુપ! રંડા! હવે તને મને "વ્હાલા" કહેવાનો કશો અખ્તીકાર નથી.'

'પ્રાણાધાર! આ હું શું સાંભળું છું?—'

'તારા પાપી કર્મની મારી સમક્ષ આ તપાસ ચાલે છે તેની તું જુબાની સાંભળે છે. તું ગુનેહગાર છે એ તારી પોતાની જુબા-નીથી પૂરવાર થયું છે—'

'હું નિર્દોષ છું. પવિત્ર છું. રસિકલાલ મારા ભાઈ સમાન છે—'

'બદમાસ! હવે વધુ જુઠું બોલી પાપમાં ન પડ. તારી પવિત્રતા હું બરાબર પીછાનું છું—'

'પ્રાણનાથ! તમે ભૂલો છો. એક નિર્દોષને ખોટી રીતે કલંકિત કરો છો. ખરા ગુનેહગાર તો તમે છો કે તમારી પત્ની હૈયાત હોવા છતાં મારી બેનપણીપર નીચ દાનત કરી તેને માટે નીચ ખ્યાલો કરો છો—'

બળતી આગમાં ઘી હોમાયું. સુન્દરલાલ અત્યંત ઉશ્કેરાયો અને તેણે કુમુદને જોસથી એક તમાચો માર્યો.

'રંડા! પાપ તું કરે છે ને ગુનેહગાર મને ગણાવે છે?'

'હું નિર્દોષ છું. તે માટે સૃષ્ટિનો સરજનહાર સાક્ષી છે. સૂર્ય અને ચંદ્ર રાત દિવસના બે સાક્ષીઓ મારી પવિત્રતા માટે પરમાત્માના દરબારમાં જુબાની આપવા તૈયાર છે. પણ તમે મારા પતિ છો, છતાં પણ મને કહેવાની દુઃખભરી ફરજ પડે છે કે આપ મને બેવફા નીવડ્યા છો! તમે મારો હાથ પકડયો ત્યારે જે પવિત્ર શ્લોકો ઉચ્ચાર્યા હતા તે યાદ કરો—'

'લગ્ન સમયના શ્લોકો એ એક જાતનું હંબગ છે! વીસમી સદીના સુત્રરેલા જમાનામાં એક જાતનો બકબકારો છે—'

'પ્રાણનાથ! ધર્મશાસ્ત્રોપરથી આસ્થા ઉડાવી લેવાથી તમારૂં અકલ્યાણ થશે. પવિત્ર આર્યધર્મના ઉચ્ચ ફરમાનો યાદ કરો. એક પત્નિવ્રત પાળવાનું આપણા પવિત્ર ધર્મનું ફરમાન છે, તે ફરમાનને તમે પાળ્યું નથી, તમે ધર્મની આજ્ઞા તોડી છે. ધર્મ ભ્રષ્ટ થયા છો—'

'ધર્મના એક પત્નિવ્રત પાળવાના સર્વે નિયમો મારા જેવા એક અપ-ટુ-ડેટ સુધારકથી દૂરને દૂરજ નાસતા રહે છે. મારા જેવા એલ. એલ. બી. ની ડીગ્રીવાળા વકીલ સાહેબ અને સોસાઇટીમાં ફેશનેબલ ગણાતા જેન્ટલમેનની પાસે આવતાંજ તારા ધર્મની આજ્ઞાઓ ડરે છે. એક પત્નિવ્રત પાળવાના સર્વે નિયમો તો રામ જેવા રાજાઓનેજ લાગુ પડે છે—'

'ત્યારે શું તમે એમ કહેવા માગો છો કે તમે ગમે એવાં પાપો કરો તો તમારે તેનું પ્રાયશ્ચિત્ત ન કરવું પડે?'

'નહિ, નહિ, એકવાર નહિ પણ હજારવાર નહિ. પ્રાયશ્ચિત્ત ને પાપ પૂન્ય એ જુના વિચારના જંગલીઓના ખાલી ધખારા છે—It's all humbug!'

'ત્યારે તમને સર્વે પાપ કરવાની છુટ અને સ્ત્રીઓ પાપ કરે તો દોષિત ઠરે એમ?........હું પવિત્ર છું અને તે માટે પરમાત્મા સાક્ષી છે, પણ એમ ધારો કે હું પણ તમારા જેવી થાઉં તો?'

'તો તે માટે તું ગુનેહગાર ઠરશે. નર તો ભ્રમર છે, તે ગમે તેમ વર્તી શકે છે. નરની નારી તાબેદાર છે, નહિ કે નારીના નર!" સુન્દરલાલે અલાહબાદી કાયદો બતાવ્યો.

'બસ બહુ થયું. ધિક્કાર છે તમારા જેવાને. હાય! ઓ પ્રભુ! મારા ક્યા જન્મના પાપને લીધે તેં મને આવો દુરાચારી પતિ સોંપ્યો?—'

'કેમ? વધુ ફાસ્ટ જાય છે કે? તો ચાખ—તારા કર્મનાં ફળ ચાખ—રંડા! પરપુરૂષ સાથે નીચ સંબંધ રાખી, તેના કહેવાથી તે પાપીનો તેની દીલદાર સાથે આજે મેળાપ કરાવી પવિત્ર ઠરવા માગે છે, એ કંઈ તારો નાનો ગુન્હો નથી. તે ગુન્હાનો લે આ પૂરેપુરો બદલો?—' એમ કહી તે કસાઇએ પોતાની પત્નિને ઘાતકી માર માર્યો. કોમળ કુમુદનું કુસુમ જેવું કોમળ શરીર પાપીના જૂલમી મારથી ચગદાઈ ગયું તેના શરીરમાં જ્યાં ત્યાં ઘા પડયા. તે બેભાન થઈ ગઇ. તે બીચારીને કોણ બચાવે? તેનો પતિ તેને ચાલુ માર માર્યો જતો હતો. જ્યારે તેના હાથ થાક્યા ત્યારેજ તે અટક્યો. વળી ગુસ્સાના આવેશમાં તે કસાઇએ કુમુદને એક લાત મારી અને તે નીચ જૂલમગાર રૂમને બંધ કરી તાળું વાસી ચાલ્યો ગયો.

ગરીબ બીચારી કુમુદ! પતિના ઘાતકી મારથી બેભાન થઇ અંધારા ઓરડામાં પૂરાઇ! અભાગણી કુમુદની કોણ સારવાર કરે! તેને સાવધ કરવાનો કોણ પ્રયાસ કરે?

---

## પ્રકરણ ૨૯ મું. સુન્દરલાલને ત્યાં.

સુન્દરલાલ પોતાની ધર્મપત્નિ કુમુદને ઘાતકી માર મારી તે ઓરડાને તાળું વાસી, કુમુદને કેદ પૂરી સરલાના મામા ગીરધરલાલને ત્યાં આવ્યો. તેને કુમુદે સ્નાનના સમાચાર જણાવેલા હોવાથી અર્થાત્ રસિકલાલનો પત્તો મળ્યો એવી તેને ખબર પડવાથી તે પોતાની બાજી ધૂળમાં મળી જશે કે કેમ તે જોવા ગીરધરલાલને ઘેર આવ્યો. આખું ઘર ખુશાલીથી ધમધમી રહ્યું હતું. સરલા હર્ષઘેલી બની ગઈ હતી. રસિકલાલનું અંતર આનંદથી ઉભરાઈ જતું હતું. આ પ્રમાણે ગીરધરલાલના ઘરનો ક્રમ ચાલી રહ્યો હતો. ગીરધરલાલ પણ પોતાની એની એક ભાણેજને પરણાવી સુખી કરી શકશે એ ખ્યાલથી મલકાતો હતો અને મને ક-મને તે ખુશાલીમાં તેની પત્નિ કમળા-દંભની પ્રતિમા પણ ભાગ લેતી હતી. તે સરલાનું સૌંદર્ય જોઈ બળી જતી હતી. તે એમજ સમજતી કે તેના જેવી સુન્દર સ્ત્રી જગતમાં છેજ નહિ. પણ તેનું ગુમાન સરલાનું સૌંદર્ય જોતાંજ ઉતરી ગયું અને તેથી તે સરલાની અદેખાઈ કરતી. પ્રસંગ આવ્યે પોતાના પતિ આગળ સરલાની નિંદા કરતી, પણ ગીરધરલાલ તેની વાતપર લક્ષ આપતો નહિ.

સુન્દરલાલ ત્યાં આવી પહોંચતાં ગીરધરલાલે તેને આવકાર આપી બેસાડયો. તેને જોતાં સરલાના દીલમાં ભયને લીધે કમ્પ થયો. તેની આંખો ગુસ્સાથી લાલ થઈ. તે તેના તરફ એક તિરસ્કારની નજર ફેંકી ત્યાંથી ચાલી ગઇ.

'અહીંઆ મારે આવવાનું કારણ ઘણું અગત્યનું છે મિ. ગીરધરલાલ—' તેણે વાતની શરૂઆત કરી. તે એવી છટાથી બોલતો હતો કે કોઈપણ તેના તરફ શક લઇ જઇ શકે નહિ. જો કે તે વાત ગીરધરલાલ સાથે કરતો હતો, તથાપિ તેની નજર સરલા તરફ નહિ પણ કોઇ બીજીજ બાજુએ હતી; પણ તે તેના સિવાય કોઇ પણ જાણી શક્યું નહિ. આજે તેણે નવોજ સંકેત રચ્યો હતો.

'તમે કયા અગત્યના કારણ માટે અહીં આવ્યા છો?' ગીરધરલાલે નરમાસથી પૂછયું.

'હવે હું તમને તે કહીશ. મારી પત્નિના જણાવવાથી મને માલુમ પડયું છે કે રસિકલાલ આજે ઘણે દિવસે અચાનક મળી આવ્યા છે. રસિકભાઇ! મારી બેન મણી એકાએક ગુમ થવાથી હું, તેણે તમારા પર ખોટો આરોપજ મૂકેલો હોવો જોઇએ, એવું અનુમાન કરી તમને નિર્દોષ ગણું છું. તમે નિર્દોષ છો—પવિત્ર છો. મેં તમને અજાણતાં જે અપમાન કર્યું તે માટે હું આશા રાખું છું કે મને તમે માફ કરશો—' તેણે આ વાત એવી છટાથી કરી કે રસિકના આનંદમાં તેથી ઔર વધારો થયો.

'મારી બ્હેન મણીએ જે અવિચારી પગલું ભર્યું છે તે ઉપરથી હવે મને ખ્યાલ આવે છે કે જે પોતાના કુળની કીર્તિને કલંક લગાડતાં ડરી નહિ તે તમારા જેવા એક નિર્દોષપર આરોપ મૂકી કલંકિત ઠરાવે એ તદ્દન બનવાજોગ છે. મણીના કહેવાથી હું તે વખતે તદ્દનજ ઉશ્કેરાઇ ગયો હતો અને તેથી મેં તમારૂં અપમાન કર્યું હતું. પણ હવે મને તે માટે અત્યંત પશ્ચાતાપ થાય છે. હું ધારૂં છું કે તમારૂં ઉદાર દીલ મને માફ કરશે—'

રસિકના આનંદમાં અભીવૃદ્ધિ થઇ. સુન્દરલાલના મીઠા શબ્દોથી તે ભોળવાઈ ગયો અને સુન્દરલાલને પોતાના જેવો જ માનવા લાગ્યો. તે નમ્રસ્વરે બોલ્યો:

'ભાઈ સુન્દરલાલ! તમે મારા આશ્રયદાતાના પુત્ર છો. મારા વડીલ બંધુ સમાન છો. બ્હેન મણીએ મારાપર જે આરોપ મૂકયો હતો તે હું અત્યારે પરમાત્માના કસમથી જણાઉં છું કે તદ્દન જૂઠો હતો. સર્વના તિરસ્કારને હું પાત્ર ઠર્યો પણ મારૂં હ્રદય સાફ હતું તેથી હું બચ્યો અને આજે પરમાત્માની કૃપાથી આ આનંદનો અવસર જોવા પામ્યો. સંજોગો એવા હતા કે જે વખતે તમે સ્વાભાવિક મારો તિરસ્કાર કરો અને તેટલા કારણસર આપે મને

જે કડુ વચન કહ્યાં હતાં તેમાં હું આપનો જરા પણ વાંક જોઇ શકતો નથી. આપને માફ કરવા જેવું કંઈ છેજ નહિ. હું આપને દોષિતજ માનતો નથી એટલે મારી શાની આપવી ? આજે આપે પધારી મારા આનંદમાં જે વધારો કર્યો તે માટે હું આપનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું—'

'ભાઇ ! ઇશ્વિરેચ્છાથી આપ સર્વેનો મેળાપ થયો છે તો હું એ આનંદમાં ખુશીથી ભાગ લઇશ, પણ તે સાથે હું આશા રાખું છું કે તમે મારી પણ એક ઇચ્છા પૂરી કરશો—'

'તે શું છે ભાઈ ? હું આપને ખુશી કરવા આપ કહો તે કરવા તૈયાર છું—'

'તે એજ કે આજસુધી આપ મારે ત્યાં ઉછર્યા છો અને તેથી આપનાં લગ્ન પણ મારે ત્યાંજ થાય—'

'જો આપની એવી ઇચ્છા છે તો મને કંઇ વાંધો નથી—' રસિકલાલે અનુમતી આપી.

'તેમ થાય તો સોના કરતાં પીળું !—' ગીરધરલાલ જે અત્યાર સુધી મૂગો હતો, તેણે પોતાનો મત આપ્યો.

'ચાલો ત્યારે ભાઈ ! આપણે ત્યાં ચાલો. વખત ઘણો થયો છે—" સુન્દરલાલે કહ્યું.

'અહીંજ વાળુ કરી જાવને સુન્દરલાલ ! પછી મોડેથી જવાશે, શું ઉતાવળ છે ?' ગીરધરલાલે આગ્રહ કર્યો અને સર્વે વાળુ કરવા ઉઠયા. કમળાએ સર્વને પીરસ્યું. સુન્દરલાલની નજર આજે કમળાપર હતી. તેની દ્દષ્ટિ આજે કમળા તરફ બાણુ ફેંકતી હતી અને કમળા સુન્દરલાલની વકીલાતની ડીગ્રી અને તેની બોલવાની છટા આ. દિથી લોભાઈ પીરસતાં પીરસતાં પોતે પણ તેના તરફ નેહ–બાણુ ફેંકવા લાગી.

જમ્યા પછી સર્વે ચોપટ રમવા બેઠાં. સરલાને પણ તેમાં રસિ. કલાલના આગ્રહથી ભાગ લેવો પડયો. કમળા અને સુન્દરલાલ તથા

રસિક અને સરલા સાથી બન્યાં. ગીરધરલાલ તમાસો જોવા રહ્યો. સરલાની જીતમાં આખી બાજી ટોલટપ્પા વચ્ચે પૂરી થઇ અને મોડી રાત્રે સુન્દરલાલ રસિકલાલને લઈ પોતાને ઘેર ગયો. પોતાના રૂમમાં તેણે કુમુદને કેદ પૂરેલી છે એમ તે જાણુતો હોવાથી તેમાં ન જતાં તેણે પોતાના પિતાનો રૂમ ઉઘાડયો અને તેમાંજ બન્ને જણા નિદ્રાદેવીને આધીન થયા.

---

## પ્રકરણ ૩૦ મું. કારાગૃહમાં.

કુમુદ પોતાના પતિના ઘાતકી મારથી બેભાન થઈ જમીનપર પડી અને તેનો પરવશ પતિ તે જે રૂમમાં નિરાધાર અને બેભાન હાલતમાં લોહીથી ખરડાયલી પડી હતી તેમાંજ તે અભાગણીને પડી રહેવા દઇ, તેની જરા પણ સારવાર કર્યા વગર તે રૂમને તાળું મારી ત્યાંથી ચાલી ગયો હતો તે આપણે આગળ જોઇ ગયા છીએ.

ગરીબ બીચારી કુમુદનું કોઇ પણ સગું નહોતું. તે ગરીબ બાળા સુન્દરલાલના ભભકા તથા બોલવા ચાલવાની છટાથી તેના પર મોહી પડી હતી અને સુન્દર પણ તેની ખુબસુરતીથી અંજાઇ તેને ચાહતાં શીખ્યો હતો. તેમના લગ્ન પછી તેઓએ બે માસ ઘણાજ આનંદમાં પસાર કર્યા, અને ત્યાર :પછી સુન્દરલાલ મુંબઇ ગયો. વકીલાતની ડીગ્રી લઈ આવ્યા પછી સરલાના સૌંદર્યપર તે લોભાયો. કુમુદપરનો તેનો પ્રેમ દિન પ્રતિદિન કમી થતો ગયો અને તે એટલે સુધી કે તેણે પોતાની પત્નીને વિના કારણે ઘાતકી માર મારી, તે કોમળાંગીની કોમળ દેહ લતા છુંદી નાખી.

કુમુદ લોહીથી ખરડાયલી, ઓરડામાં બેભાન હાલતમાં પડી હતી. માથામાંથી લોહીની ધારા વહી જતી હતી ! લગભગ ૧૫ મીનીટની બેભાની પછી તેના ડોળા કંઇક ઉઘડયા. તેનો ચ્હેરો ઉશ્કેરાયલો હતો ! આંખોમાં જો કે દુઃખને લીધે આંસુઓ હતાં, છતાં તેમાં ગુસ્સાનું મિશ્રણ પણ હતું !

"પ્રાણનાથ! હું નિર્દોષ છું, છતાં મને શા માટે દોષીત ઠરાવો છો? પાપ તમે કરો છો ને શિક્ષા શા માટે મને કરો છો?"

મસ્તકમાં પડેલા ઘાથી તેને અસહ્ય દુઃખ થતું હતું. આ વખતે રાતના લગભગ આઠ વાગ્યા હતા. ઓરડામાં અંધારૂં હતું. વળી બહારથી તાળું દીધેલું હતું.

'હે ઈશ! તેં આ મારી શી દશા કીધી?......શું પતિઓના પાપની શિક્ષા પત્નીઓને ખમવી પડતી હશે?.........સ્ત્રી પતિના સુખ દુઃખની ભાગીદાર છે—નહિ કે પાપ કર્મની! હાય! મારા પતિ પરવશ થયા, મને ભુલી ગયા. પ્રાણનાથ! વિચાર કરો, મારી શિખામણ માનો. હળાહળ ઝેરને ના પસંદ કરો? પરસ્ત્રી ઝેરી છુરી છે. જાણી જોઈ છુરીની ધાર પર ગળું ન ધરો! પવિત્ર આર્ય ધર્મને ન ભૂલો. દુર્યોધન અને રાવણ જેવા રાજાઓની જાહોજલાલી પરસ્ત્રીપર નીચ દૃષ્ટિ કરવાથી નાશ પામી! તેમના રાજ્યો તારાજ થયા! તેઓ તાજથી મોહતાજ થયા!...........' તે થોડી વાર મૌન રહી.

"નાથ! આપની હું ધર્મપત્ની છું. ચાહે મારો વા ઉગારો, પાળો વા ભુખે મારો, સુખી કરો વા રીબાવો. હું તો સર્વ સહન કરીશ પણ તે નિરંજન નિરાકાર પરમાત્મા નહિ સહન કરશે. તમારા પાપોનો પૂરેપૂરો બદલો તમને ભવિષ્યમાં મળશે. હજી તક હાથમાં છે! ઇશ્વરના પવિત્ર ફરમાનો યાદ કરો! પ્રભુથી ડરો!...... ચાહે આપ મને આમ રીબાવી રીબાવી મારી નાંખશો તો હું તો મરીશ. મરવું એક વાર છે તેમાં શા માટે ડરવું જોઇએ? પણ કોઈ પણ રીતે આપ સુધરતા હો તો સુધરો! મારા મૃત્યુથી જો આપ સુધરતા હો તો હું આ પળે મરી જવા તૈયાર છું!......પતિના ઉદ્ધારમાંજ પત્નીનો ઉદ્ધાર છે. આપનું હું આપણા પવિત્ર ધર્મપ્રમાણે અર્ધું અંગ ગણાઉં છું તો મારો કૃપા કરી સ્વીકાર કરો. મને ચાહો. પ્રથમ મને આપ જેમ પ્રેમથી ચાહતા હતા, તે પ્રેમને, પ્રભુ!

આપે ક્યાં વિસારી દીધો ? તમે સરલાને ચાહો છો પણ ત્યાંથી તમને નીરાશાજ મળશે ! તે કદી પણ નીચ માર્ગે પ્રયાણ કરશે નહિ." તે બેભાન દશામાં બબડી.

જખમની વેદનાથી તે બીચારીનું મસ્તક ભ્રમિત બન્યું હતું. તે છતાં પણ જાણે પોતાનો પતિ તેની સામે ઉભો હોય અને તે પોતાના પતિને નીતિમાર્ગ ગ્રહણ કરવાની શીખામણ દેતી હોય તેમ ઉપલું ભાષણ અતિ જુસ્સાથી બોલી ગઈ પણ તે સાંભળનાર જડ દીવાલ સિવાય કોઈજ નહોતું.

'વ્હાલા ! આપ બોલતા કેમ નથી ! આપ ક્યાં છો !' તે બબડી.

તે કંઇક જાગૃત થઈ—કંઈક સાવધ થઈ.

'સર્વત્ર અંધારૂ કેમ જણાય છે ?—' જખમની વેદનાથી જો કે તેની આંખોમાંથી આંસુનો પ્રવાહ ચાલુ હતો છતાં પણ તે મહા મુશ્કેલીએ ઉઠી ઉભી થઇ અને આમ તેમ નજર કરવા લાગી. ચારે બાજુ અંધારૂં જોઇ તેના શરીરમાંથી એક નિશ્વાસ નિકળ્યો.

'પ્રાણનાથ ! આપ ક્યાં ગયા ? આપ ગમે તેવા છો પણ મારા શિરછત્ર છો ! પ્રભુ ! આપ ક્યાં છો ! શું તમે મને છોડી ગયા ? હાય !...........' કુમુદ પોતાના પતિને ન જોતાં દુઃખથી દીવાની જેવી બની બબડવા લાગી. અંધારામાં આશરે આશરે હાથ ફેરવતાં તેના હાથમાં બારણાનો ચાપડો આવ્યો. બારણું ખેંચતાં તે બહારથી બંધ કરેલું જણાયું. હવે તેની ધીરજનો અંત આવ્યો. તેની આંખોમાંથી આંસુનો વરસાદ તુટી પડયો અને તે એક નાદાન બાળક પેઠે છુટે મોંએ રડવા લાગી.

'હાય ! શું મને એઓ કેદ પૂરી ગયા ?......ઓ પ્રભુ ! આ શું જૂલમ ? જે મારે માટે દીવાના જેવા હતા, તેમની આ શી રથીતી ? અફસોસ ! મારા પતિ મારા મટી બીજાના થયા.

તેમાં આજથી તો તેમણે તદ્દનજ સગપણ તોડી નાંખ્યું! હાય! એઓ મને ભૂલી જશે પણ હું એમને કેમ ભૂલીશ? એઓ દરેક પળે સરલા યાદ કરે છે! તેનાજ તાનમાં ધંધો ધાપો છોડી દીધો છે. અફસોસ! મારી આ કેવી દશા! હવે હું ક્યાં જાઉં? શું કરૂં? શું રસ્તો લઉં! મારી આ દુ:ખી દશા કોને જણાવું? મારા જખમોની અહીં કોણ સારવાર કરે! હાય! માતા પિતા પણ મને બચપણમાં મુકી મારગે ગયાં. હવે આ અભાગણીની કોણ દયા ખાય? મારા દુખમાં મને કોણ દીલાસો દે? વ્હાલી સખી સરલા! પણ તે અહીં ક્યાં છે? તેને માટે તો મારાપર આ જૂલમ ગુજરે છે! મારા પતિ તેનું રૂપ જોઈ મોહાંધ બનતાં મારી આ દશા થઇ છે! ત્યારે શું સરલા મારી દુશ્મન છે? શું તે મારા પતિનો ગુપ્ત રીતે પ્રેમ સ્વીકારી મારી આગળ બાહ્ય ડોલ ઘાલતી હશે?......નહિ, તે પવિત્ર છે. તેનું અંતઃકરણ નિર્મળ છે. મારા મગજમાં એવા વિચારને સ્થાન આપવું તે પવિત્રતાની મૂર્તિને અપમાન કરવા બરાબર છે... સરલા! મારૂં તો ગમે તેમ થશે! હું ચાહે મરીશ યા રીબાઇશ! પણ તું તારી પવિત્રતાને જાળવજે! મારા પતિની પાપી જાળમાં કદિ ન ફસાતી........" તે આટલું બોલતાં તો થાકી ગઇ. તીવ્ર વેદનાથી તે દીવાની જેવી બની ગઈ. અંધારા ઓરડામાં આશરે આશરે તે પલંગ નજીક ગઇ અને પતિના ઘાતકી મારનો ભોગ થઈ પડેલી કુમુદ પોતાના પતિ વિષેના હજારો વિચારોના વમળમાં વીંટળાઇ, જખમની વેદનાથી દુઃખી થઇ અશાંત મને પ-લંગપર પડી.

ચાર કલાક પસાર થઈ ગયા. મધરાતનો સમય થયો. સર્વત્ર શાંતિ પ્રસરી હતી. આખું ઘર સ્મશાન જેવું શાંત લાગતું હતું. સુંદરલાલ હજુ પણ આવ્યો નહોતો. કુમુદ જખમની વેદનાથી ટળવળતી પલંગપર પડી હતી. તેની આંખોમાંથી ઉંઘ ઉડી ગઈ હતી.

'હાય ! ઓ ઇશ ! બચાવ !—' તેણે એક તિક્ષ્ણ બુમ પાડી. પોતાના ભાગ્યને શાપ દેતી કુમુદ ધીરજ ધરી કંઇક શાંત થઇ. ઉંઘવાનો પ્રયત્ન કરવા એક પછી એક પાસું ફેરવવા લાગી અને રીસાયલી નિદ્રાદેવી તેનાપર પ્રસન્ન થતાં કુમુદ નિદ્રાદેવીને આધીન થઇ ગઇ.

સઘળે અંધકાર છવાઈ રહ્યો હતો. આ વખતે ઘરમાં એક કાળો આકાર ગુપચુપ દાખલ થયો. કુમુદ જે રૂમમાં પડી હતી તે રૂમ આગળ આવી અટકયો. બારણાપર હાથ નાખતાં તાળું જણાયું. એક પળમાં તો તેણે પોતાની પાસેનો કુંચીનો ઝુમખો કાઢી તે તાળું ખોલી નાખ્યું, અને અંદર દાખલ થયો. પાછું બારણું સંભાળથી બંધ કીધું. એક છુપું ફાનસ નીકળ્યું. બટન દબાયું અને તે અંધારા ઓરડામાં બતીનો ઝાંખો પ્રકાશ પડયો. તે પ્રકાશ કુમુદના તેજસ્વી વદનપર પડતાં અને તેપર પેલા કાળા આકારની દૃષ્ટિ પડતાં તે ચમકયો. ધીમે ધીમે તે પલંગ નજીક આવ્યો.

'અહા ! શું ખુબસુરતી ?–' તે બબડયો.

તેની નજર જખમપર ગઇ. ચાદર લોહીથી ખરડાયલી જણાઈ. તે કુમુદને મુએલી ધારવા લાગ્યો.

'આ શું ગજબ ? આ સુંદરીને કોઇએ મારી નાંખી જણાય છે !–' તે કુમુદના દીલપર વાંકો વળી જોવા લાગ્યો.

'આહ એ દમ લે છે ! કોઇ ઘાતકીએ જખમ કર્યો છે ! અફસોસ ! એ તો કોઈ મારા જેવાનાજ ઘરમાં શોભે ! આ ઘરમાંથી હવે એને લઇ જવી જોઇએ—'

હવે તે કાળા આકારે તેને સંભાળથી ઉપાડી હોલનું બારણું સંભાળથી ઉઘાડી તે ઘરમાંથી ગુપચુપ બ્હાર નીકળ્યો. ત્યાં તેના જોડીદારો તથા એક ગાડી હાજરજ હતી. તેમાં કુમુદને નાખી, તેણે પોતાના જોડીઆઓને ગાડીમાં જગ્યા લેવા આજ્ઞા કરી.

'કેમ કંઈ હાથ લાગ્યું કે નહીં? તેં તમે અમને પણ બોલાવ્યા નહિ?'

'આજે વધુ લેવાનું કંઇ કામ નથી. એક અમૂલ્ય રત્ન, જે તમારા દેખતાં મેં આપણી ગાડીમાં મૂક્યું, તેજ આજની લૂંટ તરીકે પૂરતું છે?—'

'ત્યારે શું તમે એ ખુબસુરત સ્ત્રીને ઉંચકી જવા માગો છો?'

"ઉંચકી જવા નહિ ત્યારે શું અહીં મૂકી જવા હું એકલો એને જીવના જોખમે ઉપાડી આવ્યો કે? ચાલો હવે વધુવાર ન કરો? ચલાવ, ગાડી ચલાવ—" સઘળા ગાડીમાં બેસી ગયા. ગાડી ચાલી. થોડીક સાંકડી ગલીઓ પસાર કરી જે ભેદી ભોંયરામાં મણીને સુનીલાલ લઈ ગયો હતો ત્યાં જઈ ઉભી રહી અને સઘળાઓ ભોંય-રામાં જવા તૈયાર થયા. કુમુદને પણ સંભાળથી ઉંચકી લેવામાં આવી. નિરાધાર કુમુદ પોતાના પતિના પંઝામાંથી છુટી અને આ પાપીઓના હાથમાં સપડાઈ.



## પ્રકરણ ૩૧ મું. લગ્ન.

બીજે દિવસે સવારના પહોરમાં ઉઠી સુન્દરલાલે પોતાની પત્નીને મુક્ત કરવાનો વિચાર કર્યો અને ચુપચુપ તે તે ઓરડા તરફ ગયો પણ જે ઓરડાને તેણે તાળું માર્યું હતું તે ખુલ્લો માલુમ પડયો. અંદર જઇને જોતાં ત્યાં કોઈ જણાયું નહિ. માત્ર પલંગપર લોહીના થોડાક ડાઘા જણાયા. તે પાપીનું પત્થર જેવું શરીર પણ આ લોહીના ડાઘ જોઇ એક પળ થથરી ગયું. કુમુદ ક્યાં હશે ? તે જખમી હાલતમાં ક્યાં ગઈ હશે ? વિગેરે ખ્યાલોથી તેના શરીરમાંથી એક ઠંડીનું લખલખું પસાર થઈ ગયું. શું કરવું તે તેને સુઝયું નહિ. વાત જાહેર કરવામાંજ ફાયદો હતો. તેણે મોટેથી નોકરચાકરોને બોલાવી કુમુદ વિષે પૂછપરછ કરી પણ તે સર્વેએ પોતાની અજાણતા જણાવી. ઘોંઘાટ સાંભળી રસિકલાલ પણ દોડી આવ્યો અને તેના પણ હોસ કોસ આ વાત સાંભળી ઉડી ગયા હશે.

"બ્હેને બાપનું નામ બોળ્યું. હવે બૈરી નાસી ગઈ—" સુન્દરલાલ કુમુદને બદનામ કરતો બબડયો. રસિકલાલથી તે સાંભળી શકાયું નહિ.

"તમે બહેન કુમુદનું અપમાન કરો છો સુન્દરભાઇ ! તે કદી પણ પરપુરૂષ સાથે ચાલી જાય નહિ. મારી ધારણા પ્રમાણે કાંઇ ભયંકર બનાવ બનેલો હોવો જોઇએ. આ લોહીના ડાઘાપરથી અનેક અમંગલ કલ્પના કરી શકાય તેમ છે—" રસિકલાલે કહ્યું.

'ત્યારે હવે શું કરવું ? આ બનાવથી મારૂં ભેજું તદ્દન કામ કરતું બંધ થયું છે—'

'આસપાસ ઘટતી તપાસ કરી પોલીસને ચેતાવવામાંજ સલામતી છે કારણ કે આની સાથે તમારા ઘરનાં બે માણસોનાં હરણ થયાં, એક તમારી બેનનું તેના સાસરાના ઘરમાંથી—અને તમારી પત્નીનું તમારા પોતાના ઘરમાંથી. મને અજાયબી લાગે છે કે આ

ભેદી બનાવો કેમ બન્યા હશે ? મારી એટલી તો ખાત્રી છે કે કુમુદ બહેન કોઈ ખરાબ વિચારથી અન્ય પુરૂષ સાથે તમને છોડીને નાસી તો નજ ગઈ હોય. તેનું જોરજબરીથી ગઈ રાતના હરણ થયેલું હોવું જોઇએ—'

'હું પણ તમારા વિચારને મળતો થાઉંછું.' સુન્દરલાલે પોલીસને પોતાની પત્ની ગુમ થવાની ખબર આપી. તે કામ માટે બાહોશ ડીટેકટીવને રોકયો. તેણે આ બાબતમાં બહારથી એવો તો ડોળ બતાવ્યો કે તે અંદરથી તેની પત્નીના ગુમ થવાથી ખુશ થતો હતો તે વિષે કોઇને શક ગયો હતો નહિ. તે પોતાની પત્નીને મરણ પામેલી યા કોઈ સાથે નાસી ગયેલી જાહેર કરી બીજી વારના લગ્ન માટે શ્રીકાન્ત પાસે સરલાની માગણી કરી શકશે અને કદાચ તેમાં ફાવી શકશે, એવા ખ્યાલોથી તેને તો ઉલટો હર્ષ થતો હતો; પણ તે તેનું અંતઃકરણજ જાણતું હતું. બહારથી તો તેણે પોતાની પત્નીના ગુમ થવાથી અત્યંત શોક જાહેર કર્યો. રસિકલાલને મળતાં તે રડી પડતો અને કુમુદના ગુણો સંભારી તેની સ્તુતિ કરતો.

ગતપ્રકરણમાં દર્શાવ્યા પ્રમાણે કમળાના અંતઃકરણમાં સુન્દરલાલે મોહનું કિરણ પ્રગટાવ્યું અને ગુપ્ત રીતે સુંદરલાલે પોતાના પ્રેમમાં કમળાને રસબસ કરી નાખી. કમળાના વિચાર તે જાણવા પામ્યો, તેથી તે વધુ મલકાવા લાગ્યો. તેને પોતાની ફતેહ જણાવા લાગી. કમળા સરલા તરફ અદેખાઇની આંખે જુએ છે, એમ તેને માલૂમ પડતાં કમળાને તેણે પોતાના તરફ વધુ આકર્ષી.

કુમુદ ગુમ થવાથી સર્વે કરતાં જો વધુ શોક થયો હોય તો તે સરલાનેજ. તે કુમુદને બેનજ ગણતી હતી, અને તેથી તેના ગુમ થવાથી તેનું હૃદય ચીરાઇને છિન્ન વિછિન્ન થઇ ગયું. તેને તે વિષે અનેક વિચારો આવ્યા. સુન્દરલાલનો પ્રેમ તેના પરથી ઉડી ગયો હતો અને તે તેને પીડતો હતો, તેથી તેણે તો તેને કોઈ ગુપ્ત આવાસમાં પૂરી ખોટી બૂમ ઉડાવી નહિ હોય !

વિગેરે ખ્યાલો તેના ભેજામાંથી પસાર થઈ ગયા પણ તે સર્વ નિરર્થક હતા ! હવે પોલીસની શોધપરજ આધાર હતો ! પોતાની સખીના એકાએક ગુમ થવાથી સરલા અત્યંત દુઃખી થઈ. તેણે ગીરધરલાલને પોતાના લગ્ન માટે ઉતાવળ કરવાની ના કહી. તેના લગ્ન લંબાયા. રસિકલાલને પણ તે યોગ્ય લાગ્યું. સુંદરલાલે પોતાની પત્ની પ્રત્યે તેમની લાગણી માટે ઉભયનો આભાર માન્યો.

લગભગ બે મહિના પાણીના પ્રવાહ પેઠે રેલા પસાર થઈ ગયા. સુન્દરલાલ બહારથી હંમેશાં શોકમાં જણાતો હતો. તેણે કંઇક શોક ત્યજ્યો.

'રસિકભાઇ ! તમારાં લગ્નનું કામ હવે આટોપી નાખવામાં આવે તો સારૂં !—' સુંદરલાલે એક દિવસ રસિકને કહ્યું.

'એ બાબત મારી ઉતાવળ શું કામ લાગવાની છે ? થશે, ઇશ્વરેચ્છા હશે ત્યારે જરા પણ વાર લાગશે નહિ—'

'પછી તમારા આનંદનો અવધિ થશે—'

'નહિ, તમે ભૂલો છો, ભાઈ ! સરલાને મેળવી હું સુખી થઈશ પણ તેથી મારા હૃદયમાં એક દુઃખ તો ચાલુજ રહેવાનું—'

'તે શું ?'

'શ્રીકાંત મુરબ્બીની નામરજી છતાં સરલા મને પરણવા તૈયાર થઈ છે તેથી તેમણે તેને પોતાના ઘરમાંથી કાઢી મુકી છે એટલુંજ નહિ પણ હવે તો તે પોતાની પુત્રીને પુત્રી તરીકે ગણવાની પણ ના પાડે છે—'

'એમ ?—'

'હા, અને તેથી હું ઘણોજ દીલગીર છું—'

'તમારી દીલગીરી હું નાબુદ કરીશ ભાઇ ! તમારે માટે હું શ્રીકાન્ત કાકા પાસે જઈ તેમને સમજાવીશ અને તમારા આનંદમાં અભીવૃદ્ધિ કરવા મારાથી બનતું દરેક કરીશ—'

"આહ ! તમારો આભાર !" કૃતજ્ઞ લાગણીથી રસિકલાલ બોલ્યો.

'ભાઇ, હું હમણાંજ જાઉં છું અને મારાથી બનતી દરેક કોશેષ કરી તેમને સમજાવું છું—' સુન્દરલાલે કહ્યું.

"તમારો મોટો આભાર ! હું સાથે આવું તો કંઇ હરકત છે ? હું તેમને સમજાવીશ–વીનવીશ. મારી સરલાએ જો તેમનું અપમાન કર્યું હોય તો તેમની માફી માગીશ—" રસિકલાલે કહ્યું.

"મને કંઇ વાંધો નથી."

બન્ને શ્રીકાન્તને ઘેર ગયા. સુન્દરલાલે પોતાનો કાર્ડ એક ચીઠ્ઠી સાથે મોકલ્યો અને શ્રીકાંતે તેઓને આવવાની રજા આપી. તેઓ રૂમમાં ગયા અને એક ખુરશી લઇ બેઠા.

"કાકા ! પરમાત્માની કૃપાથી રસિકભાઈ પાછા મળી આવ્યા છે. તેઓ નિરાધાર હતા પણ એમની વિદ્યાને લીધે એમણે તુરતજ નોકરી મેળવી. સરલા બહેન એમને પવિત્ર પ્રેમથી ચાહે છે અને તેઓ પણ તેવાજ પ્રેમથી ચાહે છે તો આપ શા માટે વચ્ચે પડી તેમની જીવનવેલી કચડી નાખો છો ?"

"જો આ બાબત માટે તમે અહીં આવ્યા હો તો મહેરબાની કરી પાછા જાવ. હું હવે મારી છોકરીનું કદી પણ મોં જોવાનો નથી. એ મારી છોકરી નથી–હું એનો બાપ નથી—'

'કાકા ! પરમાત્માએ બાંધેલો સંબંધ કદી તૂટે ખરો ? વળી રસિકભાઈ હવે કંઈ રખડતા નથી તેમ હલકા કુળના પણ નથી. તેઓના પિતાશ્રી કનકપુરના દીવાન હતા. વળી તેઓ સુશિક્ષિત છે. એમનાપર મારી બહેને ખોટો આરોપ મુકયો હતો એ વાત હવે સિદ્ધ થઇ ચૂકી છે. હવે તમારી સંમતિ આપી બધાના આનંદમાં અભીવૃદ્ધિ કરી તમારી એકની એક પુત્રીને પરણાવી લાહવો લઇ લો. રસિકભાઈ સાથે તમે સરલાના લગ્ન કરી આપશો તોજ લોકોમાં સારૂં કહેવાશે. ઉલટું જો તમે સંમતિ નહિ આપશો અને ગીરધરલાલ રસિકભાઇ સાથે સરલા બહેનને પરણાવી આપશે

તો ઉલટી તમારી વધુ ફજેતી થશે માટે મારૂં કહ્યું માનો તો તમારી હઠ છોડી દો, અને સરલા બહેનને તેમની ઇચ્છાનુસાર રસિકલાલ સાથે પરણાવી સુખી કરો." સુન્દરલાલનું ભાષણ શ્રીકાંતને ગળે ઉતર્યું.

"ત્યારે શું તું પણ હવે રસિકલાલ માટે સારો મત આપે છે ?" તેણે પૂછ્યું.

'હા. તેઓ એક નરરત્ન છે અને સરલાબહેનને જરાએ જરા લાયક છે. કાકા ! સમજી જાવ. તમારી આબરૂ એમનાં લગ્ન કરી આપવાથીજ વધશે, નહિ કે એમનો તિરસ્કાર કરવાથી !—'

'તો જાવ હું એ લગ્નમાં સંમતિ આપું છું. રસિકલાલ મેં ક્રોધાવેશમાં તમારૂં અપમાન કર્યું હોય તો માફ કરશો—'

'મુરબ્બી ! માફી તો મારે તમારી પાસે માગવાની છે ! આપે મારાપર આજે મહદુપકાર કર્યો—'

'જાવ, ભાઇ સુન્દરલાલ ! સરલાને જલદી મારી પાસે મોકલો—'

'અહા ! અમે કેવાં સુખી ?—' રસિક મનમાં બબડયો. સુન્દરલાલ શ્રીકાન્ત પાસે રસિકલાલને રહેવા દઇ આ ખુશ વધાઇ કહેવા ગીરધરલાલને ત્યાં ગયો અને સરલા, કમળા તથા ગીરધરલાલને લઈ થોડી વારમાં ત્યાં પાછો આવી પહોંચ્યો. સરલાને શ્રીકાંતે છાતી સરસી ચાંપી અને વ્હાલથી ચુંબન કર્યું. તેનો પિતા તરીકેનો પ્રેમ જેવો હતો તેવોજ થઈ ગયો અને હાલ તુરત તો સર્વત્ર આનંદ દિવસ પસાર થયો.

રસિકલાલ અને સરલા સુંદરલાલે આ સુંદર સલાહ કરાવી તે માટે તેનાં ઘણુંજ આભારી થયાં. સરલાના મનમાં તેને માટે જે તિરસ્કાર હતો તે નષ્ટ થયો અને કુમુદ ગૂમ થયા પછી સુંદરલાલના સ્વભાવમાં મહાન્ પરિવર્તન થયું હોય એમ તે માનવા લાગી.

---

રસિક અને સરલાના હૃદયપર સારી છાપ પાડવા સુન્દરલાલે શ્રીકાન્તને નટવરલાલને સમજાવવાનું કામ માથે લીધું અને તેને ઠેકાણે લાવી ઉભય પ્રેમીઓપર બેહદ ઉપકાર કર્યો. શ્રીકાન્ત સાથે વચ્ચે સલાહ કરાવવામાં તેણે એલચી તરીકેનું કામ કર્યું. તેના આ ઉપકારથી એક વખત જે સરલા તેને પાપી ગણુતી હતી તેના અંતરમાં તેને માટે હવે માન પેદા થયું. કુમુદને ગુમ કરવામાં સુંદરલાલનો હાથ હશે એમ તેને શક હતો તે પણુ હવે નાબુદ થયો. કુમુદ કોઇ ભયાનક સંજોગ વચ્ચે ગુમ થયેલી હોવી જોઇએ, એમ તે ધારવા લાગી. તેની એ અટકળ ખરી હતી. કુમુદને ગુમ કરવામાં સુંદરલાલનો જરા પણુ હાથ ન હતો. તે પોતે પણુ એ વાત યાદ આવતાં ધ્રુજતો હતો.

કુમુદને તો પેલા બદમાસ ચોરો—ચુનીલાલ અને તેની ટોળી છૂપી રીતે ઉપાડી ગઈ હતી. તે નીચ બદમાસ ચોરી કરવાના ઇરાદાથી ઘરમાં દાખલ થયો હતો. તેણે કુમુદ જેવું નારીરત્ન નીહાળતાં પોતાની બુદ્ધિ ખોઈ દીધી. તે કુમુદનું સૌંદર્ય જોઇ છક્ક થઈ ગયો. અને પહેલીજ પળે, જોતાં વારજ તે કુમુદને ઉપાડી જવા લલચાયો. તે પવિત્ર કુમુદને કેવી રીતે પોતાના પાપસ્થાનમાં ઉપાડી ગયો હતો તે આપણે જોઇ ગયા છીએ. સુન્દરલાલે કુમુદને ગુમ કરી ન્હોતી, એમ માનવામાં સરલા સાચી હતી પણુ તેને પવિત્ર માનવામાં ઉભય પ્રેમીઓ ઠોકર ખાતાં હતાં. સુન્દરલાલે શ્રીકાન્ત સાથે તેમની સલાહ કરાવી આપી ઉભય પ્રેમીઓને પોતાનાં કરી લીધાં હતાં કે જેથી તે પોતાની કપટ જાળમાં તેમને ભવિષ્યમાં સહેલાઇથી ફસાવી શકે; કમળાને પોતાના પ્રેમના ફાંસામાં સપડાવી ગીરધરલાલ કે જે સરલાનો એક સહાયક હતો તેનું કાસળ કાઢવાનો ઇરાદો રાખ્યો હતો. અને તેમ કરવા માટે તે તક શોધતો હતો. એક બાજુથી નાગી તલવાર લઈ તે પ્રેમીઓના સહાયકોનું જડમૂળ

કાઢી તેમને નિરાધાર કરતો હતો. તેમના સંરક્ષકોને પોતાના માર્ગમાંથી દૂર કરવાની પાપી વેતરણુ કરતો હતો જ્યારે બીજી બાજુથી સાધુનો સાળો ઓઢીને તે નિર્દોષોના મગજમાં પોતાને માટે આત ઉત્તમ છાપ પાડી રહ્યો હતો.

સાધુના સાળામાં શયતાનના કર્મો કરનાર બદમાસો એવીજ જાતના હોય છે. તેઓ જે નિર્દોષ માછલીઓને પોતાની જાળમાં ફસાવવાના હોય છે તેઓનોજ એવો વિશ્વાસ ખેંચી લે છે કે જેથી નિર્મળ હૈયાવાળા નિર્દોષોને સ્વપ્ને પણુ ખ્યાલ આવતો નથી કે તેઓને આફતની અંધારી ખીણુમાં ગબડાવી પાડનાર કોણુ છે? તે નિર્દોષો તો જે પાપીએ તેમનાપર જાળ પાથરી હોય તેનેજ પોતાના-પર આવી પડેલી આફતમાંથી બચાવવા વિનંતી કરે છે કે જેથી તેઓ પોતાપરનાં સંકટોનાં વાદળો વિખેરવાને બદલે આડકતરી રીતે ઓર વધુ ગાઢ બનાવતા જાય છે. સુન્દરલાલે એલચી તરીકે કામ કરી સરલાના પિતાને સમજાવી પ્રેમીઓના આનંદમાં ઔર વધારો કરી તેમને પોતાના આભાર તળે દાબ્યા અને તેથી તે જે જાળ પાથરી સરલાને ફસાવવા માટે અપરોક્ષ કાવાદાવા કરતો હતો તેથી સરલા તથા તેનો પ્રેમી ઉભય અજાણુ રહ્યાં. સુન્દરલાલ શ્રીકાન્ત શેઠ પાસે પણુ રસિકલાલ વિષે ઘણું સારૂં બોલતો અને જેમ બને તેમ તે પ્રેમીઓનાં લગ્ન ઉતાવળે કરી આપવા દબાણુ કરવા લાગ્યો. પવિત્ર પ્રેમનો વિજય થયો. પ્રેમીઓના અંતઃકરણો આનંદથી ઉભરાઈ ગયાં. તેમના આનંદની સીમા રહી નહિ. લગ્નનો દિવસ અને ત્યાર પછીના બે ચાર દિવસોમાં ઉભય ઘરો આનંદથી ગાજી રહ્યા. સુંદરલાલે એક પાર્ટી આ આનંદના અવસરમાં ગોઠવી, ઘણા માનવંત પુરૂષોને આમંત્રણુ કરી તેમની સાથે રસિકલાલની ઓળખાણુ કરાવી તેને સર્વમાં જાણીતો કર્યો. વખત પોતાનું કામ કુદરતના હુકમ પ્રમાણે બજાવતો જાય છે. લગ્ન થયાને પણુ એક માસ પસાર થઇ ગયો. શ્રીકાંતે પોતાની પુત્રી તથા જમાત્રને રહેવા માટે પોતાના

ઘરમાં સુંદર વ્યવસ્થા કરી આપી અને તેથી પ્રેમીઓ તે વિશાળ બંગલામાં આનંદથી રહેવા લાગ્યા. પણ સુંદરલાલે તેમને ત્યાં રહેવા દીધાં નહિ. તેણે પોતાનો એક બીજો બંગલો જે ખાલી હતો તે શણગારી રસિકલાલને તેમાં રહેવાનો આગ્રહ કર્યો અને તેને તે આગ્રહને વશ થવું પડ્યું. સુન્દરલાલ આજકાલ રસિકલાલપર ઉપકારપર ઉપકાર કર્યો જતો હતો. શ્રીકાંત પોતાની પુત્રીના લગ્ન કરી આપી પોતાની મીલકત નવ દમ્પતીના નામપર કરી આપી એકાંત જીંદગી ગુજારવા જોઇતાં સાધનો લઈ આબુરોડ તરફ ઉપડી ગયો. રસિકલાલે વેપારમાં વિશેષ ફાયદો થશે એમ માની પોતાના સસરા તરફથી મળેલી દોલત કોઈ સારા વેપારમાં રોકવાનો વિચાર સુંદરલાલને જણાવ્યો. બન્નેએ મળીને એક કાપડની મીલ ઉભી કરી, તથા એક ટોપીનું કારખાનું ખોલ્યું. દિન પ્રતિદિન ઉપલાં ખાતાંઓ પ્રજાપ્રીય થવા લાગ્યાં અને તેથી તેમને સારો નફો થયો. દમ્પતીના દિવસો હવે અત્યંત આનંદમાં જવા લાગ્યા. તેમને જાણે જગતમાં સ્વર્ગ ઉતર્યું હોયની એવું લાગતું હતું. પવિત્રતા અને સત્યતાનો બદલો પરમાત્મા આપે છે જ એ વિચારને પુષ્ટી મળી. સુંદરલાલ હવે એકલોજ હોવાથી મોટે ભાગ રસિકલાલને ત્યાં જ રહેતો હતો અને હવે ઉભય પતિ પત્નીને તેના તરફ માન હોવાથી તથા તેના ઉપકારમાં દબાયલાં હોવાથી તેની સામે કોઇને કાંઈ વાંધો પણ ન્હોતો. સરલાને સુંદરલાલ હમ્મેશાં 'બહેન' કહીને બોલાવતો અને સરલા હવે તે સુધરી ગયો છે એમ અંતઃકરણથી માનતી હતી.

સુંદરલાલ છુપી રીતે પોતાની જાળ પાથર્યોજ જતો હતો. સરલાની ખુબસુરતી હજુ તેની આંખોને ચકરાવી નાંખતી હતી. તેના જુઠા-આડંબર પરથી નવદમ્પતિ તેને પવિત્ર ધારતાં હતાં પણ વાસ્તવિક રીતે તેઓ તેમાં ખતા ખાતાં હતાં.

સરલા અને રસિકલાલ હવે પ્રેમ સરોવરમાં અહર્નિશ ડુબ્યા

રહેતાં હતાં. ઉભયમાં પ્રેમ હતો. યૌવન હતું, મસ્તી હતી અને ઉભય-ના પ્રેમની ખરી કસોટી થઇ હતી એટલે હવે તેમના જીવનમાં નિરંતર અવનવા રસનાં ઝરણુ વહ્યાં કરે એમાં નવાઇ જેવું શું છે, વાંચનાર ?

'વ્હાલી ! આપણી આશા પ્રભુએ પાર પાડી. તારાથી જે દિવસે હું છૂટો પડયો તે દિવસે મને નોતી ખબર કે તારો અને મારો મેળાપ પાછો થવા પામશે.' રસિકલાલે પોતાની વ્હાલી સરલાને એક દિવસ હસતાં હસતાં આગલી વાતની યાદ આપી.

'હવે એ દિવસો ભૂલી જાવ. વ્હાલા ! પરમાત્માએ આપણા તરફ દયા કરી પ્રેમનો વિજય કર્યો છે–'

'મારી મધુર મંજુલ ! તને મેળવવાથી હવે હું કેવો સુખી થયો છું ? હું આ જગતમાં તારાથી સ્વર્ગનું સુખ અનુભવું છું–'

'વ્હાલા ! આ દાસીની હદબ્હારની પ્રસંશા કરી મને ન શરમાવો–'

'નહિ વ્હાલી ! તારૂં રૂપ તથા ગુણુ ખરેખર એવાં છે કે જેથી મને આ દુનીઆમાં સ્વર્ગનો અનુભવ થાય છે. તારા જેવું રત્ન મેળવવા માટે હું મને ભાગ્યશાળી સમજું છું—'

'વ્હાલા ! ખરી ભાગ્યશાળી તો હું, કે તમારા જેવા સ્નેહાળ પતિ મેળવવા પામી—'

'જો તારી ઇચ્છ: હોય તો અગાસીમાં જઇ ચંદનીમાં બેસી આનંદ કરીએ—'

'તમારી ઇચ્છા તે મારી ઇચ્છા ! ચાલો.' સરલા સ્મિત ફરકાવતી બોલી. તેઓ અગાસીમાં ગયાં.

'વ્હાલી ! જો પેલો ચંદ્ર તારાપર આશક પડી પોતાના કિર્ણોદ્વારા તને ચુંબન કરી મારૂં સુખ લૂંટે છે.—' સરલાની હડપચી પકડી રસિકલાલ તેનું મ્હો ઉંચું કરતો બોલ્યો.

'જાવ, હવે એવી મશ્કરી છોડી દો !—'

'નહિ તો—'

'હું અહીંથી ચાલી જઇશ—'

'નહિ, નહિ! એમ ન કરતી, પણ જો! પેલા ચંદ્રમાં ધાબું જેવું શું જણાય છે?—'

સરલા તે જોવા લાગી એટલામાં રસિકે તેના ગાલપર ચાલાકીથી ચુંબન લઇ લીધું.

'જાવ એવી મસ્તી ન કરો! એ શું—'

'વ્હાલી! મને તારાં મધુરાં ચુંબનો પળે પળે વધુ તૃષાતુર બનાવે છે. જાણે હંમેશાં તને જોતો બેસી જ રહું એવું થઇ જાય છે–"

'જાવ, તમે તો હંમેશના એવાજ રહી ગયા—' કહી સરલાએ બનાવટી ક્રોધ બતાવ્યો. રસઘેલા રસિકલાલે તેને અડપલાં કરી ઘણી બનાવી. મોડી રાત્રે પ્રેમીઓ શયનગૃહમાં ગયાં.

* * *

'વ્હાલી! આવતા મેલમાં મારે વિલાયત જવાનું છે. હું ધારૂં છું કે તેથી તું ખુશીજ થશે. વિલાયત ગમનથી ઘણોજ ફાયદો થવાનો સંભવ છે. હું આપણા ધંધામાં ઉપયોગી થઈ પડે તેવી બાબતોનો ત્યાં અભ્યાસ કરી આપણા ધંધાને વધુ ફેલાવવા માગું છું–' થોડાક દિવસ વહી જવા પછી એક દિવસ રસિકલાલે પોતાની પત્નીને કહ્યું.

સરલા ઉપલી વાત સાંભળી ચોંકી. તેને વીજળીનો ઝટકો લાગ્યો હોય તેમ તે ચમકી. તેના મુખાકાશપર શોકની વાદળી છવાઇ ગઇ. વિરહ વ્યથા કેમ સહેવાશે ? પિયુ વિના કેમ રહેવાય, કેમ જીવાય? એવા વિચારથી તે અશાંત બની ગઈ. રસિકલાલ તેના જવાબની રાહ જોતો તેના મુખકમળ તરફ જોઈ રહ્યો હતો. તેને તે કંઇ પણ જવાબ આપી શકી નહીં.

'સરલા! કેમ કંઈ બોલતી નથી? શું આ વાતથી તને દુઃખ થાય છે?—'

'વ્હાલા ! વિરહની વેદનાથી કોને દુઃખ ન થાય ? મારે વધુ ધન નથી જોઈતું. તમે અહીંજ રહો. હું આપને ઈંગ્લાંડ નહિ જવા દઉં !'

'આ તું શું બોલે છે ? તારા જેવી સુશિક્ષિત આર્યબાળાને આવું છાજે ? દેશાટનથી અનેક ફાયદાઓ થાય છે તેનો ખ્યાલ કર ! માટે ગાંડી ! ગાંડા વિચારો ન કર. મારા વિલાયત ગમનની વાત સાંભળી સર્વ સાથે તું પણ ખુશી થા—' રસિકલાલે કહ્યું.

'વ્હાલા ! તમે પોતે જ વિચાર કરોની કે વિરહાગ્નિની વેદના કેવી કાતિલ હોય છે ! વ્હાલા ! ગ્રીષ્મ ઋતુના પ્રચંડ કીરણોની ગરમી કરતાં પણ વિરહનો તાપ વધુ ઉષ્ણ હોય છે. પ્રાણનાથ ! લગ્ન થયાને હજી પૂરા ત્રણ માસ તો થયા નથી તેટલામાં તમે આ શું ધંધો કરવા માંડયો ? વ્હાલા ! વિલાયત જવાનો વિચાર માંડી વાળો. હું રિબાઈ મરીશ—" સરલાએ અત્યંત દિલગીર થઇ કહ્યું.

'વ્હાલી ! આવું બોલી મારો ઉત્સાહ મંદ ન પાડ. મને ખુશીથી રજા આપ. ભાઇ સુંદરલાલ પોતે જ જવાના હતા પણ મેં તેમને ના કહી. લંડન, પેરીસ આદિ શહેરો જોવા સાથે મને ધંધા વિષેનું ઉત્તમ જ્ઞાન તથા અનુભવ મળશે અને તેથી આપણને ભવિષ્યમાં ઘણો ફાયદો થશે. વ્હાલી ! આજે તું આમ કેમ કરે છે ? દેશાટનના સાહસમાં ઝંપલાવવાથી યુરોપિયનોએ મોટી કિર્તી સંપાદન કરી છે. કોલંબસ અમેરિકા દેશના શોધક તરીકે પ્રખ્યાત થયો તેનું કારણ પણ તેની દેશાટન તરફની પ્રીતિજ છે, માટે વ્હાલી ! દુઃખી ન થા. થોડા વખતમાં તો હું પાછો તારી પાસે આવી પહોંચીશ—' રસિકલાલે સરલાપર પરદેશ જવાની રજા આપવાનું દબાણ કર્યું. પ્રિયતમની ઇચ્છા જોઇ સરલા વદનપર પુનઃ હાસ્ય ફરકાવી બોલીઃ

'વ્હાલા ! જ્યારે તમારી એવીજ ઇચ્છા છે તો ભલે જાવ પણ મને ભુલી ના જતા, દરેક મેલમાં પત્ર લખતા રહેજો. તમારા

હસ્તાક્ષર જોઈ હું તમારા દર્શન મારા હૃદયમાં કરી શકીશ, અને તમારા રટનમાં વિરહના દિવસો પૂરા કરીશ—'

'શાબાશ વ્હાલી! તારી પાસેથી આવાજ શબ્દોની હું આશા રાખતો હતો. હું તને એક પળ પણ ભૂલી શકીશ નહિ.' સરલાને દૃઢ આલિંગન દઇ ચુંબન લેતો રસિકલાલ બોલ્યો.

'કૃપા કરી જલદી પાછા ફરજો. કોઇ શ્વેતાંગ સુંદરીના મોહમાં લપટાતા ના.' સરલાએ મશ્કરીયુક્ત સ્વરે કહ્યું.

'વ્હાલી, એ તું શું બોલે છે? બીજી સુંદરીને હું ચાહું? અશક્ય—અસંભવિત?—'

'તમારે માટે મને સંપૂર્ણ માન છે. એ તો હું ખાલી વિનોદ કરૂં છું. રીસ ના આણશો. આપને માટે તો મને સંપુર્ણ વિશ્વાસ છે.' સરલા રસિકની છાતીપર માથું નાખી લાડ કરતી બોલી.

'જાવ મારા જીવન આધાર! ખુશીથી વિલાયત જાવ, આનંદથી જોઇતો અનુભવ મેળવી આપણા દેશને ઉપયોગી થઈ પડે તેવું જ્ઞાન મેળવી જલદી પાછા ફરજો, મ્હારા કહાન?—'

'આજે તેં મારા આનંદના સાગરને હલમલાવી મૂક્યો છે, વ્હાલી!' કહી તેણે તેને અનેક ચુંબનો કર્યાં.

સરલાને પોતાની થવા સમજાવવા તથા તે જો ન માને તો બળાત્કારથી તેને પોતાની બનાવવા માટે સુંદરલાલ રસિકલાલને દૂર કરવા ઈચ્છતો હતો અને તે માટે તે અનેક પ્રપંચો ગોઠવતો હતો. તેના અંતઃકરણમાં એક વિચાર ઉદ્દભવ્યો અને તે ધંધાને બહાને રસિકલાલને ઇંગ્લંડ મોકલી દુર કરવાનો હતો. તેણે પોતાની ઇચ્છા રસિકલાલને જણાવવા પ્રથમ તો પોતે ઇંગ્લંડ જાય એવું જણાવ્યું. પણ રસિકને દેશાટનની પ્રબળ ઇચ્છા હોવાથી તેણે પોતાની ખુશીથી ઇંગ્લંડ જવાનું પસંદ કર્યું. સુંદરલાલે તેમાં કંઇ પણ વાંધો લીધો નહિ.

રસિકને પોતાથી દુર થતો જોઇ—વિદેશ સીધાવતો જોઇ સરલાના હૃદયમાં કંઇ ઓછું દુઃખ થયું નહિ પણ તે પોતાના પતિના

દીલને જરા પણ દુઃખ દેવા માગતી ન હોવાથી અને તે દેશાટનના ફાયદાઓ સમજતી હોવાથી પોતાના પતિનો ઉત્સાહ મંદ ન પાડતાં તેમાં ઔર વધારો કરવા તેણે પોતાના જીવનાધારને આનંદપૂર્વક રજા આપી.

શનીવારનો દિવસ. રમ્યનગરથી સરલા, રસિકલાલ અને સુંદરલાલ મુંબઇ આવ્યાં હતાં. મેલ સ્ટીમર 'નૉવેલ્ટી' આજે વિલાયતના ઉતારૂઓ લઇને બપોરે ૨–૩૯ ( સ. ટા. ) ઉપડી જનાર છે. રસિકલાલ આજે પૂર ઉત્સાહમાં છે.

સરલા–પિયુઘેલી સરલા આજે તેનો પ્રાણાધાર પતિ વિદેશ જતો હોવાથી થોડા વખત માટે પિયુથી જુદી પડવાની હતી. તેના હૃદયમાં અવર્ણીય શોક થતો હતો, પરંતુ તે બ્હારથી જરા પણ દીલગીરી ન બનાવતાં પોતાના પતિને ઉત્સાહી બનાવતી હતી.

સરલાને છોડી જતી વેળા રસિકને પણ અત્યંત દુઃખ થયું પણ આવી વખતે પ્રેમઘેલા થવામાં સાર નથી એમ ગણી તેણે બેલાર્ડ પીઅર જવાની તૈયારી કરવા માંડી. તેની વ્હાલી પત્ની, સુંદરલાલ અને અનેક સ્નેહીઓ તેને સફળ સફર ઇચ્છવા બંદરપર ગયાં હતાં.

સરલાએ પ્રિયતમને તબિયત સંભાળવાનું ગદ્‌ગદ્ કંઠે કહ્યું. વિદાય થતી વેળા ઉભયની આંખોમાં ઝળઝળિયાં આવ્યાં. સુન્દરલાલે વ્હાલભર્યા શબ્દોથી રસિકને વિદાય કર્યો. યોગ્ય સમયે મેલસ્ટીમર કોઇકને વિયોગી કરતી, કોઇકને પ્રિયજનોને મળવાની આશામાં હર્ષઘેલા કરતી હુરરેના પોકારો અને રૂમાલોના ઉડવા સાથે, સરલાને વિરહાગ્નિમાં ફેંકી, સુન્દરલાલના હૃદયમાં કંઇક આનંદ ઉત્પન્ન કરતી મુંબઇનું બારૂં છોડી ગઇ.

સરલાને પિયુ વિરહમાં ઝુરતી છોડી, તેના પ્રિયતમને સ્ટીમરમાં દરિયાઈ મુસાફરી કરતો મૂકી, તથા સુંદરલાલને સાધુના સાથમાં યાતનાયતભર્યાં કામો કરવાનો વિચાર કરતો છોડી આપણે હવે આપણી નજર પેલા ભેદી ભોંયરા તરફ ફેરવીએ. ચુનીલાલ સાથે મણી નાસી ગઇ ત્યાર પછી તેમનું ગાડું કેમ ચાલ્યું, તે આપણે હવે જોઇએ.

મણીને પોતાના ભયંકર સ્થાનમાં લાવી ચુનીલાલે તેને ત્યાં રાખી. મણી ત્યાંનો સર્વ વૈભવ જોઇ ખુશી થઈ પણ આખો દિવસ ને રાત તે ભોંયરામાં કેદ પૂરાઇ રહેવાનું તેને પસંદ પડયું નહિ. તે પોતાને ફરવા લઇ જવાને વારવાર અરજ કરતી પણ ચુનીલાલ ગમે તેવાં બહાનાં કાઢી ઉડાવતો. મણી ગૂમ થવાથી તેને તથા તેને નસાડનારને પકડવા માટે પોલીસ તથા ડીટેકટીવો ચાલુ તપાસ કરે છે એવી વાત કહી તેની બ્હાર જવાની ઇચ્છાને તેના દીલમાંજ દાબી દેવાની તે ફરજ પાડતો અને આ સબળ કારણ સાંભળી મણી પણ વધુ દબાણ કરી શકતી નહિ. મણીને રાજી રાખવા તે કંઈ પણ કચાસ રાખતો નહિ. મણી તેથી રાજી રાજી થતી. મણીને પોતાના ભયંકર નિવાસમાં રાખ્યા પછી તેના યૌવનનો ભૂખ્યો ચુનીલાલ તો પ્રમોદચંદ્રપરનું વેર ભૂલી ગયો. તે વેર લેવાને જો કે ઉત્સુક હતો, છતાં પણ તે બીજા અનેક પાપકર્મ કરવામાં રોકાયલો હોવાથી તેણે એ વિષય ઉપર વધુ લક્ષ આપ્યું નહિ. પણ મણી તે ભૂલી ગઇ નહોતી. તે પોતાના અપમાનનો બદલો લેવા માટે ચુનીલાલને દર-રોજ યાદ આપતી અને થોડાક મીઠા શબ્દો બોલી ચુનીલાલ તેને શાંત કરતો.

'વ્હાલા ! તમે મને એમ કયાં સુધી ઉડાવ્યા કરશો ? હું એ પાપીને તેની નીચ વર્તણુકનું પુરેપુરૂં ફળ ચખાડવા માગું છું—' મણીએ પોતાનું વેર યાદ આવતા ચુનીલાલને કહ્યું.

'તું એમ અકળા ના. એ વાત મારા ધ્યાનમાંજ છે. જે દિવસ જાય છે તેમાં આપણું અપમાન કરનાર પાપી તારી સમક્ષ હાજર થશે અને તેને તે વખતે તું તારી મરજી મુજબ સજા કરી શકશે—'

'વ્હાલા ! તમે એમ મને ઉડાવો ના. હવે એ બાબત જલદી હાથ ધરો. તમારા જેવા બાહોશ પુરૂષને માટે તો આ કામ એક રમત જેવું છે. હાથીના પગ તળે કીડીને કચડાતાં જેટલી વાર લાગે તેટલીજ વારમાં તમે એ પાપીને ધુળ ચાટતો કરી શકશો—' મણીએ પોતાના યારને સાતમા આસમાનપર ચઢાવ્યો.

'જ્યારે તારી એવી પ્રબલ ઇચ્છા છે તો એ કામ હું આ-જથીજ હાથ ધરીશ; વ્હાલી ! અને હું આશા રાખું છું કે આવતી કાલ સુધીમાં તો એ પાપી તારી સમક્ષ રજુ થશે.'

'શાબાશ વ્હાલા ! તમારી કળાનીજ બલીહારી છે.' તેણે ચુનીલાલને પોતાના મોહમાં આંધળો બનાવ્યો હતો. તેણે તેના ગ-ળાની આસપાસ પોતાના હાથો વીંટાળ્યા અને તેને એક ચુંબન કર્યું. ચુનીલાલ તેથી પાણીથી પાતળો થઇ ગયો અને તેણે પ્રમાદ-ચંદ્રને કોઇ પણ ઉપાયે ઉપાડી આ ભેદી ભોંયરામાં લાવવાનો નિશ્ચય કર્યો.

'યુક્તિ તો ઠીક છે—' તે બબડયો.

'શું વ્હાલા ! એ પાપી આપણા પંઝામાં શી રીતે ફસાશે ?' મણી બોલી.

'પ્રમાદચંદ્રની રાખેલી ગુણીકાને લલચાવી, એ પાપીનું કાસળ કાઢવાનો હું વિચાર કરૂં છું–'

'શાબાશ વ્હાલા ! તમારી બુદ્ધિને ધન્ય છે. જાવ પધારો, ફતેહ કરી જલદી આવો—'

ચુનીલાલ પોતાનો પોષાક બદલી ત્યાંથી બ્હાર પડયો.

\+ + + + +

રમ્યનગરમાં એક ધોરી રસ્તાપર એક વિશાળ બંગલામાં તારા નામની એક વેશ્યા રહેતી હતી. તેના ઘરમાં પોતાના બદલેલા પોષાકમાં ચુનીલાલ ગયો. એ પોષાકમાં તે તારાને ત્યાં અનેકવાર જતો હતો અને તારા તેને શ્રીમંત સમજતી હોવાથી માન પણ આપતી હતી. પ્રમાદચંદ્ર પણ તારાને ત્યાં આવતો તથા ખુવાર થતો હતો !

'પ્યારી ! તારૂં એક અગત્યનું કામ પડ્યું છે. તું મને તે કામમાં મદદ કરીશ ?—' ચુનીલાલ જે તારાને ત્યાં મોહનલાલ તરીકે ઓળખાતો હતો તેણે કહ્યું.

'શેઠ ! મારૂં તે એવું શું કામ છે ? હું તમને શું મદદ કરી શકું ? તારા નખરાં કરતી બોલી.

'પણ તું તે પાર પાડશે મારી દીલદાર ! કામ તો મુશ્કેલ છે. એક માણસને કરવો છે હાલ બેહાલ.'

'હેં ! શેઠ ! આવું કામ મારાથી કેમ બને ! મારી શું મજાલ ?'

'તું એમ મને નીરાશ ના કર ! તારા ! તારે ફક્ત મોઢુંજ હલાવવાનું છે.'

'પણ છે શું, તે તો જણાવો.'

'પેલો પ્રમાદચંદ્ર તારે ત્યાં આવે છે ને !'

'હા, પણ હમણાં કંઇ જણાતો નથી. મારો ત્રણ મહિનાનો પગાર પણ આપ્યો નથી. હાલમાં એ કડક બંગાલી થઇ ગયો છે.'

'એને જુગારની બુરી લત હોવાથી કડકા બાલુસ થાય એમાં કંઇ નવાઇ નથી. રેસમાં એણે થોડા દિવસપર જ ૫૦૦૦ ખોયા.'

'હશે, પણ તેનું છે શું ? પ્રમાદચંદ્રને ને તમારે શી નીસબત ?'

'તેણે મારા મિત્રનું અપમાન કર્યું છે, અને તેથી હું તેનાપર વેર લેવા માગું છું.'

'શેઠ, મારે તો મારૂં ગુજરાન ચલાવવું છે, મારાથી એવું કામ નહિ બને !' તારા બોલી.

' જો તારા ! તું એ કામ બજાવીશ તો તેના બદલામાં તને હું ૧૦૦૦ રૂપીઆ આપીશ. પ્રમાદચંદ્ર હવે તને શું આપનાર છે ! પત્થર ! તેની પાસે છે શું કે હવે તને આપશે ! તારો પગાર પણ મળવો મુશ્કેલ છે.' ૧૦૦૦ રૂપીઆની નોટનો થોકડો તારાના હાથમાં મૂકી ચુનીલાલ બોલ્યો. આવી મોટી રકમ જોઇ તારા લલચાઇ !

' કબુલ છે, બોલો, મારે શું કરવાનું છે ?' તારા જાત પર ગઇ.

'એ તારે ત્યાં આવે કે તારે તારા પગારની માગણી કરવી.'

' અને પછી ?'

' પગાર નહિ આપે તો તે માટે દાવો કરવું. કેસ માંડી ફજેત કરવાની ધમકી આપવી અને જો તે તારી પાસે દયા માગે તો સલાહ કરાવનાર તરીકે મને નીમવો. જો આજે તે આવે તો હું સામેના હોટેલમાં બેસું છું ત્યાંથી મને તેડાવી મંગાવજે પણ તે વિષે પ્રમાદને જરા પણ ખબર પડવી ન જોઇએ—'

' વારૂ, પછી—'

' પછીનો પાઠ હું ભજવીશ, તારે એટલુંજ કામ કરવાનું છે.'

' આ દાસી તે જરૂર બજાવશેજ. '

' શાબાશ ! હું તારી યોગ્ય કદર કરીશ.'

તે તારાના ઘરની સામે આવેલી એક હોટેલમાં જઇ બેઠો. તેજ પળે પ્રમાદચંદને તેણે તારાના ઘરમાં દાખલ થતો જોયો.

' આવો આવો પ્રમાદચંદ્ર ! તમારાં તો ઘણે દહાડે દર્શન થયાં–' તારાએ આવકાર આપતાં કહ્યું.

' શું કરૂં વ્હાલી તારા ! હમણાં મને રેસમાં ઘણીજ ખોટ ખમવી પડી છે. હું ઘણીજ ખરાબ હાલતમાં આવી પડયો છું. મેં એક પાઇ પણ રહેવા દીધી નથી અને મારૂં ઘર પણ મેં મારગેજ મૂકયું છે. શું કરવું તે નહિ સુઝવાથી હું નિરંતર વિચારમાં બેસી રહેતો અને તારે ત્યાં પણ આવી શકતો નહિ. આજે તો તું

. ચઢી આવી અને હું તારાપરના પ્યારને લીધે આ તરફ ખે-
ઈ આવ્યો.'

'ઉપકાર તમારો! તમે આવી પ્રીત રાખો છો તે માટે હું
આપની અહેશાનમંદ છું. પણ વ્હાલા! મારો ત્રણ ત્રણ માસનો
ગાર હજીએ તમે આપ્યો નથી. હું ગરીબ શી રીતે ગુજરાન કરૂં!
મારા જેવાના પર તો મારો સઘળો આધાર. તમેજ જ્યારે મને
ઇ ન આપો તો પછી મારા શા હાલ થાય તેનો જરા વિચાર
કરો.' તારાએ વાત ઉપાડી.

'પ્યારી તારા! હું તે સર્વ જાણું છું. તારાપરના મારા પ્રેમને
ધે મેં તારી કદર કરવામાં મારી સારી સ્થિતિમાં કશી પણ
યાસ રાખી નથી પણ હવે તો લાચાર! તારો ત્રણ મહીનાનો
ગાર ૨૨૫ રૂપીઆ થયો પણ મારી પાસે તો એક પાઇ પણ નથી.'

'તેથી હું શું કરૂં? તમે જુગારમાં ખોટ ખમો તેથી મારે
ખે મરવું?' તારા જરા ક્રોધિત થઇ બોલી.

'તારા! મેં મારા સારા વખતમાં તારા પગાર ઉપરાંત તને
ષ્કળ પૈસા આપ્યા હતા.'

'તે તમારી ખુશીથી તમે આપ્યા હશે. તે વખતે તમે મારી
થે એવી શરત નહોતી કરી કે તમે જ્યારે મારો પગાર ભરવાને
શક્ત હો ત્યારે તમે આપેલી બક્ષીસો મારે પગાર તરીકે ગણી
વી.' તારાએ રોકડું પરખાવ્યું.

'નહિ, હું તને એમ કહેવા નથી માગતો, પણ તારે મેં તારા-
ર જે જાન ફેશાની બતાવી, તારી છુટા હાથે કદર કરી હતી તે
યાનમાં લેવી જોઇએ અને મારી આવી હાલતમાં મારી પાસે
ારા પગાર માટે દબાણ ન કરતાં તારે તો ઉલટી મને મદદ
રવી જોઇએ.'

'સલાહ તો બાહોશ વકીલ સાહેબની—' તારાએ ટકોર કરી.

'પગારની વાત કરતા નથી ને ઉલટી મદદ માગો છો. શરમ

નથી આવતી ? સીધા સીધા મારો પગાર ચુકવીને જાવ, અને હવે પૈસા નહિ હોય તો અહીં આવવાનું બંધ કરજો. '

પ્રમાદચંદ્ર દબાઇજ ગયો. તારા બે મીનીટ રૂમની બ્હાર જઇ એક નોકરને કંઇ કહી આવી.

' કેમ શેઠ ! શું વિચાર કરો છો ? મારા પગાર માટે શું જવાબ આપો છો ? '

'તારા ! વિચાર કર ! તેં મારૂં ઘણું ખાધું છે ! '

' તે કંઇ મફત ખવાડયું છે ? ' તારા છેડાઇ.

' અફ્સોસ ! આખર તું તારી જાતપર ગઇ. પૈસાની પૂજારી ! તેં તારી જાત આખરે જણાવી ! '

' અલબત, અમે તો પૈસાનીજ પૂજારી, જાણો છો કે ગણાઇએ છીએ લોકોમાં "નારી ઠગારી" ! તારા વ્યંગથી હસીને બોલી.

' ત્યારે હવે શું ઉપાય ? '

' ઉપાય એ કે હું તમારાપર કેસ માંડું, તમને ફ્જેત કરૂં. ' તારાએ ભય બતાવ્યો.

' હેં, તારા ! દયા કર ! આટલી બધી ક્રૂર ન બન, હું થોડા વખતમાં તારા નાણાંની જોગવાઇ કરીશ. '

' હવે હું વધુ વખત થોભી શકતી નથી. મને મારો પગાર તુરતમાંજ મળવો જોઇએ. '

' માત્ર ચોવીસ કલાક, તારા ! તેટલા વખતમાં હું તારા પૈસા ગમે ત્યાંથી લાવી આપીશ. '

આજપળે ચુનીલાલ ત્યાં દાખલ થયો. તેણે એવી ચાલાકીથી વેશ બદલ્યો હતો કે પ્રમાદચંદ્ર તેનો એક વેળા મિત્ર હોવા છતાં તેને ઓળખી શક્યો નહિ.

' આવો, આવો. મોહનલાલ શેઠ ! તમારે એક ઇનસાફ કરવાનો છે. ' તારા બોલી.

' નહિ,–તારા ! મહેરબાની કરી મને ઉઘાડો ન પાડ. '

'ગૃહસ્થ ! નકામા ગભરાવ ના, ધીરજ ધરો. મને જે બન્યું હોય તે કહો—'

તારાએ બધી વાત કહી સંભળાવી.

'હું તમને ખાનગીમાં પાંચ મીનીટ મળવા માગું છું, મીસ્ટર ! હું ધારૂં છું કે તમે મારી ઇચ્છાને માન આપશો.'

'ઘણી ખુશીથી—'

તેઓ બંને એક ઓરડામાં ગયા અને ત્યાં બારણું બંધ કરી વાતે વળગ્યા.

'હું તમને એટલી રકમ ધીરીશ—'

'શું તમે ધીરશો ? તમારો કેવો આભાર ?' પ્રમાદ અત્યંત ખુશી થઈ બોલ્યો.

'પણ તે એક શરતે !—'

'તે શું ?'

'તે એ કે તમારે મારૂં એક કામ કરવું.'

'તમારૂં કામ કરવા હું તૈયાર છું. તે શું છે ?'

'તે હું પછી જણાવીશ.'

'જેવી ઇચ્છા.'

તેઓ બહાર આવ્યા. તારાને મોહનલાલે પોતે રૂપીઆ આપશે એમ કહેવાથી પ્રમાદચંદ્ર તારાના કરજમાંથી મુક્ત થયો અને તે મોહનલાલનો આભાર માનવા લાગ્યો. મોહનલાલે તેને પોતાની સાથે આવવાનું કહેવાથી પ્રમાદચંદ્ર તેની સાથે જવા કબુલ થયો. તેઓ એક ગાડીમાં બેસી પેલા ભેદી ઘર આગળ આવી પહોંચ્યા. તે ઘર જોઇ પ્રમાદચંદ્ર શંકીત બની પૂછવા લાગ્યો.

'આવા ભયાનક સ્થળમાં મને ક્યાં લઈ જાઓ છો ?'

'ગભરાવાનું કંઈ કારણ નથી, મી. પ્રમાદચંદ્ર !'

'હું એવા અજાણ્યા સ્થળમાં નહિ આવીશ.'

'તમારી સરત યાદ કરો, તેટલા માટે તો મેં તમને વગર જામીનગીરીએ ૨૨૫ રૂપીઆ ધીર્યા છે.

'પણ આ ભેદી ઘરમાં શા માટે જાઓ છો ? મને જરા જણાવો તો ખરા—'

'આ ભેદી ઘર કંઇ બદમાશોનું ધામ નથી પણ એ આપણા જેવા રંગીલાઓની કલબ છે. અહીંઆ અનેક આબરૂદાર કુટુંબના યુવકો મોજ મારે છે, ગમે એમ વર્તે છે અને આબરૂ પણ બચાવી શકે છે. તમે અહીં આવશો તો તેથી તમને જ લાભ થશે. હું તમને એ કલબના મેમ્બરો સાથે ઓળખાણ કરાવી તમારી સર્વે મુશ્કેલીઓ ટાળીશ—'

'તમારો ઉપકાર ! માફ કરજો. મેં તમારા પર વગર વિચારે શક આણ્યો અને તમારી ઇચ્છાનુસાર પહેલાં આ ઘરમાં પ્રવેશ કરવા ના પાડી—'

'એમાં માફી માગવા જેવું કંઇ નથી. તમારી જગ્યાએ હું આવા અજાણ્યા સ્થળમાં આવું તો મને પણ પહેલાં શંકા ઉપજે.'

તેઓ અંદર દાખલ થયા. એક ભવ્ય દીવાનખાનામાં તેઓ આવી પહોંચ્યા. ચુનીલાલના સર્વે નોકરો પુર ભપકામાંજ રહેતા હોવાથી તે સર્વેને તેણે કલબના મેમ્બરો જાહેર કર્યા અને બન્ને જણ શરાબની પ્યાલીઓ ખાલી કરવા લાગ્યા. પ્રમાદચંદ્ર જબરો શરાબી હોવાથી મફતનો દારૂ મળવાથી પ્યાલી પર પ્યાલી ઉડાવવા લાગ્યો અને ચુનીલાલ તેને પોતાના પંઝામાં સપડાયલો ધારી વેર વળેલું માનવા લાગ્યો !

'કેમ મઝા તો છે ને ?' મોહનલાલે પૂછ્યું.

'હા દોસ્ત !' બબ્બાના બ્હારમાં પ્રમાદ બોલ્યો.

મોહનલાલ ઉર્ફે ચુનીલાલે એક સીસોટી વગાડી.

'ખરી મઝા તો હવે પડશે—' તે બોલ્યો.

થોડીક વારમાં એક સ્ત્રી તેઓ સનમુખ આવીને ઉભી રહી. તેને જોતાં પ્રમાદચંદ્ર ચોંકયો, તેને વીજળીનો ઝટકો લાગ્યો.

'કોણ મણી ?'

'હા, મણી ! મારૂં અપમાન કરતી વખતે જરા શરમ આવી હતી કે ? મારૂં અપમાન કરતાં તેનો બદલો કેવો મળશે તેનો વિચાર આવ્યો હતો કે !—' કર્કશ અવાજે મણી બોલી.

'પાપીણી ! તુ મને કોણ કહેનાર ? હું મારી મરજીનો રાજા હતો, તારો પતી હતો, તું મારી ગુલામ હતી—'

'હા, તે વખતે હું તારી ગુલામ હતી, હવે તું મારો ગુલામ છે. "

'તારા જેવી અબળા મને શું કરી શકનાર છે ? દોસ્ત મોહનલાલ ! આ શું બકે છે ? "

'એ જે બોલે છે તે બરાબર જ બોલે છે.'

' મોહનલાલ બોલ્યો.'

'મોહનલાલ ! મારા પ્યારા દોસ્ત ! શું તું મારૂં અપમાન માટે અહીં લાવ્યો છે ? ધીક્કાર છે—'

'મોં સંભાળ બદમાશ ! મારૂં અપમાન કરનાર પ્રમાદ ! તારી આંધળી આંખો ખોલ. આ મોહનલાલને ઓળખીને પછી આગળ બોલ—' કહી તેણે પોતાનો છુપો પોષાક કાઢી નાખ્યો.

'કોણ ? પાપી ચુનીઓ ?–' પ્રમાદચંદ્ર ક્રોધથી બરાડયો.

'હા, તેજ–તેજ–ઓળખી લે–પીછાની લે–પાપી ! મારૂં અને મારી વ્હાલીનું અપમાન કરતાં તેનું ફળ કેવું મળશે તેનો તને વિચાર આવ્યો હતો કે ? હવે તે અપમાનનું ફળ બરાબર ચાખ ! વ્હાલી મણી ! તારી ઇચ્છા મુજબ તું એને શીક્ષા કર—'

'તને ખબર હતી કે આ મણીને છેડનારના કેવા હાલ થાય છે ? તને ખબર છે કે ઝેરી નાગણના દરમાં હાથ નાંખવાથી શું પરિણામ આવે છે ? સુતેલી સિંહણને જગાડવાથી કેવું ફળ મળે છે !—' મણીએ ગર્જના કરી.

'જાલિમસિંહ ! લઇ જાવ—એ પાપીને લઈ જાવ. એના હાથો અને પગો મજબૂત જંજીરથી જકડો, અંધારી ઓરડીમાં કેદ કરો અને કોઇ પણ રીતે છટકી ન જાય તે માટે મજબુત તપાસ રાખો. ખબરદાર ! મારા હૂકમ સિવાય અનાજનો એક દાણો કે પાણીનું ટીપું પણ એને આપતા ના—' મણીએ હૂકમ કર્યો.

'જેવી આજ્ઞા—' કહી જાલિમસીંહે પ્રમાદચંદ્રને બેડી પહેરાવી એક અંધારા ઓરડામાં પૂર્યો. મણી પોતાના પતિપર આવી રીતે વેર લઈ આનંદ માનવા લાગી !

વાંચનાર ! હવે આપણે ભરદરીયે પાણી કાપતી સ્ટીમર "નૉવેલ્ટી"ની ખબર લઇએ.



## પ્રકરણ ૩૪ મું. દરિયામાં તોફાન.

નૉવેલ્ટી સ્ટીમર વીજળીક ઝડપે માર્ગ કાપતી ધારેલે વખતે એડનના બારામાં સર્વ ઉતારૂઓની ભારે ખુશાલી વચ્ચે જઈ પહોંચી. એડનથી ઉપડયા પછી જે વાયુ અનુકૂળ હતો તે પ્રતિકૂળ થયો. તોફાની પવન જોસથી ફુંકાવા લાગ્યો અને સ્ટીમર દરીઆના મોજાના ઉછળવાથી હાલકડોલક થવા લાગી. મોજાંઓ એટલા તો ભયંકર હતા કે સ્ટીમર ઘણી મોટી હોવા છતાં પણ તેને હચમચાવી ઉતારૂઓના હૃદયમાં ફાળ પાડતાં હતાં! સર્વ પેસેનજરો પરમાત્માની હાથ જોડી પ્રાર્થના કરતા હતા!

પવનનું તોફાન હરેક પળે વધ્યું જતું હતું. મોજાંઓ ડુંગર જેવાં મોટાં અને ભયંકર બન્યાં હતાં.

કુદરત! તારી કૃતિ અકળ છે! નસીબ! તારાં નખરાં પણ અજબ છે! આશાપૂર્ણ રસિકલાલ જેવા યુવાનોના દીલોમાં હમણાં કેવી કાતિલ વેદના થતી હશે! સ્ટીમરમાં મુસાફરી કરનારા સર્વે ઉતારૂઓના અંતઃકરણમાં કેવી આશાઓ રમી રહી હશે? કેટલાકો પોતાનાં વ્હાલાઓને જઇ મળવાના હશે, કેટલાકો હિંદુસ્થાનથી કમાઇ સુખી જીંદગી ગાળવા યુરોપ જતા હશે તો કેટલાક ઇંગ્લાંડમાંથી હુન્નર ઉદ્યોગ આદિનું શિક્ષણ મેળવી સ્વદેશને ઉપયોગી થવાની આકાંક્ષા ધરાવતા હશે; પણ સર્વેની આશા કુદરત નષ્ટ કરવા બેઠી હતી. હરેક પળે તોફાન વધતું ગયું અને સ્ટીમરના કેપ્ટને "લાઇફ બોટો" છોડવાનો હુકમ કર્યો. સેંકડો મનુષ્યો પોતાની જીંદગી બચાવવા ટવળતા હતા. તેઓ સઘળા લાઈફ બોટોમાં કૂદી પડવા પડાપડી કરવા લાગ્યા.

'ઓ ઈશ્વ! આ શું ગજબ?...સરલા! તારી આ વાત સાંભળતા શી દશા થશે? ઓ વાયુદેવ! દયા કર, શાંત થા. અમને સહીસલામત અમારે ધારેલે ઠેકાણે જવા દે.—અમારી આશા પૂર્ણ જીંદગી કચડી નાખવાથી તારા હાથમાં શું આવનાર છે? બચાવ, ઓ પરમકૃપાળુ પરમાત્મા બચાવ? હાય! વ્હાલી! તારૂં

શું થશે ? મુંબઇનું બારૂં છોડતી વેળા ખબર નો'તી કે અમારો આવો અંજામ આવશે ! ખબર નો'તી કે દેશાટન કરવા જતાં મોતનો પેગામ મળશે ! હાય ! દયા કર ! ઓ કૃપાસિંધુ ! દયા કર ? હું મોતથી ડરતો નથી. સર્વને માટે મોત સરજાયલું છે. મારે માથે પણ મોત છે. જો હું આ વખતે મુંબઇમાં હોત અને મને મરણનું તેડું આવત તો હું જરા પણ ડરત નહિ. વ્હાલી સરલાના ખોળામાં મરણ પામવાથી હું મને પોતાને કૃતકૃત્ય થયલો સમજત પણ અત્યારે તું મને બચાવ ! મને અત્યારે જીંદગી વ્હાલી લાગે છે ! ઓ યમદેવ ! કૃપા કરી તારા દુતોને હમણા બોલાવી દે ! મને યૂરોપથી પાછા ફરી મુંબઈ જઇ એકવાર વ્હાલીને મળવા દે અને ત્યારપછી જોઇએ તો તેજ પળે મને બોલાવજે ! હું ત્યારે ખુશીથી આવીશ પણ હમણાં મને બચાવ—મને જીવવા દે. હાય ! જે હૃદયમાં મેં મોટી મોટી આશાઓ ઉછેરી હતી તે શું નાશ પામશે ? શું મારા આશાના છોડવાઓ છુંદાઇ જશે ? શું મારી જીંદગીનો આવો કંગાળ અંત આવશે ? હાય ! અભાગી ! એક વાર સરલાને પરણી સુખી થયો પણ તે રત્ન તારા નસીબમાં વધુ વાર સરજાયું નથી. તું તેનાથી છુટો પડયો અને હવે થોડીક વારમાં સદાનો છુટો પડશે—" રસિકલાલ બબડયો.

બધા ઉતારૂઓ જ્યારે પોતાનો પ્રાણ બચાવવા લાઇફ બોટોમાં ઉતરવા માટે પડાપડી કરતા હતા, ત્યારે ગરીબ બિચારો રસિક પોતાની કેબીનમાં આવી પડેલી આફતથી દુઃખી થતો હતો.

તોફાન વધ્યુંજ જતું હતું. લાઇફ બોટો સર્વ ઉતારૂઓ સમાય એટલી હતી, પણ પવનનું જોસ ભયંકર હોવાથી ગંજાવર સ્ટીમરનો પત્તો લાગતો નહોતો તો નાનકડી હોડીઓનું શું ગજું ?

મોજાંઓ એટલા તોફાની હતા કે સ્ટીમર ગમે તેમ જતી હતી. એટલામાં કમનસીબે તે એક ખડક સાથે અથડાઇ અને તેમાં ગબાકું પડવાથી પાણી ભરાવા માંડયું. રસિકલાલ હજુ પોતાની કેબીનમાંજ હતો તે બબડયોઃ—

' હાય ! ઓ પ્રભુ ! તારી ગતી ગહન છે. આ સ્ટીમરમાંના

કેટલા અમીરો તથા ફકીરો આજે દરીયાની તળેટીમાં સદાને માટે વાસો કરવા જશે. હાય ! વ્હાલી ! તારૂં શું થશે ? જળ વિના માછલી કેમ જીવી શકશે !...અફસોસ ! ઓ વિભુ ! જ્યારે તું મારો આવી રીતે અંત લાવવાનો હતો તો શા માટે તેં મને સરલા આપી ! હાય ! વ્હાલી ! તું વિધવા કહેવાઇશ !...હાય !...' તે નાદાન બાળક પેઠે રોવા લાગ્યો એટલામાં એક :યુરોપીઅન ગૃહસ્થ તેની કેબીનમાં આવ્યો અને તેને આમ રડતો જોઈ દયા લાવી ભય માટે ચેતવણી આપતાં બોલ્યો.

'જેન્ટલમેન ! જે વખત જાય છે તેમાં સ્ટીમર પાણીની તળેટીમાં જઈ પહોંચશે. આવા કટાકટીના સમયમાં તમારે હવે વધુવાર શોભવું ન જોઈએ. ચાલો, લાઇફ બોટમાં મારી સાથે બેસો અને જો તમારો આવરદા લાંબો હોય તો બચો—'

રસિકલાલ ચોંક્યો. તે સાવધ થયો. પેલા ગૃહસ્થનો ઉપકાર માન્યો અને તેની સાથે તે દીવાના જેવી સ્થિતિમાં ગયો. તેમને લાઇફ બોટમાં લેવામાં આવ્યા અને પાંચ મીનીટ તો નહિ થઇ એટલામાં ગંજાવર સ્ટીમર ભારે રડારોળ વચ્ચે દરિયાની તળેટીએ જઈ બેઠી !

સ્ટીમરમાંના પાંચસો ઉતારૂઓમાંથી માત્ર ગણ્યા ગાંઠયાં બચવા પામ્યાં હતાં; તેઓની જીંદગી પણ જોખમમાં હતી કારણ કે લાઇફ બોટોને મોજાં જ્યાં લઈ જાય ત્યાંજ જવું પડતું હતું !

રસિકલાલ જે બોટમાં હતો તે બોટ પણ કમનસીબે પવનના સપાટાથી ઉંધી વળી અને તેમાંના કમનસીબો પાણીમાં નીરાધાર થઇ તરફડવા લાગ્યા. આખી સ્ટીમરમાંથી માત્ર ગણ્યા ગાંઠયા ઉતારૂઓ સહીસલામત બચવા પામ્યા અને તે ભાગ્યશાળી મનુષ્યોને ત્યાંથી પસાર થતી એક સ્ટીમરે ઉપાડી લીધા કે જેમાં રસિકલાલ નહોતો ! તે તો બીચારો કોણ જાણે કયાં પડયો હશે ?

વાયરલેસ ટેલીગ્રાફીની મદદથી આ ભયંકર બનાવ મુંબઈ પહોચ્યો અને તેનો કરૂણાજનક અહેવાલ મુંબઈના છાપાઓમાં પ્રગટ થયો.

## સ્ટીમર નૉવેલ્ટીનો કમનસીબ અંત !

### કુદરતનો મહાન કોપ–પાંચસોમાંથી ફક્ત ૫૭ જણ બચ્યાં !

'મુંબઇની મેલ સ્ટીમર 'નૉવેલ્ટી' જે ગઈ તા૦ ૨૦ મીએ મુંબઈના બારામાંથી વિલાયત જવા ઉપડી ગઈ હતી તેના કમનસીબ અંતને લગતી વાયરેલસ ટેલીગ્રાફીની મદદથી મળેલી ખબર વાંચતાં દીલમાં કંપારી છુટે છે. એડનનું બારૂં છોડયા પછી એ સ્ટીમરને તોફાની પવન નડયો હતો અને દરીઆના મોજાં તોફાનને લીધે ડુંગર જેવડા ઉંચે ઉછળતા હતા. પવનનું જોર એટલું તો મજબુત હતું કે ગંજાવર સ્ટીમર પવનની દયાપરજ માર્ગ કાપતી હતી. પવન જ્યાં ઘસડે ત્યાંજ ઘસડાતી હતી. લાઇફ બોટો આવા ભયાનક તોફાનમાં ટકી શકે એમ ન હોવાથી ઉતારૂઓને બચાવવાનું કામ વધુ મુશ્કેલ થઈ પડયું હતું. ગઈ કાલે સાંજના સાડાપાંચ વાગે એ સ્ટીમર ખડક સાથે અથડાવાથી તેમાં ગબાડું પડયું અને પાણી સ્ટીમરમાં દાખલ થવા લાગતાં સ્ટીમરના કેપટને બચવાની આશા છોડી લાઇફ બોટો ઉતારવાનો હુકમ આપ્યો. સેંકડો આશા ભરેલા જવાન જીવડાઓ બોટોમાં કુદી પડવા જતાં બે ચાર બોટો કમનસીબે ઉંધી વળી ગઇ. કેટલાક માણુસો આ આફતથી હેબતાઇ જઈ સ્ટીમરમાંજ પડી રહ્યા કે જેમાંના કેટલાકોને બચાવવામાં આવ્યા હતા જ્યારે કેટલાકો તેમના કમનસીબે સ્ટીમરમાંજ રહેવા પામ્યા હતા અને સ્ટીમરની સાથેજ દરીયાની તળેટીનું માપ લેવા તથા ત્યાં હમેશની શાંત નિદ્રા લેવા ચાલ્યા ગયા હતા ! જે ભાગ્યશાળી ઉતારૂઓ બચવા પામ્યા છે અને જેઓને મુંબઇ મેલ સ્ટીમર 'કેલીડોનીઆ' એ ઉપાડી લીધા છે તેઓની સંખ્યા માત્ર ૫૭ ની છે અને

તેથી આ સ્ટીમરના લગભગ સઘળા ઉતારૂઓ નાશ પામ્યા છે એમ કહીશું તો ચાલશે. પવનનું જોસ ઘણું ભારે હોવાથી તથા મોજાંઓ ડુંગર જેટલી ઉંચાઇએ ઉછળતા હોવાથી જેવી જોઇએ તેવી પુરતી ખબર મળી નથી પણ એટલું તો ખરૂંજ છે કે કમનસીબે સ્ટીમરમાંના ઉતારૂઓનો મોટો ભાગ દરીઆના પાણીમાં ડુબી ગયો છે !

આ સ્ટીમરમાં જાણીતા ટોપીના કારખાનાવાળા મી. રસિકલાલ પોતાના ધંધામાં પ્રવીણ બનવાને ઇંગ્લંડ જવા માટે બેઠા હતા અને જેમનાથી ઉપલા ધંધામાં ઘણો સારો ફાયદો થવાની તથા એ ધંધા વિષે સારૂં અજવાળુ પડવાની આશા હતી તેઓ પણ આ કમનસીબ હોનારતમાં સપડાઇ ગયાથી સર્વે આશાઓ ધૂળમાં મળી ગઇ છે !

મોજાંઓ એટલા તો જોસથી ઉછળતા હતા તથા પવન અને વરસાદનું જોર એવું તો ભયાનક હતું કે માત્ર અડધા કલાકમાં ગંજાવર સ્ટીમર પાણીની સપાટીએ સેંકડો જીવોના હૃદયદ્રાવક રૂદન વચ્ચે જઇ પડી હતી. આવી ભયાનક ખાના-ખરાબી આગળ કોઇવાર પણ બની નહોતી અને તેથી ઘણાકો આ હોનારતને કુદરતી કોપ ગણે છે. ”

પોતાના વ્હાલા પ્રાણપતિના આવી રીતના ઓચિંતા અંતની ખબર વર્તમાનપત્રમાં વાંચી સરલાનું હૃદય કેવું છિન્નવિછીન્ન થઇ ગયું હશે ? તેના કોમળ હૃદયમાં કેવા ચીરા પડયા હશે ? સરલા તો આફતની વાત સાંભળી મુઆ જેવી થઈ ગઇ. રડી રડીને તેની આંખ રાતી થઈ ગઈ. આંખોમાંથી આંસુ પણ ખુટી ગયાં. ઉપલી વાત શ્રીકાંતને પહોંચતાં તે પણ આણુ-રોડથી પોતાની પુત્રીને દીલાસો દેવા આવ્યો. સુંદરલાલે દીલાસો

દેવામાં કંઈ પણ કચાસ રાખી નહિ. શ્રીકાંતિ સરલાને આણુરોડ લઈ જવા જણાવ્યું પણ તેણે ત્યાં જવાની ના પાડી. જેથી થોડા દિવસ રહી શ્રીકાંત પાછો ચાલ્યો ગયો. રસિકલાલની ગેરહાજરીમાં સરલા તેના મામાને ત્યાં રહેતી હતી એમ કહેવાની ખાસ આવશ્યકતા છે. સ્ટીમરના અકસ્માતની ખબર મળવા પછી તેણે સારાં વસ્ત્રો પહેરવાનાં ત્યજી દીધાં. ઉત્તમ ભોજનો છોડી દીધાં. આભૂષણો તેને હવે કરડવા આવતાં. પિયુ વિરહથી તે તદન સાદી જીંદગી ગુજારવા લાગી.

નશીબ બે ડગલાં આગળ અને આગળજ ચાલે છે ! તે પ્રમાણે સરલા સુખી થઇ. તેનો પિતા તેના લગ્નમાં સંમત થયો. પ્રેમીઓનાં લગ્ન થયાં. પ્રેમનો વિજય થયો ત્યારે કુદરતે તેમના પર બીજી અણધારી આફત આણી મૂકી !

## પ્રકરણ ૩૫ મું. જળ વિનાની માછલી.

"નૉવેલ્ટી" સ્ટીમરના નાશની દુઃખદાયક ખબર સાંભળી સરલા તદન બેફામજ બની ગઇ. પોતાના વ્હાલા પ્રાણપતિના આવા કમનસીબ અંતથી તે અભાગણી અબળા કમકમી ઉઠી. તેમના લગ્ન થયાને પુરા ચાર માસ તો થયા નહિ એટલામાં તો તેનો વ્હાલો પતિ દરિયાની તળેટીમાં સદાની શાંત નિદ્રા લેવા ચાલ્યો ગયો. સરલા વ્હાલાના શોકમાં કાળો પોષાક પહેરી એકાંત જીંદગી ગુજારવા લાગી.

'હાય ! ઓ વિભુ ! તારો આ મારાપર શો જૂલમ? મેં એવાં તે શાં પાપ કર્યાં હશે કે જેથી મારાપર આવો અસહ્ય જુલમ તું વરસાવે છે ? આ મારાં કયા જન્મના પાપ ? કયા પાપનાં આ સૌ શાપ ? હાય ! વ્હાલા પ્રાણનાથ ! નો'તી ખબર કે કુદરત ઓચિંતો દગો દેશે. અફસોસ ! વ્હાલા ! શું આપનો અંત આવ્યો હશે ? શું આપ મને સદાની છોડી ગયા ? નહિ, નહિ, પ્રભુ ! દયા કર ! મને મારા વ્હાલા પતિનાં એકવાર દર્શન કરાવ. હાય ! પણ તે કેમ બની શકશે ? સ્ટીમરમાંના ઉતારૂઓમાંથી ફક્ત ૫૭ જણ બચવા પામ્યા

છે ! તેમનાં નામમાં મારા વ્હાલા પતિનું નામ નથી. ત્યારે શું તેમનો અંત આવ્યો હશે ? શું તેઓ મને છોડી દરીયાની તળેટીનું માપ લેવા ગયા હશે ? શું તેમને ત્યાં રહેવાનું પસંદ પડયું હશે ? હાય ! ઓ વાયુદેવ ! તેં ગજબ કર્યો ! ઓ વિધિ ? તેં જૂલમ કર્યો !" સરલા ડુસકાં ભરતી બબડી.

'વ્હાલા ! શું આપની આ દાસી વિધવા ગણાશે ? શું આપ મને હવે ફરી નહિ મળો ? શું આપ એટલા બધા ક્રૂર થશો ? શું આ દીન દારાને ભૂલી જશો ? પ્રભુ ! મળો, મળો, એકવાર આપના દુર્લભ દર્શનનો લાભ આપની આ રંક પત્નીને આપો. વ્હાલા ! શું આપણાં લગ્ન થયાં અને આપણને પરમાત્માએ સુખી કર્યાં તે આ વખત માટે ? પિતાજી સમજી ગયા, સુંદરભાઇ પવિત્ર બન્યા અને પિતાજી સાથે તેમણે સલાહ કરાવી આપી તે આ કમનસીબ વખત જોવા માટે ? હાય ! અફસોસ ! ઓ કુદરત ! જ્યાં તુંજ મારાપર રૂઠી છે ત્યાં બીજા શું કરી શકે ? એકવાર પિતાજી રૂઠયા હતા, સુંદરભાઇ રૂઠયા હતા. હવે તેઓ રીઝયા. ત્યારે કુદરત ! ઓ નિર્દય કુદરત ! તેં મને અચાનક ઘા કર્યો ? મારા વ્હાલા પ્રાણુ ! શું આપ મને નહીજ મળો ? શું આપ આ દાસીને હવે સદાના છોડી ચાલ્યા ગયા ? શું આપ સઘળો પ્રેમ ભૂલી ગયા ? શું આપને મારી સ્થિતિપર દયા નથી આવતી ? પ્રાણનાથ ! દયા કરો, દાસીપર દયા કરો. પ્રભુ ! મારૂં રક્ષણ કરો. જળ વિના ટળવળતી માછલીને જળ ભેગી કરો. વિયોગના અગ્નિમાં જળતી–બળીને ખાક થતી વિયોગિનિને સંયોગી કરો. ઓ દયાળુ દેવ ! દયા કર. મારા વ્હાલા પ્રાણાધારને મને એક વખત જોવા દે. તેમના દુર્લભ દર્શનનો લાભ મને એકવાર લેવા દે. ઓ યમદેવ ! જો તારા દરબારમાં કોઇપણ માણસની ખોટ હોય તો તે મારાથી પૂર. એમને તું છોડી દે ! મારા વ્હાલા પ્રાણપતિની જગ્યાએ મને તેડ. મારાપર મોતનો પેગામ મોકલ પણ મારા વ્હાલા પતિને છોડી દે–" તેની

આંખમાંથી આંસુઓનો પ્રવાહ એક સરખો રેડાયા કરતો હતો. તેનું હૃદય દુઃખથી ભરાઈ ગયું હતું. તેના કોમળ આત્મા પર તેનો વ્હાલો પ્રાણપતિ ડૂબી જવાની ખબર મળવાથી કુહાડાનો ઘા થયો હતો! તે કોમળ કળી આ વાત સાંભળી કરમાઇ ગઈ હતી! તેની આશાપૂર્ણ જીંદગી કચડાઈ ગઇ હતી! તેનાં સર્વ સુખી સ્વપ્નાંઓ નાશ પામ્યાં હતાં!

પોતાના વ્હાલા પ્રાણપતીનું સ્મરણ કરતી સરલા ગમગીન વિચારોમાં લીન થઇ બેઠી હતી એવામાં સુંદરલાલ આવ્યો. તે દયામણું મ્હોં કરી બોલ્યો.

"બહેન! હવે આમ શોક કરે શું વળનાર છે? થનાર થઇ ગઈ. શાંત થાવ. બહેન! રૂદન કરવાથી પ્રકૃતિપર માઠી અસર થશે–"

"ભાઇ! પ્રકૃતિપર માઠી અસર થાય તોય શું? હવે મને મોત પોતાના ડાચામાં લઇ લે તોય શું? હવે મારૂં આ દુનિયામાં કોણ રહ્યું છે? હતા તે તો ગયા–મને છોડી ગયા–સદાને માટે ત્યજી ગયા. અફસોસ!–" સરલા છૂટે મ્હોડે રડી પડી.

'બહેન! ધીરજ ધરો! આજે એક આશાભરી ખબર ન્યુઝ પેપરમાં છે—'

'તે શું?'

"સ્ટીમર "ઈજીપ્ત" વિલાયતથી મુંબઇ આવતાં તેને પોર્ટસેડ અને એડનની વચ્ચેથી એક માણુસ બેભાન હાલતમાં મળી આવ્યો છે કે જેને તેણે ઉંચકી લીધો છે. હજી તે સખસ બેભાન હાલતમાં હોવાથી તે કોણ છે તે વિષેની ખબર મળી નથી પણ પરમાત્મા તમારા તરફ જુએ ને તે ભાઇ રસિકલાલ હોય–"

"તમારી વાણી ફળે ભાઇ!" સરલા બોલી.

"પણ એટલા ઉપરથી આપણે કેમ આશા રાખી શકીએ? સ્ટીમરપર પાંચસો કમનસીબો હતા તેમાંનો એક મળી આવેલો સખસ તે મારા પ્રિયતમ જ છે એમ શી રીતે મનાય?—"

"આશા અમર છે. મારી ધારણા પરમાત્મા સત્ય પાડશે એવું

જ્યોતિષશાસ્ત્રીઓ પણ જણાવે છે અને મારી સંપૂર્ણ ખાત્રી છે કે તે નિરંજન નિરાકાર કોઇના તરફ નહિ તો તમારા સૌભાગ્ય તરફ દયા કરીને પણ ભાઇ રસિકલાલને આપણી નજર સન્મુખ લાવશે–"

"તમારા મોમાં સાકર ભાઈ—"

"મારા મોંમાં સાકર છે કે ઝેર તે હવેજ માલમ પડશે–' તે મનમાં બબડયો.

આ વાતથી સરલાનું અશાંત મન કંઇક શાંત પડયું. સ્ટીમર ઇજીપ્તમાં ઉપાડી લીધેલો સખસ તેનો વ્હાલો પ્રાણપતિજ નીકળે એવી તે પરમાત્મા પાસે પ્રાર્થના કરવા લાગી. એટલામાં તારખાતાના માણસે તેના હાથમાં એક તાર આણી મૂકયો. જે વાંચી સુલોચના બેભાન થઇ ગઈ. તે અભાગણીપર આફત પર આફત એક પછી એક આવતી હતી. જ્યારે મનુષ્યપર આવે છે ત્યારે એક સામટીજ આવવા માંડે છે. તે તારમાં તેના પિતા શ્રીકાંતના શોકજનક મૃત્યુના સમાચાર હતા. સુંદરલાલ તે તાર વાંચી હૃદયમાં તો મલકાયો. સરલા હવે તદન નિરાધાર થઈ. સુન્દરલાલે શ્રીકાંત કાકાના મરણપર બોર બોર જેવડા આંસુ પાડયાં. સરલાને તેણે મીઠા શબ્દોમાં દિલાસો દઇ બહેન તરીકે પાળવાનું વચન આપ્યું, પણ એ સર્વ ઢોંગ હતો.

---

## પ્રકરણ ૩૬ મું. રમણી કે રાક્ષસી ?

"પાપી ! તું મારો પતિ હતો અને તેથી તું મને જ્યારે હું તારે ત્યાં હતી ત્યારે ગમે એમ મારઝુડ કરી મારાપર જૂલમ વરસાવતો હતો. પણ તે દિવસ હવે વહી ગયા છે. તે વેળા હું તારી ગુલામ હતી. હવે તું મારા બુટ સાફ કરનાર ગુલામ છે. તને ખબર છે કે આ મણીનું અપમાન કરનાર, આ સીંહણને છંછેડનાર, આ ઝેરી નાગણને સતાવનારના હવે શું હાલ થનાર છે ?" મણીએ પોતાના પતિને ધમકાવવા માંડયો.

"ચાલ, સાવધ થઇ જા. નીચ! તારો હવે થોડાજ સમયમાં અંત આવનાર છે! મારી સમક્ષજ તું મોતને શરણુ થનાર છે! સ્મરી લે, તારા ઇષ્ટ દેવતાનું નામ લઈ લે!–" પુનઃ ગર્જના કરતી મણી બોલી.

પ્રમાદચંદ્ર હવે ઉશ્કેરાઈ ગયો.

"પાપીણી! તું મને શું કરનાર છે? તારા જેવી એક નીચ નારી મારા જેવાને શું કરી શકનાર છે?"

"શું કરી શકનાર છે? નારી જાતિને નિર્બળ ગણુનાર ઓ મુર્ખા! નારી જાતિ શું કરી શકે છે તે તું હમણુાંજ જોશે. જાલિમસિંહ! એને ચાબુકે ચાબુકે ફટકાવો—મારી નજર સમક્ષ એને ફટકા મારો જેથી મારા અપમાનનું વેર વળે, અને એને પણ ખબર પડે કે મારૂં અપમાન કરનાર કેવી શીક્ષા પામે છે?—"

"પાપીણી! ઓ રમણી કહેવાતી રાક્ષસી! તું મને જંજીરથી જકડી લઇ ધમકાવે છે પણ એકવાર મને છોડ. મને છૂટો કર—"

"છુટો કરૂં? શાને માટે?—"

"મારૂં જોર પીછાનવા માટે! તું કહે છે કે મારા જેવો એક પુરૂષ તને શું કરનાર છે તે જો જોવું હોય તો મને બંધન મુક્ત કર!"

"અંહહહ!" તે તુચ્છકારથી હસી. "વાઘના ટોળામાં સપડાયલું મેઢું શું કરી શકનાર છે? હાથીના પગતળેની કીડી શું જોર બતાવનાર છે?—"

"પાપીણી! ખ્યાલ કર! હું તારો પતિ છું–શિર છત્ર છું–"

"શિરછત્ર?—"

"હા—"

"પુહ! એવી સગાઇ હું માનતી નથી—"

"તો પ્રભુથી ડર—"

"પ્રભુ! પ્રભુનું અસ્તીત્વ હું માનતી નથી—"

"ઓ નાસ્તીક ! તારો ક્યાં ઠાર થશે ?—"

"મારો તો જ્યાં થશે ત્યાં પણ તારો ઠાર હમણાં કયાં થશે તેનો વિચાર કર. જાલિમસિંહ ! શું જુઓ છો ? એને ચાબુક ચાબુક ફટકાવો—"

તેની આજ્ઞાનો અમલ થયો. જાલિમસિંહે પ્રમાદચંદ્રને ચાબુક ફટકાવવા માંડયો ! તે બીચારો વેદનાથી બરાડવા લાગ્યો.

થોડીકવાર ફટકા મારવાનું કામ ચાલ્યા પછી મણી બોલીઃ

"સબુર કરો—જાવ, હવે એને પાછો કેદ કરો. થોડા દિવસથી એને અન્નજળ આપવાનું ચાલુ કીધું છે તે પાછું બંધ કરો."

પોતાની પત્નીનું આવું ભાષણ સાંભળી પ્રમાદચંદ્ર તદન ઉશ્કેરાઇ ગયો. તે પરવશ છે–અજાણ્યા સ્થળમાં દુશ્મનના હાથમાં છે તે પણ ભૂલી ગયો–ગુસ્સાના આવેશમાં એક પળ પોતાને પણ ભૂલી ગયો અને તેજ ગુસ્સાના આવેશમાં પોતાના હાથમાંની મજબુત લોહશૃંખલા તેણે મણીપર વિદ્યુત વેગે ધસારો કરી તેના માથામાં એવા તો જોરથી અફાળી કે જેથી તેનું મસ્તક ફાટી ગયું અને તે બેભાન થઇ જમીનપર તૂટી પડી.

પ્રમાદચંદ્રે મણીના માથામાં જોસથી અફાળેલી બેડીથી તેના માથામાં સખ્ત જખમ થયો. તેમાંથી લોહીની ધારા વહી જવા લાગી. તેને સાવધ કરવાના ઉપાયો તુરતજ લેવામાં આવતાં તે થોડીક વારે સાવધ બની અને બોલી.

"એ પાપીને હવે રીબાવી રીબાવીને મારજો."

"હમણા તું શાંત થા—" ચુનીલાલ બોલ્યો અને પ્રમાદચંદ્રને રીબાવી રીબાવી મારવા હુકમ આપ્યો.

જ્યારે પ્રમાદચંદ્રે મણીપર હુમલો કરી તેને ઘાયલ કરી ત્યારે તેને તેના પરિણામની તો પૂરતી માહીતી હતી. ચુનીલાલના માણસોએ તેને પકડયો, કેદ કર્યો અને રીબાવવા માંડયો. અન્નજળ વિના તે તરફડવા લાગ્યો અને દુઃખથી દીવાનો બની તેણે એક

દિવસ જીમ કરડી પોતાની જીંદગીનો અંત આણ્યો. તેના શબને તે પાપી ટોળીએ ગુપ્ત રીતે કોઇ સ્થાનમાં દાટી દીધું અને પ્રમાદચંદ્ર જગતમાં હતો નહતો થઇ ગયો.

પ્રમાદચંદ્રના મરણુની ખબર કોઇને પણુ પડી નહિ. તેની વિધવા મા તથા બેનને તેના વિષેની કાંઈ પણુ ખબર ન્હોતી. પ્રમાદચંદ્ર કોઇ કોઇ વાર પંદરત્રીસ દિવસે પણુ પોતાનું મો દેખાડતો હોવાથી તેની માતા તથા વિધવા ભગિનિએ તેની કંઇ શોધ કરી નહીં પણુ તેની માતાને શું ખબર કે તેનો પરાક્રમી પુત્ર મરણુ પામ્યો હશે?

---

## પ્રકરણુ ૩૭ મું. કુમુદ.

હવે આપણે કારાગૃહમાં કમનસીબ સંજોગો વચ્ચે આવી પડેલી નિર્દોષ કુમુદની ખબર લઇએ. તેના માથામાં મોટો જખમ હોવાથી ચુનીલાલે તેના ઘા ઉપર મલમ પટો કર્યો અને થોડા દિવસ પછી તે સાજી થઈ. સાવધ થતાં ચુનીલાલે તેને તે બહેન તરીકે રાખશે અને કોઇ પણુ પ્રકારે તેને ગભરાવાનું કારણુ નથી એમ આશ્વાસન દીધાથી તે ત્યાં નિશ્ચિંતપણે રહી અને જયારે તે સંપૂર્ણ સાજી થઇ ત્યારે પોતાને ઘેર લઇ જવાને તેણે ચુનીલાલને અરજ કરી. કુમુદને ચુનીલાલે એવી છૂપી રીતે રાખી હતી કે તેથી મણીને તેની બીલકુલ ખબર પડી નહોતી એટલા ખુલાસાની અત્રે જરૂર છે.

'ભાઇ! હવે મને મારે ઘેર પહોંચતી કરો, તમે મારી દયા ખાઈ સારવાર કરી તે માટે તમારી હું આભારી છું–'

'કુમુદસુંદરી! જે ક્રૂર પતિએ તમને લોહીલુહાણુ કર્યાં તેને ત્યાં જવાથી હવે તમને શો લાભ છે?–' ચુનીલાલે કહ્યું.

'એ ગમે તેવા પણુ મારા પતિ છે. હું તેમની સાથે લગ્નના

પવિત્ર ગાંઠથી બંધાઇ છું માટે મારો ઉદ્ધાર તો તેમની સેવા-માંજ છે—'

" એ સૌ જુના જમાનાના વહેમો છે—આ વીસમી સદીમાં સ્ત્રીને વધુ માન અપાય છે–અને સ્ત્રી તરફ જુલમ વર્તાવવામાં આ-વતાં તે પોતાના પતિથી છૂટા છેડા મેળવી શકે છે—'

'તમારા વિચાર તમને મુબારક! પવિત્ર આર્યધર્મ પ્રમાણે આર્યબાળાઓ પોતાની જીંદગી સુધી ગમે એવો પોતાનો પતિ દુર્ગુણી હોય છતાં પણ તેની નોકરી ઉઠાવવા બંધાયલી છે—'

'તમારી સાથે હું વધુ માથાકુટ કરવા માગતો નથી. બોલો, હવે શું કહો છો?'

'કહેવાનું શું? મને મારે ઘેર પહોંચાડો—'

'ઘેર પહોંચાડવા માટેજ મેં તારી આટલી સારવાર કરી મુએલીમાં જીવ મુકયો કે? તને ખબર છે કે અમે કોણ છીએ?—'

" તમે કોણ છો?"

'અમે ચોર છીએ–ચોરી કરવાના ઇરાદાથી તારા ઘરમાં પે-સતાં તું અમારે હાથ આવી છે અને તેથી હવે ઘેર જવાના વિચા-રને તીલાંજલી આપી ખુશીથી અહીં રહો–વૈભવમાં મચ્યા રહો–અને આનંદ ભોગવો.' પાપીએ પોતાની પાપવાસના જાહેર કરી.

" પાપી! એ તું શું બકે છે? આજ સુધી બહેન ગણી, હવે દાનત બગાડે છે?"

" બહેન કહેવાની! તું મારા કબજામાં છે, તારે મારી પત્ની તરીકેની પદવી સ્વિકારવીજ પડશે."

" નીચ! કદી આસમાન ને જમીન એક થશે તોપણ તારી પાપી ઇચ્છા કદી પણ તૃપ્ત થશે નહિ. કુલાંગાર! તારૂં કાળું કર?" કુમુદ સિંહણ થઈ બોલી.

" નાદાન! ખ્યાલ કર કે તું અહીં મારા તાબામાં છે. મારા આ ગુપ્ત સ્થળની કોઈ ચીડીઆને પણ ખબર નથી. સમજી!

જાણી જોઇ તારી જુવાન જીંદગીનો દુઃખી અંત ન લાવ—મને પરણી સુખી થા—અનેક વૈભવ વિલાસી થા—"

"તારા વૈભવો પર આગ લાગો! મને મારૂં શીયળ વ્હાલું છે! મારા શીયળની કીમત કુબેર ભંડારીની દોલત કરતાં પણ વધારે છે—"

"ત્યારે શું તું નહીજ માને?—"

"નહિ, કદાપી પણ નહિ—કાળાંતરે પણ નહિ."

"જો તું સીધી રીતે નહિ માનશે તો આડકતરી રીતે માનવું પડશે. ખુશીથી મારો પ્રેમ નહિ સ્વીકારે તો બળાત્કારથી તારા શીયળનો ભંગ કરવામાં આવશે—" પાપીએ ધમકી બતાવી.

'ખાંડ ખા ખાંડ! પાપી! સતીની મરજી વિરૂદ્ધ આ જગતમાં તેનું શીયળ ભંગ કરનાર માનો પુત હું તો કોઇ જોતી નથી. કોની તાકાત છે કે સતીના શીયળપર ત્રાપ મારી શકે?'

ચુનીલાલ તીરસ્કારથી હસીને બોલ્યો.

'શું ખાંડ ખાય છે? નાદાન! તને ખબર નથી કે તું અહીં નીરાધાર છે?—'

'મારો સહાયક સૃષ્ટિનો સરજનહાર છે—'

'એમ?—'

'હા—'

'તો બોલાવ તારા સહાયકને?' કહી પાપી સતી તરફ ધસ્યો પણ તેજ પળે જમીનમાં થોડોક માર્ગ થયો, એક ગુપ્ત બારણું ઉઘડયું અને એક કૃષ્ણવસ્ત્ર પરિધાન પુરૂષ "ખબરદાર" ના અવાજ સાથે ખડો થયો. પાપી તેને જોતાં થથરી ગયો અને સમયસૂચકતા વાપરી, તેની નજર ચૂકાવી એક બીજા ગુપ્ત દ્વાર દ્વારા ગૂમ થઇ ગયો.

"વીરપુરૂષ! આપનો પરમાત્મા વિજય કરો. આજે આપે મને જીવતદાન અર્પ્યું છે—મારા અમૂલ્ય શીયળવ્રતનું રક્ષણ કર્યું

છે. આપની હું જન્મોજન્મની આભારી થઇ છું—" કુમુદે કૃતજ્ઞતા દર્શાવી.

"બેન ! મેં મારૂં કર્તવ્ય બજાવ્યું છે. અબળાનું રક્ષણ કરવું એ મારો ધર્મ છે. ચાલો, હવે આ સ્થળમાં રહેવું ઇષ્ટ નથી. મારા તરફથી તદન નિર્ભય રહેજો. હું આપનો ભાઇ છું."

"ભાઈ ! આપના પર મને સંપૂર્ણ વિશ્વાસ છે—"

\+ + + + +

"મારા બ્હાદુર સહાયકો ! તમે ક્યાં છો ? એકદમ આવો-આપણા આ ગુપ્ત ઘરમાં આવેલા માણસને ગમે તેમ કરી કેદ કરો, નહિ તો આપણે સર્વે મરી છુટયા સમજો—"

"શું ? શું ? ચુનીલાલ ! શું છે ?"

"કોઇ અજાણ્યો સખસ આપણા ભોંયરામાં આવવા પામ્યો છે."

"તે ક્યાં છે ?—"

"આ ઓરડામાં—"

"ક્યાં છે વિજયસિંહ ?"

"વિજયસિંહ ! વિજયસિંહ !" ચુનીલાલે વિજયસિંહ નામના માણસને બૂમ પાડી.

"એ કમબખ્ત તો નહિ હોય—"

"હોય પણ—"

"તો પકડો, પકડો. એ પાપીને પકડી યોગ્ય સજા કરો. જલદી કરો, નહિ તો બાજી હાથમાંથી જશે—"

બે હથીઆરબંધ માણસો તુરતજ ભોંયરામાંથી બ્હાર નીકળવાના માર્ગપર જઈને ઉભા. જ્યારે બીજાઓ પેલા ઓરડામાં તથા તેની સાથે સંબંધ રાખતા ભોંયરામાં તપાસ કરવા લાગ્યા. આ વખતે મણી ત્યાં નહોતી. તે પ્રમાદે મારેલી જંજીરના જખમથી હજી સંપૂર્ણ સાજી થયલી ન હોવાથી તેના ઓરડામાં પડી હતી.

* * * *

"બાજી હાથથી ગઇ—આપણાપર આફત ઝઝુમી રહી છે." વિજયસિંહ બોલ્યો.

"કેમ ? કેમ ?" કુમુદ ગભરાઇને બોલી.

"પાપીઓ પાછળ પડયા છે. આપણા પ્રાણ લેશે. અફસોસ !"

"ધર્મ કરતાં ધાડ નડે તે આનું નામ !"

'પણ કંઇ નહિ. હિંમત ધરો—આપણે એક ઝેરી નાગણનો આશરો લઇએ—'

'તે કોણ ?'

'હાલમાં વાત કરવાની ફુરસદ નથી. મારી પાછળ આવો—'

વિજયસિંહે એક બીજા ભોંયરાદ્વારા માર્ગ કાપવા માંડયો અને તે મણીના રૂમમાં આવી પહોંચ્યો. મણી એકલીજ હતી.

"મણી—" વિજય બોલ્યો.

"કોણ વિજય ? વ્હાલા—"

'મણી ! મારો જાન જોખમમાં છે—'

'શું થયું.—અને આ કોણ ? ભાભી કુમુદ !' મણી ચોંકી.

"મણી ! સાવધ થા, મને મદદ કર. જો કે આજ સુધી મેં તને તરસાવી હતી પણ ખરેખર હું તને ચાહું છું. જો તું મને ખરેખર ચાહતી હોય તો મને મદદ કર—"

"શી રીતે ?" મણી બોલી.

"તારો ચુનીલાલ આ નિર્દોષ બાલાપર બળાત્કાર કરવા જતો હતો તેવામાં મેં આ ગુપ્ત પોષાક પહેરી તેને બચાવી અને જે વખત જાય છે તેમાં તેઓ અમને પકડી રીબી રીબી મારશે. મણી ! વ્હાલી મણી ! જો તું મને ચાહતી હોય તો બચાવ !—" વિજય વિનીત સ્વરે બોલ્યો.

"ધીરજ ધર, કંઇપણ ફીકર ના કર વિજય ! તું મારા પ્રેમને સ્વીકારે છે તો હું તને મદદ કરીશ. આવો ભાભી ! અહીં આવો. આ મારા પલંગ નીચેના ભોંયરામાં છૂપાઇ જાવ અને વિજય ! તું ગભરા ના. તું અહીંયાંજ રહે. ચુનીલાલ આવશે તો મેં તને મારી

સારવારમાં રાખ્યો છે એમ હું જણાવીશ અને તું પણ એમજ જણાવજે—"

"જેવી તારી મરજી—"

બધાં ગુપ્ત ભોંયરાઓ ફરી વળ્યાં છતાં વિજય કે કુમુદનો પતો ન મળવાથી ચુનીલાલ અને તેના માણસો નિરાશ થયા. છાણા જેવા ધુંધવાયલા મોંએ ચુનીલાલ મણી પાસે આવ્યો ત્યાં વિજયસિંહને જોઈ તે ક્રોધથી બોલ્યો.

"વિજય ! તું ક્યાં હતો ?"

"અહીંજ હતો, સાહેબ !—" વિજય ઠંડે કલેજે બોલ્યો.

"હા, મેંજ એને અહીં મારી સારવારમાં રાખ્યો હતો—" મણી વચ્ચે બોલી.

"એમ ? ત્યારે મારો ભ્રમ ખોટો છે ?—"

"શાનો ભ્રમ ? શું થયું હતું ?" જાણે કંઈ જાણતોજ ન હોય તેમ વિજયે પૂછ્યું.

"કંઈ નહિ, સહેજ—"

વિજયે વિશેષ કાંઇ પૂછ્યું નહિ. ચુનીલાલે બીજા ઓરડામાં પોતાના સર્વે મળત્યાઓને બોલાવ્યા.

"જાલિમસિંહ ! હવે શું કરવું ? કોઇ આવ્યું અને આપણા ગુપ્ત માર્ગો જોઇ ગયું. હવે આપણે આ સ્થળ બદલવું જોઇએ."

"હા, મારો પણ એવોજ વિચાર છે."

"થોડા દિવસ આ ધંધો બંધ રાખો. છએક માસ આપણે સહેલ માટે ઉપડી જઈએ."

"ઘણો ઉત્તમ વિચાર."

મણીને મુસાફરીએ જવાની વાત ચુનીલાલે કહી પણ તે તેણે તે માન્ય રાખી નહિ.

'પણ અહીં રહેવામાં જોખમ છે.'

'આપણાં આ ગુપ્ત સ્થાનને કોઈ પાપી જોઇ સલામત છ-ટકી ગયો છે—"

'તેથી શું થયું ?'

'શું થયું ? તે પોલીસને જાહેર કરશે તો આપણા બાર વાગી જશે—"

'તમે કહેતા હતા ને કે પોલીસ મારા બુટ સાફ કરે છે. કેમ ! હવે પોલીસથી ડરો છો ખરા કે ?' મણીએ તુચ્છકારથી ટકોર કરી.

'મણી ! આ વખત મશ્કરીનો નથી. તારે આવવુંજ પડશે.'

'મારાથી તે નહિ બનશે—મારી તબીયત સીક છે."

'તે બ્હારગામ સારી થશે—તારે આવવુંજ પડશે.'

'તે કદી નહિ બનશે—'

'કેમ ?'

'મારા મગજનો ફાંટો—'

'એ ફાંટાબાજ ! તું એમ ન સમજતી કે મારી મદદથી જેમ તું પ્રમાદપર વેર લઇ શકી તેમ મારાપર લઇ શકશે."

"વ્હાલા ! હું ક્યાં આપનાપર વેર લેવા માગું છું ? એમ શું બોલો છો ?" ચુનીલાલના ગળાની આસપાસ પોતાના હાથો નાંખતાં મણી બોલી.

"મને અહીં કોઇ પણ છેડી શકનાર નથી. હું સર્વેને પૂરી પડું એમ છું."

"એમ ?"

"હા, માત્ર થોડાજ માણસો બહારગામ જાવ—વિજયસિંહને અહીં રાખી જાવ."

"વારૂ, પણ તું જાણે ! વિજયસિંહ ! હું મારી આખી ટોળી તમારી મદદ માટે અહીં રાખું છું. માત્ર હુંજ બહારગામ ઉપડી જાઉં છું. સંભાળજો ! મારા નામ પર પાણી ન ફેરવતા."

'ફીકર નહિ, સાહેબ !" વિજયસિંહ બોલ્યો.

'બીજા મરે યા જીવે. મને મારો જીવ બચાવવા દેને—' ચુનીલાલ મનમાં બબડયો અને તે સર્વેને ઘટતી સૂચના આપી બહારગામ ઉપડી ગયો.

## પ્રકરણ ૩૮ મું. નીચ કાવત્રું.

રસીકલાલ દરીયામાં ડુબી જવાથી તથા શ્રીકાંતના મરણથી હવે સરલાને દીલાસો દેનાર ગીરધરલાલજ રહ્યો. તે દયાળુ પુરૂષ પોતાની ભાણેજને પોતાની પુત્રી જેવીજ ગણતો અને તેને કોઇપણ વાતે ઓછું આવવા દેતો નહિ. હવે સુન્દરલાલે તેને પોતાના તરફ આકર્ષવા માટે કોશેષ કરવા માંડી પણ તે સારી રીતે જાણતો હતો કે સરલા તેની માગણીને વશ થાય એવી નહોતી. તેનો અનુભવ તેને આગળ મળી ચુકયો હતો અને તેથી હવે તેણે સાધુનો સાલ્લો ઓઢી શયતાનનું કામ કરવાનું પસંદ કર્યું હતું. તે બહારથી જાણે સુધરી ગયો હોય એવો ડોળ ઘાલતો હતો અને ગુપ્ત રીતે સરલાને કોઈ એવા સ્થાન પર લઈ જવાની જાળ ગુંથતો હતો કે જ્યાં તે પોતાની પાપી ઇચ્છા પૂરી કરી શકે.

ઉપર કહ્યું તેમ સરલાને દીલાસો દેનાર હવે ફક્ત તેનો મામો ગીરધરલાલજ હતો અને તેથી સુંદરલાલે ગીરધરલાલને પોતાના માર્ગમાંથી દૂર કરવાનો વિચાર કર્યો. આપણે જાણીએ છીએ કે ગીરધરલાલની પત્ની કમળા સુન્દરલાલની અંકશાયિની હતી અને તેથી તેણે કમળાને પોતાના કામમાં હથીઆર બનાવવાનો વિચાર કર્યો.

તેણે એક દિવસ કમળાને એકાંતમાં બોલાવી કહ્યું.

'વ્હાલી! આમ આપણે ચોરી છુપીથી કેટલા દિવસ અને કયાં સુધી મળ્યા કરીએ? એમાં ઘણુંજ જોખમ સમાયલાં છે. કોઇ દિવસ આપણામાંથી કોઇના જીવનું પણ જોખમ થશે—'

'ત્યારે વહાલા! શું ઉપાય? આપ જે પ્રમાણે કહો તે પ્રમાણે વર્તવા હું તૈયાર છું—' કમળાએ કહ્યું.

'વ્હાલી! ઉપાય સતર આનાનો છે પણ તે અમલમાં મુકાય તો—'

'તે શું વ્હાલા?'

'ઘણું જોખમનું કામ છે-જીવ સટોસટનો મામલો છે—'

‘ એટલે ? સ્પષ્ટ ખુલાસો કરોની વ્હાલા ! મારાથી શા માટે છુપાવો છો ? ”

‘ પણ કમળા ! વ્હાલી કમળા ! તું મારી ઇચ્છા પ્રમાણે વર્તીશ કે ? ’

‘ વ્હાલા ! આપને શું મારાપર શક છે ? હું આપના સોગન ખાઈ કહું છું કે આપ જેમ કહેશો તેમ કરીશ—’

‘ તો વ્હાલી સાંભળ ! આ જમાનો સુધારાનો છે અને તેથી આપણે પુનર્લગ્ન કરી સુખી થઇએ એવો મારો વિચાર છે. ’

‘ હું આપના વિચારને મળતી છું. પણ જીવતા ધણીએ કેમ પુનર્લગ્ન થાય ? ’ કમળાએ શંકા બતાવી.

“ તેનો ખુલાસો હું હમણાજ કરૂં છું. જો ! આપણી પાસે હાલમાં પુષ્કળ પૈસો છે. મને પણ વ્યાપારમાં ઘણો નફો થાય છે વળી શ્રીકાંતની દોલતનો ટ્રસ્ટી પણ હુંજ છું જેથી તેમાંથી પણ જરૂર પડયે હું ગમે તેમ ગોળા પીંડાળા વાળી શકીશ—”

‘ પણ તેથી આપણને લાભ શું ? આપણા પુનર્લગ્ન શી રીતે થઇ શકે ? ’

“ તું અધીરી ના બન. વ્હાલી ! મને પૂરતો સાંભળી લે. આ જમાનામાં પૈસો એવી વસ્તુ મનાય છે કે તે ધારે તે કરી શકે છે. પૈસાથી આ કળીકાળમાં અનેક ગુનાહો સદાને માટે કબરવાસ થયા છે અને ગુનેહગારો પૈસાને જોરે ખુશ ખુશાલ જનસમુહમાં ફરી શકે છે પણ તેનું કોઈ નામ લેતું નથી. આપણે તારા પતિનું કોઇ રીતે કાસળ કાઢી આપણા માર્ગમાંનો કાંટો દૂર કરીએ તો ?—”

“ તે શી રીતે વ્હાલા ! જલદી જણાવો ? આપની ઇચ્છાનુસાર હું જરૂર વર્તીશ—”

“ તે એમ કે ગીરધરલાલ જ્યારે નિદ્રાવશ હોય ત્યારે કલોરોફોર્મથી તેને બેભાન કરવો—કલોરોફોર્મ વધુ પ્રમાણમાં દમમાં જવાથી એનું મોત થશે.”

" પણ ડાકટરી તપાસથી માલુમ પડી આવ્યું તો ?" કમળાએ ભય બતાવ્યો.

" તું સાંભળ તો ખરી ! ડોકટરને વશ કરવો એમાં તે શું મોટી વાત છે ? એક એમ. ડી. મારો ફ્રેન્ડ છે. આપણીજ ટાઈપનો માણસ છે. તે આપણું કામ પાર પાડશે—"

" વ્હાલા ! તમારી આ ગોઠવણુથી હું ઘણીજ રાજી થઈ છું. જાવ, આપ સત્વર જાવ અને સર્વ બંદોબસ્ત કરી મૂકો. આજે રાતેજ આપણા રસ્તામાંના એ કાંટાને આપણે દૂર કરીશું—"

' વારૂ વ્હાલી ! હું સર્વ બંદોબસ્ત કરી મુકું છું. તને તારી કીમત માટે શાબાશી આપું છું.' એમ કહી કમળાને એક ચુંબન કરી સુન્દરલાલ ત્યાંથી પોતાના એક પરિચિત ડૉક્ટર આન્ટોનીઓ એમ. ડી. ને ત્યાં ગયો.

' અહ્લો મી. સુન્દરલાલ ! પધારો, પધારો ?' આન્ટોનીઓએ સુંદરલાલને આવકાર આપતાં અંગ્રેજીમાં કહ્યું.

' કંઈ આજે સેવકને યાદ કર્યો ?—'

" તમારૂં ઘણુંજ અગત્યનું કામ છે—ડૉક્ટર !—" સુન્દરલાલ બોલ્યો.

' આપનો આ સેવક તે બજાવવા તૈયાર છે.'

' કામ ઘણું વિકટ છે ?'

ડૉક્ટર કંઈક સમજ્યો કારણ તે લાંચીઆ ડૉક્ટર પાસે એવા ઘણા કેસો આજ સુધીમાં આવી ગયા હતા.

' ઘણી ખુશીથી જણાવો. હું તમને મારી બનતી મદદ આપીશ—'

' ડૉક્ટર ! તમારા હાથ હેઠળ એવા ઘણા કેસીઝ આજ સુધીમાં આવી ગયા હશે, મારૂં કામ એવું છે કે જેથી જો જરા પણ ચૂક થાય તો મારા ગળાપરજ છરી ફરી વળે. હવે કહો—ડૉક્ટર ! તમે મને મદદ કરશો ? મારૂં કામ બજાવશો તો તમારી મહેનત બદલ તમને હું ૫૦૦૦ રૂપીઆ આપીશ—'

" કબૂલ છે–"

" જુઓ, આજે રાત્રે એક સખસનું કલોરોફાર્મથી ખૂન થશે– તેને માટે તમારે ઉંઘમાં હાર્ટફેલ થવાથી મરણ નીપજવાના અભી-પ્રાયનું સર્ટીફીકેટ ચીતરવાનું છે. બસ આટલુંજ. તે માટે તમને પાંચ હજાર રૂપીઆ મારા તરફથી મળશે. "

' ઑલ રાઈટ, હું તે ઘણી ખુશીથી બજાવીશ—'

સુન્દરલાલ હર્ષઘેલો થઈ ડૉકટરને નોટનું બંડલ આપી ચાલતો થયો.

* * * *

મધરાતનો સમય હતો.

ગીરધરલાલ પોતાના રૂમમાં નિદ્રાને આધીન થઈ પડયો હતો. તેની પત્ની જાગતી પડી હતી. તે ગૂપચૂપ ઉઠી અને પોતાના કામ-પર મંડી. તેણે કલોરોફાર્મથી ભીંજવેલો એક મોટો રુવાલ પોતાના પતિના મોપર મૂકયો અને તેની અસરથી ગીરધરલાલ–મીઠી ઉંઘમાં પડેલો ગીરધરલાલ, સદાની શાંત નિદ્રાને થોડીવાર પછી આધિન થઇ ગયો.

કમળાએ પોતાના પતિનું ખૂન કરતાં સારાસારનો જરા પણ વિચાર કર્યો નહિ. જ્યારે તેને પોતાના પતિના મરણ માટે ખાત્રી થઈ ત્યારે તેણે સુંદરલાલને ગુપચુપ બોલાવી મગાવ્યો અને તે ડૉકટ-રને બોલાવવા ચાલ્યો ગયો. ડૉકટર આન્ટોનીઓ સઘળું આગળથી જાણતો હોવાથી તેણે કંઇ પણ તપાસ કર્યાવિના કલોરોફાર્મની વાસ આખા રૂમમાં પસરી ગયેલી હોવાથી બારીબારણાં ખુલ્લાં કરી નાંખ-વાની પ્રથમ સૂચના કરી.

આ વખતે લગભગ ત્રણ વાગેલા હતા. ડૉકટરે હવે સર્વેને વાત જાહેર કરવાની રજા આપી અને કમળા મોટે મોટે પોક મુકી રડવા લાગી. રૂદનનો અવાજ સાંભળી સરલા તથા નોકર ચાકર જાગી ઉઠયા અને ગીરધરલાલ જે રૂમમાં પડયો હતો ત્યાં જઇ પહોંચ્યા.

"શું છે મામી ? કેમ રડો છો ?—"

"ઓ બે'ન ! દુઃખની શું વાત કહું ? તારા મામાએ ઓ-ચીંતો દગો દીધો ! મને છોડી એઓ ચાલી ગયા—હાય !–' કહી તે છાતી માથું કુટવા લાગી.

કમળા એવા ઢોંગ કરતી હતી કે તેના પર કોઇને ઝાંખો શક પણ ગયો નહિ.

'રાતના સુવા જતી વેળા તો મારા મામા તદ્દન સાજા હતા—'

'હા, ડૉક્ટર કહે છે કે એમનું હાર્ટ ઉંઘમાં એકાએક બંધ પડી જવાથી મોત નીપજ્યું હતું—'

'મારા મામા ક્યારે મરણ પામ્યા ? એક તંદુરસ્ત આદમી એકાએક કેમ મરણ પામે ? એ કેમ માનવામાં આવે ? એમાં કંઇ પણ કાળું ધોળું હોવું જોઇએ—' સરલા દમામથી બોલી.

'ઓ સરલા ! આ તું શું બોલે છે ? મારા દુઃખના વખતમાં મને દુઃખપર કેમ ડામ દે છે ? ઓ ડૉક્ટર ! આને સમજાવોરે— એ તો વળી મનેજ બદનામ કરવા નીકળી—" તે રડતાં રડતાં બોલી.

'બાનુ ! તમે મારૂં તથા મીસીસ કમળાગૌરીનું અપમાન કરો છો. હું એક એમ. ડી. છું. મેં મરનારને બરાબર તપાસ્યા છે અને તેમનું મોત ઉંઘમાં એકાએક હાર્ટબંધ પડી જવાથી નીપજ્યું છે તે માટે હું ખાત્રી આપું છું–તે માટે હું મારી સહી સાથનું સર્ટીફીકેટ આપું છું' એમ કહી ડૉકટરે એક સર્ટીફીકેટ ચીતરી કમળાના હાથમાં આપ્યું. હવે કમળાને વધુ હીમત આવી. એક એમ. ડી. નું તેની પાસે સર્ટીફીકેટ હતું.

'શક જેવું કંઇજ નથી. સરલા બહેન ! ડૉકટર મારા પરમ મિત્ર છે.' સુન્દરલાલ અત્યાર સુધી મુંગો ઉભો હતો તે બોલ્યો.

ગરીબ બિચારી સરલા ! હવે તેનું શું ચાલી શકે ? ડૉકટરના રૂઆબથી તે બિચારી ઝંખવાણી પડી ગઇ.

'જેમ હશે તેમ–કરશે તેવું ભોગવશે–હવે તો કુદરતનેજ પો-

તાનો રસ્તો લેવા દેવામાં ફાયદો છે—' તેણે વિચાર કર્યો. અને તે પોતાના વ્હાલા મામાના શબ પાસે રૂદન કરતી બેઠી. કમળા જે આટલીવાર બેહદ રૂદન કરી ખાલી ઢોંગ કરતી હતી તે સરલાને પોતાની પાસે જોઇ વધુ અને વધુ છાતી માથું કુટવા લાગી.

'લાસને જેમ બને તેમ જલદી ઠેકાણે પાડજો–' ડૉકટરે જતાં જતાં સુંદરલાલના કાનમાં ફુંક મારી. સવાર નહિ પડયું એટલામાં તો ગીરધરલાલની લાસને અગ્નિસંસ્કાર માટે લઇ જવામાં આવી અને એ રીતે પૈસાને જોરે એક ભયંકર ગુન્હો છૂપો રહેવા પામ્યો ! ગીરધરલાલ કુદરતી મોતે મુવો એવા સર્ટીફીકેટના ઓઠા હેઠળ પાપીઓએ તે બીચારાનું ખૂન કર્યું !

## પ્રકરણ ૩૯ મું. એક વધુ ખૂન.

સુન્દરલાલની શીખવણીથી નીચ કમળાએ પોતાના પતિનું ખૂન કર્યું અને પૈસાના જોરે તેનાપર ઢાંકપીછોડો થયો. તે બન્ને પાપી પ્રેમીઓ તથા પેલા લાંચીઆ ડૉકટર સિવાય કોઇના પણ જાણવામાં આ વાત આવી નહિ. સરલાને કંઇક શક ગયો પણ તેનું કંઇ વળે તેમ નહોતું કારણ તેની પાસે પોતાનો શક સાબીત કરવાને કંઇ પૂરાવા નહોતા. કમળા પોતાની પાસે પેલા એમ. ડી. ડૉકટરનું સર્ટીફીકેટ હોવાથી પોતાનું પાપ સદાને માટેજ દટાયલું સમજતી હતી.

કમળા એમ સમજતી હતી કે પોતાના પતિને મારી નાંખતાં તેની સાથે સુંદરલાલ પુનર્લગ્ન કરશે અને તેથી તે એક શ્રીમંત વણીકની બૈરી ગણાશે પણ તેવું કાંઇ થયું નહિ. આ નીચ કાર્ય કરાવવામાં સુંદરલાલનો હેતુ જૂદોજ હતો. તે સરલાને તદન નિરાધાર બનાવવા માગતો હતો. શ્રીકાંત, રસિકલાલ અને ગીરધરલાલ જેવા ત્રણ ત્રણ નીકટના સંબંધીઓ ખોઇ દેવાથી સરલા ખરેખર હવે તદન નિરાધારજ બની ગઇ હતી. સરલાનું આ દુનિઆમાં હવે કોઇ સગું રહ્યું નહોતું.

'કિરતાર ! તેં ગજબ કર્યો. વ્હાલા પ્રાણાધાર અકસ્માતમાં સપડાયા, પિતાજી મરણ પામ્યા અને હવે બાકી રહેલા મારા વ્હાલા મામાને પણ તેં મારા હાથમાંથી ઝુંટવી લીધા. હવે મારૂં આ દુનિઆમાં કોણ રહ્યું ? આ જીંદગી હવે ઝેર સમાન લાગે છે... હવે મારૂં મૃત્યુ કેમ થતું નથી ?" તે માથું કૂટતી બોલી.

બીજી બાજુ કમળા સુન્દરલાલને પોતા સાથે લગ્ન કરી નાખવાને દબાણ કરવા લાગી, પણ તે ક્યાં કમળાને ચાહતો હતો ? તે પાપીએ તો પોતાના શીકારને પોતાની જાળમાં ફસાવવા માટે કમળાને પોતાની કરી લીધી હતી. તેણે કમળાને બેચાર વાર ઉડાઉ કીધી પણ તે એમ સમજે તેવી નહોતી.

સુન્દરલાલ પોતાના ઘરમાં સરલાના વિચારમાં બેઠો હતો તેવામાં કમળા હળવે પગે ત્યાં દાખલ થઈ અને ગુપ્ત રીતે ચર્ચા જોવા લાગી.

"સરલા ! હવે હું તને મારી શી રીતે કરૂં ? તેં તારા પત્રમાં મારો ભયંકર તિરસ્કાર કર્યો છે–હમણાં તું મને સુધરી ગયલો માને છે પણ એમ ના સમજતી કે હું તને ભુલી ગયો છું ! સીધી રીતે તો નહિ પણ આડકતરી રીતે તો તારે મારી થવુંજ પડશે—" તે મોહાંધ બબડ્યો.

કમળાને માટે આટલા શબ્દોજ પૂરતા હતા. તેની આંખો ક્રોધથી રાતી થઇ ગઇ. સુન્દરલાલપર તેને અત્યંત તિરસ્કાર છુટયો. તે જાહેર થઈ બોલી.

"સુંદરલાલ, હવે તમારો જે વિચાર હોય તે મને જલદી જણાવી દો—"

"પણ વ્હાલી !" સુંદરલાલ એકદમ બાજી સંભાળતો બોલ્યો.

"વ્હાલી-નાહ ને વ્હાલાએ નહિ, મેં તમને પુરેપુરા પીછાની લીધા. તમે એક નીચમાં નીચ બદમાસ છો. મારો પ્યાર છોડી હવે તમે સરલાપર નજર બગાડો છો. મને તમારી જાળમાં ફસાવી મારા પતિથી વિખૂટી પાડી હવે રખડતી કરવા માગો છો—" કમળા ગુસ્સાથી બરાડી. બાજી હાથથી ગઇ.

'વ્હાલી ! હું તને વચન આપું છું કે હું તારી સાથેજ લગ્ન કરીશ—'

વકીલ સાહેબની બૈરી થવાની મહત્વાકાંક્ષા પાછી કમળાના દીલમાં જન્મ પામી.

'પણ ક્યારે ? તમે મને ક્યાં સુધી ટવળાવ્યા કરશો ?—'

'તારા પતિના મરણને થોડાક મહીનાઓ તો પસાર થવા જોઇએ. જો આપણે ઉતાવળથી લગ્ન કરી નાખીએ તો કોઇને સ્વાભાવિક શક જાય અને તેથી આપણે નાહક જંજાળમાં આવી પડીએ—'

'તમારા વચનપર વિશ્વાસ રાખી હું થોભીશ પણ સરલાનું શું ? એને હવે તમે કયા ચુલામાં નાખવા માગો છો ?—'

'તને એ વળી કોણે કહ્યું વ્હાલી ! એ તો મારી બે'ન જેવી છે—'

'બસ કરો ? હવે મારી આગળ જુઠું ન બોલો ? હું સઘળું જાણું છું. હું અહીં આવી ત્યારે તમે તેનું નામ દઇને જ કંઇ બકતા હતા—'

'વ્હાલી ! મને માફ કર. હવેથી હું ફક્ત તનેજ ચાહીશ. હું તને પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે હું આજથી તારી શોકયનો ખ્યાલ છોડી દઇશ—'

"હું કેમ માનું ? તમારો શો વિશ્વાસ ? તમે મને ઠગી—ભમાવી—એક હથીઆર બનાવી મારા પતીથી મને વિખુટી પાડી પણ એમ ન સમજતા કે હવે તમે મારા હાથમાંથી સહેલાઇથી છટકી જશો ? "

" કમળા ! વ્હાલી કમળા ! નાની બાબતને શામાટે મોટું રૂપ આપે છે ? ' કમળાને મીઠા શબ્દોથી તેણે સમજાવી લીધી. વકીલ સાહેબની પટરાણી થવાની આશાએ તે સમજી. પોતાની ભારે નીરાશા વચ્ચે સુન્દરલાલે એક બીજો કાંટો પોતાના માર્ગમાં જોયો અને તેને પોતાના માર્ગમાંથી નાબુદ કરવા તે વિચાર કરવા લાગ્યો.

હાલમાં તેના પોબારજ પડયા કરતા હતા. કમળા એકાએક વિષમ જ્વરથી પટકાઇ પડી અને દવામાં ઝેર આપી તેનું ખૂન કર-

વાનો સુન્દરલાલે નિશ્ચય કર્યો. હવાનો વખત થતાં તેણે છુપી રીતે અંદર ઝેરનું પડીકું નાખ્યું. તે પેટમાં જતાંજ ઝેરની અસર કમળા પર થઇ. તે તરસથી ટળવળવા લાગી. ગળું સુકાઈ ગયું. તેના હૃદયમાં ઝેરની અસરે આગ લાગી! દીવાનાની માફક તે રૂમમાં આમ તેમ દોડવા લાગી. એક પાણીનું વાસણ હાથમાં આવતાં સઘળું પાણી પી ગઈ તેથી વેદનામાં ઘણો વધારો થયો. તે કમકમાટ ભરી રીતે ટળવળતી હતી અને "હાય-હાય-પાણી-પાણી-આગ--" એવી બૂમો માર્યા કરતી હતી.

સુન્દરલાલ તેની પાસે ગયો અને સુવાડી દેવા પ્રયત્ન કરવા લાગ્યો.

'હા-તું-તુંજ-પાપી! ખૂની! દગો! દગો!—' કમળા ગમે તેમ બકવા લાગી. સુંદરલાલ ગભરાયો અને કમળા સત્વર મરણ પામે એવી પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યો. જગતનો એવો નિયમ છે કે સારાં અને નરસાં કામો કરનારાઓ પ્રભુની પ્રાર્થના કરે છે. દેવતાઓને લાલચ આપે છે પણ પાપ કર્મ કરવામાં પ્રભુની સહાયતા માગનારા પાપીઓને મદદ મળતી હશે?

'દગાબાજ! ઓ પાપી! તેં-તેં-મા-મા-રી-જીંદગીની બ-બ-ર બાદી કરી-તેં-ઓ-ખૂન!—'

"હવે મરી જાને! રાંડ—" સુંદરલાલે પોતાના સઘળા જોરથી કમળાને બીછાનાપર પટકી. અને નીચ-પાપીણી-બેવફા-મહત્વકાંક્ષી કમળાનો આત્મા પોતાના પાપ કર્મનો બદલો મેળવવા યમરાજાના દ્વારમાં પહોંચી ગયો!!



" ઇજીપ્ત સ્ટીમરે ઉપાડી લીધેલા પેલા સખસની કંઇ ખબર ! ભાઈ ! " સરલાએ સુંદરલાલને પૂછ્યું.

'બેન ! હજી તે સખસ પૂરતી શુદ્ધિમાં નથી. તબીયત ઘણી માઠી હોવાથી તેને વધુ ખુલાસો પૂછવાની ડૉકટરની મનાઇ છે. આવતા શુક્રવારે તો તે મુંબઇના બારામાં આવી પહોંચશે.' મદનચંદ્રે જવાબ આપ્યો.

'ઈશ્વર કરે ને તે મારા વ્હાલા પતિ હોય !—'

'અસ્તુ !—'

બે દિવસ પસાર થતાં કંઈ વાર લાગે છે ? શુક્રવાર પણ આવ્યો. સુંદરલાલ અને સરલા મુંબઇ આવ્યાં. સુન્દરલાલ સ્ટીમર ઇજીપ્તપર ગયો અને તેણે કેપ્ટનને પેલા સખસને મળવા માટે વિનંતી કરી. તેને હૉસ્પીટલમાં મોકલવામાં આવ્યો છે એવી કેપ્ટને ખબર આપી. સુંદરલાલ સીધો હૉસ્પીટલમાં ગયો. તેને એક 'વૉર્ડ' માં લઇ જવામાં આવ્યો. ત્યાં સ્ટીમરે ઉપાડી લીધેલો સખસ એક બીછાનાપર પડેલો હતો. સુન્દરલાલે ત્યાં જઇને શું જોયું ? વાંચનાર ! તે રસિકલાલજ હતો.

સુન્દરલાલ તો તેને જોતાંજ પુણી જેવો સફેદ થઇ ગયો, પણ હવે તે કરે શું ? લાચાર ! હવે તો તેની સારવાર કરવામાં તથા તેને પોતાને ત્યાં લઇ જઈ ભલાઇ કરવામાંજ સાર છે એમ તે માનવા લાગ્યો અને તે રસિકલાલને ઘણીજ સંભાળથી પોતાને ઉતારે લઈ ગયો. સરલા તો પ્રિયતમને જોતાંજ હર્ષઘેલી થઈ ગઇ.

આનન્દપૂર્ણ હૃદયે ત્રણે જણ પાછાં રમ્યનગર આવ્યાં. સુન્દરલાલ હમણાંજ પોતાના માર્ગને નિષ્કંટક બનાવી રહ્યો હતો એટલામાં રસિકલાલ જીવતો પાછો ફરવાથી પુનઃ તે મુઝાયો; પણ તે

એમ ડરી જાય તેવો નહોતો. તેનું હૃદય મનુષ્યનું નહિ પણ રાક્ષસનું હતું.

તેણે એક બદમાસને પૈસાનો લોભ દેખાડી સરલાને એકાએક ઉંચકી જવાનું કામ સોંપ્યું અને તે બદમાસે પૈસાના લોભે તે સ્વીકાર્યું.

રસિકલાલ અને સુંદરલાલ કારખાનામાં ગયા હતા અને સરલા પોતાના નાના પણ રમણીય બાગમાં બેસી કંઈ ગુંથતી હતી.

તે બાગના રમણીય છોડવાઓની ઘટામાં એક કાળો પોષાક પહેરેલો આદમી ભરાતો છુપાતો તેની ચર્ચા જોતો હતો. તે હવે બહાર આવ્યો અને ક્લોરોફાર્મથી તેને બેભાન કરી તૈયાર કરેલી ગાડીમાં નાંખી એક ઉજડ સ્તાપરના એક ઘરમાં લઇ ગયો. સરલા પાછી સંકટમાં આવી પડી.

સરલા પાપીની જાગમાં આ વખતે આબાદ ફરી પડી. તે જ્યારે એક એકાંત સ્થળમાંના એક ભેદી ઘરમાં જઇ પડી હતી ત્યારે તેના પતિને તો એ બાબતનો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. તે બિચારો તો જ્યારે પોતાની પત્નીનું હરણ થયું ત્યારે પોતાના કારખાનામાં હતો.

સાંજના કારખાનેથી ઘેર આવતાં સરલાને ન જોવાથી ઉભય ગભરાયા. ઘણી શોધ કરી પણ સરલાનો પત્તો મળ્યો નહિ સુન્દરલાલ જો કે સઘળું જાણતો હતો છતાં રસિકને બતાવવા તે પણ જાણે આ બનાવથી આકુળ વ્યાકુળ થયો હોય તેવો દેખાવા લાગ્યો. પોતાની વ્હાલી પત્નીના ગુમ થઇ જવાથી રસિક તો ગ્રમ જેવો જ થઇ ગયો.

'પ્રભુ ! આ તું શું કરવા બેઠો છે ? સ્ટીમરની હોનારતમાંથી બચાવ્યો ત્યારે આ બીજું સંકટ માથે આવી ઉભું રહ્યું—'

'ભાઈ ધીરજ ધરો—આપણે તપાસ કરીશું. હશે; ક્યાં ગયાં હશે ? કોઇ સંબંધીને કદાપી મળવા ગયાં હશે ?—' સુંદરલાલ બોલ્યો.

'ભાઇ! શું ધીરજ ધરૂં ? પરમાત્માએ મારૂં રત્ન લૂંટી લીધું ! હાય !" રસિક રડી પડયો.

સાત આઠ, નવ, દશ, અગીઆર, બાર ને એક વાગી ગયો પણ સરલાનો પત્તો મળ્યો નહિ.

બીજે દિવસે પોલીસને ખબર આપવામાં આવી અને બાહોશ ડીટેકટીવોને આ પ્રપંચ શોધી કાઢવા રોકવામાં આવ્યા.

'વ્હાલી ! તું કયાં ગઈ? મને છોડી જવાનું તને કેમ ગમ્યું ? હાય ! ઓ વિધિ ! તેં આ શો જુલમ કર્યો ?' રસિકલાલ વ્હાલીની મનમોહક છબી હાથમાં લઇ રૂદન કરતો બોલ્યો. સુન્દરલાલ તેની પાસે બેસી તેને આશ્વાસન આપતો હતો.

"હાય ! મારૂં સર્વ સુખ લૂંટાઈ ગયું ! ઇશ્વરે મને રત્ન આપ્યું પણ પાછું ઝુંટવી લીધું ! હાય !" આ પળે તેની નજર એક પત્ર-પર પડતાં તે ચોંકયો. તે તેની વ્હાલી પ્રીયાના અક્ષર હતા. તેના ઉપર રસિકલાલનું નામ લખેલું હતું. અક્ષર સરલાનાજ હોવાથી રસિકલાલ તે લેવા દોડયો અને અધીરા મને તે વાંચવા લાગ્યો.

"રસિકલાલ !

એક પ્રેમાળ પતિ તરીકે મારી સાથે વર્તી મને સુખી કરવામાં તમે નિષ્ફળ નીવડયા છો અને તેથી જે આંધળા પ્યારથી હું તમને ચાહતી હતી તે દિવસો હવે વહી ગયા છે. હું તમને ધિક્કારૂં છું. તમે મને તમારી પત્ની તરીકે જે સુખ આપવું જોઇએ તે આપ્યું નથી, અને તેથી હું મારી રાજીખુશીથી તમારા જેવા બેકદર પતિને છોડી મારા મન માનીતા સાથે મારી મરજી પડે ત્યાં ચાલી જાઉં છું. મારી તપાસ કરશો નહિ, તપાસ કરશો તો ફોકટ જશે અને કદાપી અમે પકડાઇશું ને તમે અમારા પર નાસી જવાનો ચાર્જ મુકશો તો હું તમારા જેવા પતિથી છુટા છેડા મેળવવાની કોર્ટને અરજ કહીશ. લંબાણ કરવામાં સાર નથી, આટલેથીજ સમજી જજો. આજથી આપણો પ્રેમ સદાને માટે નષ્ટ થાય છે.

લી. સરલા."

ઉપલો પત્ર વાંચતાંજ રસિકને નખથી માથા સુધી ક્રોધની જ્વાળા વ્યાપી રહી. તે ક્રોધથી લાલચોળ બની ગયો.

' એ કાળીનાગણ ! આખરે તેં તારી જાત બતાવી ? "

' કેમ ? કેમ ? ભાઇ શું છે ?' સુન્દરલાલે અજાણ્યા થઇ પૂછ્યું.

" ભાઇ ! હું ફસાયો—મેં ઠોકર ખાધી—નારીજાતિના મોહમાં આંધળો બની હું છેતરાયો ! મેં જેને અમૃત માન્યું તે હળાહળ વિષ નીકળ્યું ! જેને મેં રત્ન ગણ્યું તે કાચનો ટુકડો નીકળ્યો, જેને હું કંચન ગણતો હતો તે કથીર નીવડયું—અફસોસ ! "

" પણ છે શું ? "

' જુઓ—વાંચો—' કહી તેણે તે પત્ર સુન્દરલાલના હાથમાં મુકયો.

' આશ્ચર્યજનક ! ભાઇ ! પણ મારી સંપૂર્ણ ખાત્રી છે કે સરલા બહેન કદી પણ આવું પાપી પગલું ભરે નહિ, એ કોઇ ભયંકર પ્રપંચ હોવો જોઇએ—' સુંદરલાલે બચાવ કીધો. ' એ બાબતમાં ઘટતી તપાસ થવી જોઇએ—'

' મારે હવે તપાસ કરવી નથી. મારી સંપૂર્ણ ખાત્રી થઈ ગઇ છે કે એ પાપીણી કોઇ પરપુરૂષ સાથે નાશીજ ગઇ. કારણ કે આ તેના પોતાનાજ હસ્તાક્ષર તેની ખુલ્લી સાક્ષી પુરે છે. આહા ! એ ઝેરી નાગણ મને ડંખી—જેને મેં અમૃત માન્યું એ હળાહળ નીકળ્યું—' રસિક બોલ્યો.

બસ થઇ ચુકયું ! પાપીની પ્રપંચ જાળમાં પ્રેમીઓ સહેલાઇથી સપડાયાં.

---

## પ્રકરણ ૪૧ મું.— સરલાપર જુલમ.

સરલાને તે બંગલામાંના એક ઓરડામાં એક સુશોભીત કોચપર સુવાડવામાં આવી. કલોરોફાર્મનું ઘેન ઉતરતાં તેણે પોતાને એક અજાણ્યા ઘરમાં જોઇ, તે ચોંકી અને પોતાની સારવારમાં બેઠેલી એક ડોસીને પૂછવા લાગી.

'તમે કોણ છો? મને અહીંઆ કોણ લાવ્યું? મારા પતિ ક્યાં છે? મારો બંગલો ક્યાં છે? આ શું ઘોટાળો છે?' તેણે ગભરાઇને ઉપરાચાપરી એક કરતાં વધુ સવાલો પુછી કાઢયા. પણ પેલી ડોસી તેને શાંત કરવા ઠંડે કલેજે બોલી.

'દીકરી! ગભરા ના? અહીંઆ તું નિર્ભય સ્થાને છે. તારો વાંકો વાળ પણ કોઇ કરી શકશે નહિ—'

"પણ મને અહીં લાવ્યું કોણ? મને અત્રે લાવવાનું કારણ શું? અત્યાર સુધી મને બેભાન કોણે અને શા માટે કીધી હતી?–" તે ગુસ્સાથી બોલી.

'દીકરી! એમ ગુસ્સે ન બન–તું અહીં સુખી થશે.'

"તમારા સુખને જહાનમમાં નાખો–મને જણાવી દો કે આ કોનો પ્રપંચ છે? કયા પાપીએ આ ભયંકર કાવત્રુ રચી મને આ સ્થળે આણી છે? કોણે મને મારા વ્હાલા પતિથી જુદી પાડી છે? વ્હાલા પ્રાણનાથ! વિધિ આપણને સાથે રહેલા જોઇ શકતોજ નથી! હાય! વ્હાલા! આપ સુભાગ્યે હોનારતમાંથી બચ્યા, તે સર્વશક્તિમાને મારા સૌભાગ્ય તરફ નજર કરી ત્યારે હું કોઇ નીચ પાપીની જાળમાં ફસી આ ભયાનક સ્થળમાં આવી પડી—હાય!–' સરલા અત્રે પોક મુકી રડી પડી. પેલી ડોસીએ તેને શાંત કરવાની ઘણી કોશેષ કરી પણ વ્યર્થ! ડોસીએ તેને ઘણી લાલચ દેખાડી અને શાંત થવા કહ્યું પણ વ્યર્થ!

"જો તું શાંત થશે અને અહીં ખુશીથી રહેશે તો નહિ ભોગવેલી મોજો તું ભોગવશે."

'આગ લાગો એવી મોજને! ધીક્કાર પડો એવા વૈભવપર! પાપીણી! જીંદગીની સાંજે પણ હજી તું તારા પાપી કામો છોડતી નથી? જીંદગીના અંતની નજદીક આવ્યા છતાં પણ તું પરમાત્માને પીછાનતી નથી? તારી જીંદગી થોડા વખતમાં પૂરી થશે તેટલા અરસામાં પરમાત્માને યાદ કરી તારી જીંદગીની કંઇક સાર્થકતા કરી લે? હજી

પણ તારા હાથમાં વખત છે તે દયાળુ દેવ હજુ પણ તને માફ કરશે તે દયાનો સાગર છે—કૃપાનો ભંડાર છે! તેને શરણે જા! તારી પાપી દેહ તેના સ્મરણથી પવિત્ર થશે—" સરલાએ તે વિપથગામી બુઢ્ઢીને શિખામણ આપી. સરલાની શીખામણ તે ડોસીને રૂચી નહિ. તે ગુસ્સેથી બોલી,

"તારૂં શીખામણ શાસ્ત્ર હવે તારી પાસે રહેવા દે—"

"પાપીણી ! મને જણાવ કે અહીં મને કોણ લાવ્યું ? હું બીજું કંઇ જાણવા માગતી નથી—"

'તે તને આપમેળે જણાશે. સીધી સીધી અહીંયાં પડી રહે. અમારી સાથે સીધી રીતે વર્તી અમારી ઇચ્છાને માન આપીશ તો સુખી થઇશ, નહિ તો સદાની દુઃખના સાગરમાં ડુબી જઇશ—' એમ કહી તે ડોસી ત્યાંથી ચાલી ગઇ.

સરલા એકલી પડી. તેના રમણીય ચક્ષુમાંથી ધોધમાર આંસુઓ તેના ગુલાબી ગાલ પર રેડાતાં હતાં.

'અફસોસ ! ઓ પરમેશ્વર ! દયા કર ! આ શું જુલમ ! ઓ ઇશ ! તું આ કેમ સહન કરે છે ? હાય ! હાય ! આ કળીકાળમાં પાપીઓના પોબાર પડે છે ! પાપીની જીત અને ધર્મીની હાર થાય છે ! આ પાપીઓ કોણ જાણે મને શું કરશે ? સુંદરલાલ પવિત્ર બન્યો ત્યારે આ કોઈ બીજો જાગ્યો ! એમાં વાંક મારી સુંદરતાનો છે ! હાય ! ઓ વિભુ ! તેં મને શા માટે સુંદર બનાવી ? શા માટે મને આકર્ષક બનાવી ? આ પાપીઓ કોણ જાણે મારા કેવા હાલ કરશે ?........ઓ વિધિ ! તારે જો મારો અંત આણવો હોય તો જલદી આણ ? ઓ યમદેવ ! તારા દુતોને જલદી મોકલી મને ઉંચકી જા, પણ મને આવી રીતે રીબાવ ના ! ઓ પ્રભુ ! દયા કર ! ' અને અવર્ણનીય શોકથી સરલા આંસુએથી ભરપુર નયને પોતાના કીસમતને શ્રાપ દેતી, પલંગ પર ઢળી પડી. બેભાન થઇ ગઈ !

થોડીકવાર નહી થઈ એટલામાં એક પુરૂષ જે ઓરડામાં સરલા બેભાન થઈ પડી હતી ત્યાં આવ્યો અને ધીમે પગલે પલંગ નજીક આવી તેનો સુંદર ચ્હેરો ટીકવા લાગ્યો.

' અહા ! શું સૌંદર્ય ? બ્રહ્મદેવે ફુરસદને વખતે ઘડી હોય એવું લાગે છે. " એમ કહી તે એક પળ તેના ખુબસુરત વદન તરફ જોઇ રહ્યો ! સરલા કંઇક શુદ્ધિમાં આવી. તેની મીંચાયલી આંખો ઉઘડી. તે પવિત્ર પતિવ્રતાની પવિત્ર આંખોએ પોતાની સામે કોઇ પાપીને ઉભેલો જોયો. દુઃખથી દીવાની બની બેભાન થઇ પડેલી સરલાને પરમાત્માએ વેળાસર સાવધ કરી. તે પુરતી જાગૃત બની સામે ઉભેલા પાપીને ધારી ધારીને જોવા લાગી. તે પવિત્ર સુંદરીએ તે પાપીને ઓળખ્યો. ઓળખતાં સાથે તે અજબ થઇ. એક ઠંડીનું લખલખું તેના શરીરમાંથી પસાર થઇ ગયું. તે પાપી સુંદરલાલ હતો ! જેને સરલા નિર્દોષ અને પવિત્ર ધારતી હતી, અને પોતાના આગલા દુશ્મનને તદ્દન સુધરી ગયલો ધારતી હતી. તેજ પાપી આટલા લાંબા વખતે પણ પોતાનાં દીલમાંથી પાપને તીલાંજલી આપી શકયો નથી એમ જાણી સરલાને શોક થયો. તે દંપતીપર ઉપકાર કરી તેમને સુખી કરી, તેમનાં દીલ જીતી લેનાર બ્હારથી ભલા જણાતા સુન્દરલાલને સરલા હવે એક શયતાન તરીકે પીછાની શકી. તે પાપીને જોતાંજ તે ગુસ્સાથી લાલચોળ બની ગઇ. તેની આંખોમાંથી આગના ગોટેગોટા નીકળવા લાગ્યા.

" સુન્દરલાલ ! તમે અહિં શા માટે આવ્યા ? શું તમે મને આ સ્થળે કેદ કરાવી છે ? "

" સરલા ! તારા સૌંદર્ય પર હું એવો આંધળો બન્યો છું કે હું તારે માટે મરી જવાને પણ તૈયાર છું. મારાપર દયા કર—" તે કરૂણ સ્વરે બોલ્યો.

' ભાઈ ! તમારી સ્થિતિ ખરે દયાજનક છે પણ તમે જાણો છો કે આપણી વચ્ચે કદી પણ પ્રેમ બાઝી શકનાર નથી ? '

'કારણ ?—'

'કારણ કે પ્રેમ કાવાદાવાથી, જબરજસ્તીથી કે બળાત્કારથી ઉત્પન્ન થઇ શકતો જ નથી." સરલા બોલી.

'એવા વિચારો ધર્માંધોનેજ મુબારક હો! આ સુધરેલા જમાનામાં સર્વ બની શકે છે. સ્ત્રી પુરુષ ચાહે એવી છુટ ભોગવી શકે છે—'

'તમારા એવા વિચારો તમને મુબારક હો! જાવ તમારૂં અહીંથી કાળુ કરો—'

'સરલા! હવે તારી હઠ ચાલવાની નથી. હવે તો મારે તાબે થઇ આ મહેલમાં રહી સુખી થા!'

'કુલાંગાર! હજી પણ તું જેવો ને તેવો જ રહ્યો? પાપી! વિચાર કર, એક દિવસ પરમાત્માના દરબારમાં તારા પાપ કર્મોની તપાસ ચાલનાર છે—તને ત્યાં તારાં નીચ કામોની પૂરી સજા થનાર છે—'

"એ સૌ કહેવાની વાત છે-ધર્માંધોના મગજના જૂઠા વાહીયાત વહેમ છે. દુનિઆમાં પરમેશ્વર છે જ નહિ. કોણ જોઇ આવ્યું છે કે મુઆ પછી માણસનું શું થાય છે? આ દુનિઆમાં પુરૂષાર્થજ સર્વશક્તિવાન છે. પુરૂષાર્થથી ગજરાજ વશ થાય છે, મોટી મોટી સલતનતનો તાબે કરાય છે, અને માણુસ ધારે તે કરી શકે છે?—'

'પણ એટલો તો વિચાર કર કે તારી આ જીંદગીનું અંતીમ પરિણામ મોત છે—'

"માણુસ જો ધારે તો મોતને પણ હઠાવી શકે છે" તેણે મગરૂરી બતાવી.

"નાદાન! શું જોઇ મગરૂરી ધરે છે? દુર્યોધન, રાવણ સરખા રાજાઓ પરસ્ત્રીપર મોહ પામી ચપટીમાં ચોળાઇ ગયા તો તારા જેવો એક ક્ષુદ્ર માનવી તે શું બીસાદમાં? અનેક મહારથીઓ મોતને શરણ થયા. એક વખત ધરતીને ધ્રુજાવનારા પણ પત્થરની કબર તળે જઇ સુતા તો તું શું હીસાબમાં?" સરલા ઝનુની સ્વરે બોલી.

"હું તારી પાસે શીખામણુ માગતો નથી. સરલા ! તું મારા પ્રેમનો શું જવાબ આપે છે ?—"

'કદી ભાનુ પશ્ચિમ પ્રગટશે, ચંદ્રમા પોતાની શીતળતા બંધ કરી વન્હી વરસાવશે, સમુદ્ર મર્યાદાનું ઉલ્લંઘન કરશે, હિમાલય પર્વત પોતાની જગ્યાપરથી ખસી જશે અને એવા બીજા દરેક અસંભવીત બનાવો પણ કદાપી કાળના વહેવા સાથ બનવા પામશે તો પણ આ સરલા તારી નીચ માગણીને કદી પણ વશ થશે નહિ. કદી આ તનને કાપી ટુકડે ટુકડા કરશે, કદી મારા શરીરમાં રૂંવે રૂંવે ભાલા ભોંકી મારા શરીરને ચાળણી જેવું બનાવશે, કદી આ દેહને હીમાલયમાં ગાળી નાખશે, અગ્નિમાં બાળી નાખશે અથવા તો અનેક પ્રકારનાં મારા પર સંકટ આવશે છતાં પણ તારી નીચ વાસનાને આધીન થઇ હું મારી પવિત્રતા વેચીશ નહિ. સમજ્યો ?—"

'એમ ? હજીય તારા ભેજામાં રાઇ છે ?'

'હા, હજુ પણ આ મગજમાં રાઇ છે—'

'તું જો મને ધિઃકારીશ તો તારા પર કેવો જુલમ પડશે તેનો ખ્યાલ છે ?'

" જીંદગી કાલે ખતમ થતી હોય તો આજે થાય તેની મને દરકાર નથી. "

'તારી કોમળ દેહને દુઃખી કરતાં મને દયા આવે છે. તેથી હું તને ચોવીસ કલાકની મુદત વિચાર કરવા આપું છું. એટલામાં જો સમજીશ તો સુખી થઇશ નહિ તો પછી તારા કેવા હાલ થશે તે હું કહી શકતો નથી—'

'પાપી ! મારા તરફનો ઉત્તર નકારમાંજ છે. તારે જોઇએ તો આ જીંદગીનો અત્યારે અંત આણુ, હું તો સર્વ સહન કરીશ પણ તે પરમાત્મા નહિ સાંખશે—'

'તે તારો કહેવાતો પરમેશ્વર સાંખશે નહિ તો શું કરશે ? મને તે શું કરી શકનાર છે ?"

'નાસ્તિક ! કુલાંગાર ! તારામાં આટલો બધો અહંકાર છે તો તે પરમાત્મા થોડાજ વખતમાં તેનો નાશ કરશે—'

'મારે જોઇ લેવાશે. મને જણાવી દે કે મારા સવાલનો શું જવાબ છે ?—'

'જવાબમાં ઇનકાર !—'

'ઇનકાર ?—'

'હા, ઇનકાર !—'

'તો એ ઇનકારને એકરારના રૂપમાં ફેરવી નાખવા આ બાહુ સમર્થ છે—'

"એ તારૂં સામર્થ્ય ધુળમાં રોળાઈ જશે—તારી જાહોજલાલીનો એક પલકમાં નાશ થશે. પાપકર્મની જ્વાળાથી તારી દેહ બળીને ભસ્મીભૂત થઇ જશે—"

"હવે તારી વધુ લવારી બંધ કર, સીધી રીતે મારે તાબે થા—"

"તે તો કાળાંતરે પણ નહિ બને"

"જો સમજાવી નહિ સમજશે તો જોરજબરીથી સમજાવવી પડશે—ગોળથી મરશે નહિ તો ઝેરથી મારવાની મને ફરજ પડશે—"

"જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તો તારી વાસના કદી પણ તૃપ્ત નહિ થશે—"

"હઠીલી ! અહિં તું નિરાધાર છે—!"

"નહિ, મારો સહાયક સૃષ્ટિનો સરજનહાર છે—"

"તારો એ કહેવાતો કિરતાર શું કરે છે તે હવે થોડાજ વખતમાં માલુમ પડશે ! નાહક હઠ ન કર હાથે કરી મોતને આમંત્રણ ન કર—" સુંદરલાલ બોલ્યો.

"ખબરદાર, પાપી ! તારી પાપી વાણી બંધ કર—"

"જ્યારે નથીજ માનતી તો હવે મારે બળાત્કાર કરવો પડશે—" તે સરલાના શરીરપર ધસ્યો.

"ઓ કિરતાર ! સહાય !—"

" બોલાવ—બોલાવ—તે તારા કહેવાતા કિરતારને ! હું પણ જોવા માગું છું કે તે શું કરી શકે છે ?—" સરલાએ પરમાત્માની પ્રાર્થના કરી. પાપીએ સતીના શીયળપર ત્રાપ મારવા છલંગ મારી. શૂરવીર સિંહણ તદ્દન સાવધ હતી. તેણે બાજુમાં પડેલો એક લોખંડનો સળીઓ ઉંચકી ગુસ્સાના આવેશમાં પાપીના માથાપર એવા તો જોસથી માર્યો કે તે તે લોખંડી સળીઆના મારથી જમીનદોસ્ત થઈ ગયો. તેણે પડતી વખતે એક તીક્ષ્ણ ચીસ પાડી. તેના પડવાના ધબાકાથી બે ચાર માણસો તે રૂમમાં દોડી આવ્યા અને તેની સારવાર કરવા લાગ્યા. સરલાને કેદ પકડવામાં આવી. તેને એક ઓરડામાં પુરી તાળું મારવામાં આવ્યું અને સુંદરલાલના હુકમથી તે દિવસથી અન્નજળ આપવાનું પણ બંધ કર્યું. રાક્ષસો સરલા પર અનેક જાતના જૂલમો ગુજારવા લાગ્યા.

---

## પ્રકરણ ૪૨ મું. મણીનું મૃત્યુ.

પોતાના પાપી સ્થાનમાં કોઈ અજાણ્યો સખ્સ આવી સર્વ ગુપ્ત ઘટના જોઈ ગયો છે એવા ખ્યાલથી ચુનીલાલ રમ્યનગરથી નાસી ગયો.

મણી વિજયસિંહ નામના એક સુંદર રજપૂત યુવકને ચાહતી હતી કે જે પ્યારને લીધેજ કુમુદ તથા વિજયસિંહનો બચાવ થયો હતો.

" વ્હાલા વિજયસિંહ ! હવે મને જણાવો કે મારાં ભાભી આ સ્થળમાં કેવી રીતે આવ્યાં ?—"

" તેને તારો પાપી દીલદારજ અહીં લઇ આવ્યો હતો—"

" હેં ?—"

" હા, તેં તારા ભાઇના ઘરમાં ચોરી કરવાની આજ્ઞા કરી તે ચોરીમાં હાથ લાગેલો ખજાનો માત્ર બહેન કુમુદ !—"

" શું ? ત્યારે એ પાપી મને બેવફા નીવડયો હતો ?"

" ત્યારે નહિ કે ? એણે તને ઠગી તે કેવી ! બરાબર !—"

' એને ખબર નથી કે સામી બાજુ મણી છે ?—'

' તું એને શું કરીશ ? '

' શું કરીશ ? વિજય ! વ્હાલા વિજય ! એ વાતજ જવા દે— એ બાબત પછી થઇ રહેશે પણ પ્રથમ તું મને જણાવ કે તું મને ચાહે છે કે !—'

' ચાહું છું પણ તે એક સરતે—'

' અને તે સરત !—'

' તે એકે તારે હવે આ સ્થાનનો ત્યાગ કરવો—આ પાપી ટોળીને જાહેરમાં લાવવી—કાયદાના પંઝામાં ફસાવવી—'

' પણ તેથી તો સાથે સાથે આપણે પણ ફસી જઇશું ?—'

' તેની કંઇ હરકત નહિ—'

' એટલે ? '

' એટલે આપણે પણ આપણા પાપી કામ માટે ગુનેહગાર છીએ—'

' વિજય ! કંઇ ગાંડો તો નથી થયો ?—'

' નહિ, હું તદ્દન શાણો છું—'

' ત્યારે તું આ શું બકે છે ? '

' હું બરાબરજ કહું છું. આપણે સજાને લાયક છીએ પણ હમણાં એ વાત જવા દે. આપણે પ્રથમ બહેન કુમુદને ઘેર પહોંચાડીએ-"

' હં, તેને બહાર તો કાઢ—'

કુમુદને ભોંયરામાંથી બહાર કાઢી. પવિત્ર કુમુદ મણી તરફ ધિક્કારની નજરે જોતી હતી.

' ભાભી ! તમે અહીંઆં શી રીતે આવ્યાં ? ખુશીથી કે ? મોજ મારવા કે ? ' મણીએ મશ્કરી શરૂ કરી.

' સઘળી સ્ત્રીઓને તમે તમારા જેવા અપવિત્ર ગણો છો કે ? મણી બહેન ! તમે તમારા કુળની કીર્તિને ડાઘ લગાડયો—" મેં નથી લગાડયો—" કુમુદ બોલી.

"ભાભી! જો મેં તને બચાવી હોત તો તું અને વિજય બન્ને મરી જાત–તેનો ખ્યાલ કર–મારો ઉપકાર માન—"

"તમારો ઉપકાર ખરો, પણ તેથી તમે પાપી મટી પવિત્ર નથી થઇ જતાં—"

"હજી તું મને પાપી કહે છે?–" મણી ક્રોધથી બોલી.

"પાપી તો ખરાંજ તો?"

"પાપી તો પાપી પણ લાખવાર પાપી." વિજય વચ્ચે પૂરાયો. મણી વીફરી. તે વકરાયલી વાઘણ જેવી ભયંકર બની!

"કેમ વિજય! તારૂં ભેજું ઠેકાણે છે કે? હું તને ચાહું છું તેનો આ બદલો કે? મારા પ્રેમની આવી કદર?—'

'આગ લાગો તારા જેવી સ્ત્રીના પ્રેમને! ધિક્કાર છે તારા જેવી બલાને!—"

'વિજય! વિજય! તું દીવાનો તો નથી થયો?'

'નહિ, નહિ, હું દીવાનો નથી થયો પાપીણી! ચુનીઓ અહિંથી નાસી ગયો છે. હવે આ સઘળી ટોળી મારી તાબેદાર છે–તું મારી કેદી છે–ગુલામ છે—'

'ચુપ નીમકહરામ?—'

'બદમાસ બલા! હવેજ તને તારાં પાપી કામોની સજા થશે. જે કરપીણ મોતે તેં તારા પતિને અહીં મરાવ્યો તેના કરતાં હજાર બલકે લાખ ઘણા ભયંકર મોતે હું તને મારીશ. મને તેથી પાપ નહિ લાગે. પરમાત્મા મને તેથી ગુનેહગાર નહિ ગણે. તેં ઘણી આશાભરી જીંદગીઓ કચડી નાખી છે–ઘણાઓપર તેં કીનો લઈ તેમની સુખી જીંદગીમાં ઝેર નાખ્યું છે.'

'પાપી વિજય! યાદ રાખ–સામે મણી–ઝાલીમ મણી છે–"

'તારા જેવી સ્ત્રીઓ મેં ઘણી જોઇ છે–તું પાપી છે. તને તારાં કાળાં કામોની સજા થવીજ જોઈએ."

"મારા એક હુકમ સાથેજ તું કેદ થશે! તારાં આ સઘળા

વાક્યો તારા મોમાં રહેશે !" મણી બોલી.

'ખાંડ ખા ખાંડ ! ફક્ત ઝાલિમસિંહ સિવાય સઘળા મારા પક્ષમાં છે. ઝાલિમસિંહને મેં કેદ કીધો છે. હવે હું જ આ ટોળીનો સરદાર છું–હું તને અહીંઆં ભુખ અને તરસથી રીબાવીશ અને રીબાવી રીબાવી અત્યંત કરપીણુ મોતે મારીશ—'

મણી હવે લાચાર થઈ.

'દયા–દયા–વિજય ! દયા કર—'

'દયા ! મારા દીલમાં દયા છે પણ તે તારે માટે નથી. મને પરમાત્મા પણ તારા પર દયા કરવા ના પાડે છે. તને યોગ્ય સજા થવીજ જોઇએ. જ્યારે તેં નીચ કૃત્યો કર્યાં ત્યારે તને ખ્યાલ નો'તો કે આનો બદલો કેવો મળશે ? કોઇ હાજર–" એક માણસ ત્યાં તુરત હાજર થયો.

'આ બલાને અહીંથી લઇ જાવ–એના બેઉ હાથ અને પગ કાપી એક આંખે આંધળી બનાવો."

'નહિ, નહિ, ભાઇ ! એટલા બધા ઘાતકી ન થાઓ—' કુમુદ દયા લાવી બોલી.

'બેન ! એનાં પાપી કામોની તમને માહિતી નથી. કૃપા કરી મને એ વિષે વધુ ન કહેશો. લઇ જાવ ? સત્વર મારા હુકમને અમલમાં મુકો—'

'દયા–દયા–વિજય ! દયા—' મણી કરૂણ સ્વરે બોલી.

'દયા ! તારે માટે મારા હૃદયમાં એક છાંટો પણ દયા નથી.'

'યાદ કર, મેં તને ચુનીલાલના પંઝામાંથી બચાવ્યો હતો !–'

" તેં મારી વિનવણીથી પીગળીને મને બચાવ્યો નહોતો, પણ જ્યારે મેં કુમુદ બહેનના બચાવાર્થે તારી સાથે પ્રેમની વાત કરી ત્યારે તેં મને બચાવ્યો હતો. હું પરમાત્માના કસમથી કહું છું કે તારા જેવી પાપીણીને હું પ્રથમથીજ ધીક્કારતો હતો–'

'ત્યારે શા માટે તેં પ્રેમનો ડોળ ઘાલ્યો હતો ?'

" આ વખત લાવવા માટે–પાપી ચુનીલાલને ડરાવવા તથા તારા પાપ કર્મોનો તને બદલો ચખાડવા–"

" દયા–દયા–દયા કર વિજય ! દયા કર !–"

વિજય પીગળ્યો. એક સ્રીપર જુલમ ગુજારવામાં તેને કાયરતા જણાઇ. તેણે મણીનો ચોટલો કાપી, તેને રૂપહીન બનાવી કેદ કરવાનો હુકમ કર્યો.

થોડીજવારમાં મણીનાં સુંદર વાળા કાપી નાંખી તેને કેદી હાલતમાં વિજય પાસે લાવવામાં આવી.

" હવે શો આજ્ઞા છે વિજયસિંહ ? "

" એને કેદ કરો અને ખાવાં પીવાનું આપ્યા વિના રીબાવી રીબાવી મારી નાખો. "

" ઓ વિજય ! એટલો ક્રુર ના બન–દયા–દયા.–"

" તારે તો મારી પાસે દયા માગવીજ નહિ–એને અંધારા ઓરડામાં નાખી મુકો–ચાહે મરે વા જીવે. "

મણીને એક અંધારા ઓરડામાં ભયંકર સ્થીતીમાં નાખવામાં આવી. તેને અસહ્ય દુઃખ થતું હતું ! તેનાં કાળાં કૃત્યો હવેજ તેના પાપી અંતઃકરણને ડંખતાં હતાં !

લગભગ બે ત્રણ દીવસની ભૂખની ભયંકર યાતના પછી મણી મરણ પામી.

---

## પ્રકરણ ૪૩ મું. સાત દિવસની મહેતલ.

લોખંડી સળીઓ વાગવાથી જે જખમ થયો હતો તે થોડાક દિવસની સારવાર પછી સાજો થયો. રસિક તેને ભાઇપીકે ચાહતો હતો. હજુ પણ તે સાધુના સાણામાં છુપાયલો શયતાન રસિકને સરલાની શોધ કરવા વિનવતો હતો પણ પેલા ભેદી પત્રથી રસિકને આ દુનીઆ અકારી થઈ પડી હતી. તેણે ગુસ્સાના આવેશમાં સરલા વિષે જરા પણ શોધખોળ કરી નહિ.

જખમ તદ્દન રૂઝાઇ જવા પછી તે પેલા ઘર તરફ એક દિવસ જઇ પહોંચ્યો.

સરલા એક ઓરડામાં અધમુઇ હાલતમાં પડેલી હતી. દુઃખથી તેના ગુલાબી ગાલો નિસ્તેજ બની ગયા હતા.

સુંદરલાલ તે રૂમમાં દાખલ થયો.

તે પાપીને જોઇ ચોંકી, તેણે સામે એક ઝેરી નાગને ઉભેલો જોયો.

'કેમ સરલા ! કેમ ?'

'પ્રભુ રાખે તેમ !'

'કેમ હજી પણ તારૂં ગુમાન ગયું નથી કે ? હજી પણ તારી શુદ્ધિ ઠેકાણે આવી નથી કે ?"

'પાપી ! એ તો ત્યારેજ બનશે કે જ્યારે આ પ્રાણ દેહમાંથી ઉડી જશે—' સરલા નિશ્ચલ સ્વરે બોલી.

તે તુચ્છકારથી હસ્યો.

'હં–હં–ત્યારે શું તું સતી થવા માગે છે કે ?—'

'સતી સ્ત્રીઓ પાતિવ્રત્યથી જગતમાં મશહુર થઇ હતી. તેમને પગલે ચાલી હું મારી જીંદગી સફલ કરવા ઇચ્છું છું—"

'પણ તને ખબર છે કે તેમ કરવા પહેલાં મારી સત્તાથી તારા પાતિવ્રત્યનો નાશ થશે. ચાલ, સાવધ થા ! મારી ઇચ્છાને આધીન થા–મારી પત્ની બની સુખી થા–' તે સતી તરફ ધસ્યો.

'દયા ! દયા ! પાપી દયા કર ! હું તારી પાસે દયાની યાચના કરૂં છું ! ભાઇ, મને માફ કર ! મને છોડી દે ! મને ના સતાવ ! પરમાત્મા તેથી નારાજ થાય છે ! તે સૃષ્ટિનો સરજનહાર તારા પર ખફા થશે !'

"પરમેશ્વરને હું પીછાનતો નથી—"

"નાસ્તિક ! દયા કર !"

"દયા ! દયા માગવાનું આ સ્થાન નથી. આ દીલમાંથી દયાજ ઉડી ગઇ છે."

'હાય ! અફસોસ !—'

"શા માટે અફસોસ કરે છે ! તારી સુંદરતાથી હું દીવાનો બન્યો છું—તારા પ્રેમપાન માટે તરસ્યો થયો છું—મને શાંત કર—"

"તું મારી સુંદરતા પર આંધળો થયો છે?"

"હા—"

"એમાં શું બળ્યું છે?"

"આખા સંસારનું સુખ ભર્યું છે—"

'કુલાંગાર ! જો તું આ કાળા ચોટલાપર મોહી પડયો હોય તો ચોટલો કાપી આપું ! તું આ ચળકતા ડોળા જોઇ આંધળો થયો હોય તો ડોળા કાઢી આપું ! જો તારા પાપી ડોળા આ સુંદર વદનપર લોભાયા હોય તો મોઢું કાપી આપું ! આ ભરાઉ છાતીપર મોહી પડયો હોય તો છાતી કાપી આપું ! અને આ દેહના એક એક ભાગના ટુકડે ટુકડા કરી આપવા હું તૈયાર છું. સિવાય કે પાતિવ્રત્ય ! ' સરલા રડતી રડતી બોલી.

તેનું રૂદન પત્થરની છાતીને પણ ફાડી નાખે તેવું હતું.

પાપી પણ તેથી કંઇ પીગળ્યો.

"તારી સુંદરતામાં કોઇ એવું અજબ જાદુ છે કે જેથી તારાપર સખ્તાઇ ગુજારતાં મારૂં દીલ ડંખે છે !—"

'શું તને મારાપર દયા આવે છે ?'

'હા—'

'તો તેને સાબીત કરી બતાવ—મને છોડી દે—મને મારા પીયુ ભેગી કર. હું તને વચન આપું છું કે તને હું જાહેરમાં ઉઘાડો નહિ પાડું.'

'નારી જાતીનો ભરોસો શું ? જાણી જોઇને સાપના દરમાં કોણ હાથ નાખે ?—'

'પાપી ! નારી જાતીના વચનોની તને કીમત નથી. મારાપર

વિશ્વાસ રાખ ! જો તું મને મારા પતિ ભેગી કરશે તો જીંદગી સુધી તારા પાપી કામથી કોઇ પણ માહીતગાર બનશે નહિ—'

'હું તારા બોલપર વિશ્વાસ રાખી શકતો નથી—'

'ત્યારે શું તું મને અહીંજ રાખી મુકશે ?'

'હા, જો તું અહીંથી છુટી થવા માગતી હોય તો એકજ રસ્તો છે—'

'અને તે—'

'તે તું મારી થાય તો—'

"આખર જ્યાંનો ત્યાં ! છાણનો કીડો છાણમાંજ ?"

"હું તારી પાસે જ્ઞાનના ગૌહરો માગતો નથી, પણ પ્રેમનું અમૂલ્ય અમૃત પીવા માગું છું—'

'તારી એ ઇચ્છા કદીપણ પૂરી થશે નહિ—'

'નહિ થશે ?'

'ના, નહિ થશે. આજે નહિ, કાલે નહિ, કાળાંતરે પણ નહિ–'

'તારા પર દયા આણી હું તને સાત દીવસની મુદત આપું છું, તેટલામાં વિચાર કરજે. મારી થઇશ તો ઠીક છે, નહિ તો પછી તારા આ કરતાં પણ બુરા હાલ થશે—' એમ કહી તે જોસથી બારણું ઉઘાડી ત્યાંથી ચાલી ગયો.

'ઓ ઇશ ! આ કેવો જમાનો ? પાપનો જય ને પુણ્યનો ક્ષય ?" સરલા બબડી.

---

## પ્રકરણ ૪૫ મું. ખૂની કોણ ?

"તમે હવે મને ક્યાં સુધી ટવળાવશો ? વ્હાલા ! દયા કરો–હું ગર્ભવતી છું–મારો ભાઇ જો આ વાત જાણશે તો તે મારૂં ખૂન કરશે ! દયા ! દયા ! હવે મને પરણી આપની હકદાર પરણેતર તરીકે જાહેર કરો ! નહિ તો મારી જીંદગીમાં ઝેર રેડાશે–" એક યુવાન યુવતીએ સુન્દરલાલને કહ્યું.

" વ્હાલી ! તને ખબર છે કે જ્યાંસુધી મારા પિતાશ્રી તથા પત્ની મરી જાય નહિ ત્યાં સુધી મારાથી તારી સાથે કદી પણ લગ્ન થાય એમ નથી કારણ આપણી જ્ઞાતિમાં એક જીવતી બાઇડીપર બીજી કરવાનો રીવાજ નથી–" તેણે પોતાના પીતાને જીવતો જાહેર કરી તે યુવતીને ઠગી.

" તમારા જેવા જુઠાનો સરદાર હું નથી ધારતી કે કોઇ બીજો આ દુનીઆમાં હોય !–"

' એટલે ? તું શું બકે છે ?'

' મારો ભાઇ મને કહેતો તો કે તમારા પીતા તથા પત્ની બન્ને મરણ પામ્યાં છે–જ્યારે તમે તેઓને જીવતા જાહેર કરી મને ઠગો છો ! તમને ખબર છે કે તમે મને એક ભયંકર દગો દઇ મારા કૌમાર્યનો ભંગ કરી મારી જીંદગીને પાયમાલ કરી નાખી છે. તમા-રાથી હું ગર્ભીણી થઇ છું–પાપ વધુ વખત હવે છુપુ રહેવાનું નથી માટે દયા કરો–દયા કરો—"

પોતાની લુચ્ચાઇ પકડાઈ આવી છે એવું જાણી સુંદરલાલે બાજી હાથથી ગયલી જોઇ. પણ તેને ક્યાં પાટીઆ ગોઠવતા ન્હોતા આવડતા ?

' વ્હાલી ! આજ કેટલાક દિવસ થયા હું બહારગામ ગયલો હોવાથી મને મારા પિતા તથા પત્નીના મરણની ખબર નથી—હું બહારગામથી બહારોબાર અહીંઆજ આવું છું—'

' વ્હાલા ! જો આ વાત સત્ય હોય તો હું આપની આભારી ! હશે; પણ હવે જણાવો કે આપ આ વાત કયાંસુધી છુપી રાખવા માગોછો ? આપ હવે તો જાણવા પામ્યા હશો કે તમારા પીતા તથા પત્ની મરણ પામવાથી તમે મારી સાથે ખુશીથી લગ્ન કરી શકશો—વ્હાલા ! હવે મને વચન આપો કે આપ મને કયારે પર-ણશો ? મને ગર્ભ છે–પાપ વધુ વખત છુપુ રહેશે નહિ–જો એ

વાતની મારા ભાઇને ખબર પડશે તો તમારૂં અને મારૂં ખુન કરવાને પણ તે ચૂકશે નહિ—'

'હું એ બાબત થોડાજ વખતમાં ખુલાસો કરીશ—તારે નિ-શ્ચીંત રહેવું—' એમ કહી તે, તે યુવતીને છોડી ચાલી ગયો.

અત્રે એક ખુલાસાની આવશ્યકતા છે.

સુન્દરલાલ વિષયી હોવાથી તેણે પૈસાના પ્રતાપે અનેક નિર્દોષ કુમારિકાઓને પોતાની પાપી જાળમાં ફસાવી તેમની જીંદગીની ધુળ-ધાણી કરી મેલી હતી. એવી કમનસીબોમાંની એક આ યુવતી હતી. તે આ પાપીની જાળમાં ફસી પડી હતી. તેનું સૌંદર્ય અપ્રતિમ હતું. પાપી પોતે પરણેલો છે તેથી જ્યાં સુધી તેનો બાપ જીવે છે ત્યાં સુધી તે તેને પરણી શકશે નહી એવું જણાવી તે ભોળી કુમારી-કાને તેણે છેતરી હતી. તેણે તેના બાપના મરણ પછી તેની સાથે લગ્ન કરવાનું વચન આપ્યું હતુ. તેણે ગંગાના કૌમાર્યનો ભંગ કર્યો અને હાલમાં જ્યારે આપણે તેને લગ્ન માટે કાલાવાલા કરતી જોઈ ત્યારે તે ગર્ભવતી થયેલી હોવાથી કદાપી તેનું પાપ જાહેરમાં આવે તો ગંભીર પરીણામ નીપજે એ ખ્યાલથી ધ્રુજી તે સુન્દરલાલની દયા માગતી હતી.

*　　　*　　　*　　　*

રસિકલાલની કાર્ય કુશળતાથી ફેકટરી તથા મીલ એવી ધમ-ધોકાર રીતે ચાલતાં હતાં કે તેમાંથી પુષ્કળ નફો થતો હતો અને થોડાજ વખતમાં રસિકલાલે લગભગ રૂા. ૧ લાખનો નફો કર્યો. શ્રીકાન્તની દોલત, ગીરધરલાલની મીલકત, તેની પોતાની દોલત તથા હાલમાં થતો ગંજાવર નફો વિગેરે અખુટ દોલતપર સુન્દરલાલની નજર બગડી અને તે સર્વેનો પોતે એકલો માલીક હોય એવું તે ઇચ્છવા લાગ્યો. તેણે રસિકલાલને દગો દઈ તેને પુનઃ કોડી વિનાનો કંગાળ બનાવવાનો નીશ્ચય કર્યો.

ઘણીવાર વિચાર કર્યા પછી તેના અંતઃકરણને એક કરપીણ

વિચાર સુઝ્યો. તે નિર્દોષ રસિકલાલ તથા ગંગાને બન્નેને ફસાવે એવો હોવાથી તે પાપીએ એક કાંકરે બે પક્ષી મારવાનો વિચાર કર્યો. ગંગા ગર્ભવતી હતી. તેના કૌમાર્યનો ભંગ થયો હતો. સુન્દરલાલ તેને પરણુવા તો માગતોજ નહોતો કારણ તે ઘણું ગરીબ તથા કંગાળ કુટુંબની હતી.

ગંગાના ભાઈ ધીરજલાલના મગજમાં ગંગા સાથે રસિકલાલને ખરાબ સંબંધ છે એવું ઠસાવી તેને ઉશ્કેરી રસિકને ફસાવવાનો નીચ વિચાર તેના મનમાં આવ્યો હતો. ધીરજલાલ પોતાના નામથી ઉલટાજ ગુણુ ધરાવતો હતો. ધીરજનો તેનામાં છાંટો પણુ નહોતો. તેનું મગજ ઘણુંજ નાદાન તથા કાન કાચા હતા. તે સુન્દરલાલ જાણુતો હતો.

ઉપર મુજબના પાપી ખ્યાલમાં ચકચુર બની તે ધીરજલાલને ત્યાં જવા ઉપડી ગયો પણુ તેને ત્યાં ધીરજલાલ મળ્યો નહિ. ત્યાં ગંગા એકલી હતી.

લાચારીએ તેને થોડીવાર થોભવું પડ્યું.

" વ્હાલા ! આપ અત્રે આજે શામાટે પધાર્યા ? શું આ દાસી-પર કંઈક દયા આવી ? "

' હા—વ્હાલી ! તુંજ મારૂં તનમન અને ધન છે—' સુન્દરલાલે કેહેવા માંડયું.

" તારા ભાઈની પાસે આજે હું તારી માગણી કરવા આવ્યો હતો—"

" ઓ વ્હાલા ! આપની હું કેવી આભારી !—"

" તે કયાં ગયો છે ?—"

" મને તે વિષે ખબર નથી—"

" વારૂ—હું કાલે આવીશ—"

" જેવી ઇચ્છા પ્રાણુાધાર ! પણુ હવે મોડું ના કરતા—" ગંગા બોલી.

સુંદરલાલ હા કહી ત્યાંથી ચાલી ગયો. તેનો ફેરો અફળ ગયો.

ઉપલી વાતને પાંચ છ દિવસ વીતી ગયા પણ સુંદરલાલે પોતાનું વચન પાળ્યું નહિ તેથી ગંગા ઘણી દુઃખી થઇ. તે હવે ડરથી ધ્રુજવા લાગી. તે તેના ભાઇથી અત્યંત ભય પામતી હતી.

× × × ×

" જ્યારે ગંગાની ધીરજનો અંત આવ્યો ત્યારે તેણે એકવાર પાછી પોતાના પ્રેમીની મુલાકાત લીધી અને તેને પગે પડી કાલાવાલા કર્યા પણ તે પાપીએ તેને ફોસલાવવા સિવાય બીજું કાંઇ કર્યું નહિ.

ગંગા તદ્દન નીરાશ થઇ. તે પોતાના મોતને નજીક જોવા લાગી.

" હાય ! સુંદરલાલ ! નોતી ખબર કે તું આવો કાળો નાગ નીવડશે. અફસોસ ! હવે મારે કયો રસ્તો લેવો ? આપઘાત ! હા—એજ માર્ગ ઉત્તમ છે—નહિ તો મારૂં પાપ જાહેરમાં આવતાં મારા કુળને કલંક લાગશે—મારા તરફ લોકો થૂંકશે—હાય ! ઓ ઇશ ! આવા કાળા નાગોથી મારા જેવી નાદાન બાળાઓને બચાવજે ! "

ગંગા રડી પડી.

મધરાતનો સમય હતો. સર્વત્ર શાંતી ફેલાઇ રહી હતી. પ્રહરીઓના સાવધાન સુચક શબ્દો સિવાય કાંઇપણ કર્ણગોચર થતું નહોતું.

ગંગા—પાપીના પાપ કર્મનો ભોગ થઈ પડેલી ગંગા—પોતાના ઘરમાંથી એવા શાંત સમયે બહાર પડી. તેની આંખોમાં આંસુ હતાં. હૃદય દુઃખ પુર્ણ હતું.

તેણે નદિ તરફનો રસ્તો લીધો. શુકલપક્ષની ચતુર્દશી હોવાથી ચંદ્રમાના પ્રકાશથી અંધકારનો નાશ થયો હતો.

એક વાગ્યાનો સમય થયો હતો. તેને નદિ તરફ એકલી જતી એક યુવાને જોઈ. તેને જોઈ તે ચોક્યો. તેણે તેને અગાઉ જોઇ હોય એવું તેને લાગ્યું પણ તે ક્યારે તે તે સંભારી શક્યો નહિ. થોડીકવાર ગંગા તરફ જોઇ રહેતાં તે એકલીજ માર્ગ કાપતી હતી એમ તેની

ખાત્રી થઇ અને આવી મોડી રાત્રે તે ક્યાં જતી હશે તે માટે તેના દીલમાં શંકા પેદા થઇ. તે ગુપચુપ તેની પાછળ ગયો અને તેની ચર્ચા જોવા લાગ્યો.

નદિ કિનારાપર જઈ ગંગા ઉભી થઈ અને પરમાત્માની પ્રાર્થના કરવા લાગી.

'હે ઇશ! મારૂં આ કૃત્ય ખરેખર નિંદનીય છે પણ મારે તે લાચારીએ કરવું પડે છે માટે માફ કરજે! મારા કૌમાર્યનો ભંગ કરી એ પાપીએ મારી જીંદગીની ધુળધાણી કરી નાખી–હવે હું શું કરૂં? ઓ ઇશ! મને માફ કરજે! મારા મરણથી મારા નિર્દોષ બાળકનું પણ મરણ થશે! પ્રભુ! એ બાળહત્યા માટે મને માફ કરજે. હાય! આવું છું—પ્રભુ! તારા ચરણમાં આવું છું—હું અપરાધી છું પણ મને માફ કરજે! તું ગુનેહગારોને બચાવનાર છે મારાપર દયા કરજે–હાય!—ઓ પાપી! તારે લીધે મારી આશાપૂર્ણ જીંદગી કચડાઇ જાય છે–મારૂં તથા મારા નિર્દોષ બાળકનું ખુન થાય છે–" એમ કહી તે જેવી નદિમાં કુદકો મારી પોતાનો પ્રાણ પરમાત્માને અર્પણ કરતી હતી તેવામાં પેલા યુવકે તેનો હાથ પકડી અટકાવી. પોલીસનો સીપાઈ હશે તો તેને તે ચોકીપર લઇ જશે એવા ખ્યાલથી તે ચોંકી અને પાછું ફરી જોતાં તેનો ખ્યાલ ખોટો હતો એમ તેને જણાયું.

'ભાઇ! તમે કોણ છો?'

'બેન! હું તમારો ભાઈ છું–મારાથી ગભરાશો નહિ. નિશ્ચિંતતાથી મારી સાથે ચાલો–અને તમારા દુઃખથી મને વાકેફ કરો–'

ગંગાના જીવમાં જીવ આવ્યો. તેની છાતી ધડક ધડક થતી હતી.

"ભાઇ! મારૂં વૃતાંત ઘણુંજ દુઃખદ છે–"

"મને તે જણાવો–હું તમને મદદ કરીશ–"

'ભાઇ! હું કુંવારી છું–કૌમાર અવસ્થામાં અવિચારી પગલું

ભારી મેં મારૂં કૌમાર્યવ્રત તોડયું છે—હાય !–' તે નવધાર આંસુ રેડવા લાગી.

'બ્હેન'! ધીરજ ધરો–કૃપા કરી મને જણાવો કે તમને ફસાવનાર કોણ ?"

ગંગા ચુપ રહી. થોડોક વિચાર કરી તે બોલીઃ "મને માફ કરો—આ જીવ જતાં પણ હું તેને ઉઘાડો પાડીશ નહી—મહેરબાની કરી મને આ સવાલ પુનઃ ન પૂછશો—ભાઇ ! હવે મને જણાવો કે તમે શું કરવા માગો છો ?—'

"હું તમને હાલમાં તો તમારે ઘેર જવાની સલાહ આપુંછું."

"તે તદન અશકય છે—'

"કારણ ?"

"ધારો કે કદાપી મારો ભાઈ જાગી ઉઠયો હોય અને હવે હું પાછી ઘેર જાઉં તો તે મારા કેવા હાલ કરે ? મારે માટે શું ધારે ?"

"ત્યારે તમે શું કરવા માગો છો ?"

"મને મરવાજ દો—હવે હું આ દુનીઆમાં કંઇ કામની નથી—"

'બ્હેન ! ધીરજ ધરો—એવા વિચારને તમારા મનમાંથી તીલાંજલી આપો—મને કૃપા કરી તમારી ખરાબી કરનારનું નામ જણાવો—હું તેને સમજાવીશ—અને તમને પરણવા વીનવીશ–'

'તેનું નામ હું કદીપણ આપી શકીશ નહી—'

'અફસોસ !—'

* * * *

જે સમયે ઉપલો બનાવ બન્યો ત્યારે ધીરજલાલને ત્યાં શું બન્યું તે જાણવાની આ સ્થલે જરૂર છે.

સુંદરલાલે જ્યારે ગંગાને વારંવાર ઉડાવ્યા કરી ત્યારે તેને એવો વિચાર આવ્યા વગર રહ્યો નહિ કે નબળા મનની ગંગા પોતાના ભાઈના ભય તથા આબરૂની દરકારને લીધે કદાપી આપઘાત

પણ કરે ! જો તેમ કરે તો તેનો માર્ગ સરળ થાય તેમ હતું પણ તે એવું અવિચારી પગલું ભરે તે પહેલાં તેને ઉઘાડો પાડવાની કંઇ કોશીષ કરે છે કે નહિ તે જાણવા તેણે એક છુપો જાસુસ તેની પછવાડે રોક્યો હતો. તે જાસુસની મદદથી તે જાણવા પામ્યો કે ગંગા આજે મધરાતે પોતાનું ઘર છોડી નદિ કીનારા તરફ ગઇ હતી.

હવે રસિકલાલની જરા ખબર લઇએ. સરલાને અપવિત્ર ધારતો રસિક પોતાના અશાંત મનને શાંતી મળે એવા ખ્યાલથી નદિ કીનારાપર ચાંદની રાતે જતો હતો અને નિયમ પ્રમાણે આજે એટલે ગંગાએ જે અવિચારી પગલું ભરવાનો વિચાર કર્યો તે દિવસે પણ ગયો હતો. તેણે ગંગાને એકાદવાર જોઇ હતી. પેલો યુવક કે જેણે ગંગાને આપઘાત કરતાં અટકાવી હતી તે કોઇજ નહિ પણ રસિકલાલ હતો.

જ્યારે પોતાના છુપા જાસુસ મારફતે સુંદરલાલે જાણ્યું કે ગંગા નદિ કીનારા તરફ એકલી ગઇ હતી ત્યારે તેણે એકાએક ધીરજલાલની મુલાકાત લીધી. તે મુલાકાતમાં તેણે રસિક તથા ગંગાને ખરાબ સંબંધ છે એવું ધીરજલાલના મનમાં ઠસાવ્યું અને કાચા કાનનો ધીરજલાલ પોતાની બહેનને રાતની વેળાએ પોતાના ઘરમાંથી ગયલી જોઇ ઘણોજ ઉશ્કેરાઇ ગયો. તે સુંદરલાલની વાત માનવા લાગ્યો. તેણે એક મજબુત ડાંગ પોતાના હાથમાં લીધી અને નદિ કીનારા તરફ દોડતો ચાલ્યો ગયો.

સુંદરલાલે હવે એક બીજી જાળ રચી. પોતાના એક બીજા મદદગારને તેણે છુપા પોષાકમાં હથીઆર સહીત ધીરજલાલની પાછળ મોકલ્યો.

× × × ×

હવે આપણે પાછા નદિ કિનારે આવીએ.

'બે'ન ! જો મારૂં માનો તો તમારે ઘેર પાછા જાવ—હું તમારા ભાઇને સમજાવીશ—અને તમને નાણા સંબંધી મારાથી બનતી મદદ કરીશ—'

'તમારી ઉદાર માગણી માટે ઉપકાર માનું છું—પણ હવે એમ બની શકે તેમ નથી—'

'અફસોસ ! તમારી સ્થિતીની મને ઘણી દયા આવે છે—'

ગંગાની ભારે અજાયબી તથા ભય વચ્ચે ત્યાં તેનો ભાઇ ડાંગ સહીત ઉશ્કેરાયલો આવી પહોંચ્યો. તેને જોતાંજ ગંગા તદન બેબાકળી બની ગઇ. બ્હીકથી વંટોળીઆમાં જેમ એક ઝાડનું પાંદડું હાલે તેમ તે ધ્રુજવા લાગી. રસિકલાલ પણ આ અજાણ્યા સખસને ઉશ્કેરાયલો પોતાની સામે આવી પુગેલો જોઇ ડર્યો—પણ ડરને મારી હઠાવીને બોલ્યો;

'તમે કોણ છો ?—'

'તારો બાપ ? બદમાસ ! મારી બેનની જીંદગીનું તેં સત્યાનાશ વાળ્યું—પણ તારા પાપનો ઘડો ફુટયો છે— હમણાંજ તને પરમાત્માના દ્વારમાં પહોંચાડું છું—' એમ કહી તેણે પેલી મજબુત ડાંગ રસિકપર ઉગામી પણ તેજ પળે તેનાપર એક કાળો આકાર તુટી પડયો અને ધીરજલાલના ગળાપરથી એક આબદાર હથીઆર ફરી વળ્યું— તેનું ખૂન થયું—તેજ પળે તે કાળો આકાર ત્યાંથી ગૂમ થયો—ઝપાઝપીમાં રસિકલાલને હાથ પર સહેજ જખમ થયો. તે તો આ વીજળીક વેગે બનેલા અચાનક બનાવથી આભોજ બની ગયો. ગંગા આ ત્રાસદાયક બનાવથી ત્રાસી જઈ તમર ખાઇ તુટી પડી. પોલીસ દોડી આવી અને રસિકલાલ તથા ગંગાને પોતાના તાબામાં લીધા. રસિકલાલપર ધીરજલાલના ખૂનનો આરોપ મૂકવામાં આવ્યો.

મેજીસ્ટ્રેટ આગળ તેને ખૂનના આરોપસર ઉભો કરવામાં આવ્યો.

સુંદરલાલે રસિકલાલના બચાવાર્થે બાહોશ બૅરીસ્ટરો રોકયા. કેસ સેશન્સ કમીટ થયો અને તેટલો વખત રસિકને કેદમાં પુરવામાં આવ્યો તથા ગંગાને પોલીસની દેખરેખ હેઠળ રાખવામાં આવી.

---

## પ્રકરણ ૪૫ મું. કોર્ટમાં.

સેશન્સ કોર્ટની બેઠક બેસવાને કેટલીકવાર હોવાથી રસિકલાલને કેદમાં નાખવામાં આવ્યો હતો.

'હાય ! ઓ પરમાત્મા ! તારો આ કેવો ન્યાય ? મારા જેવા નિર્દોષપર આ શો જૂલમ ?–' તે વારંવાર આવું બબડયા કરતો હતો.

દીવસો પસાર થઇ ગયા અને સેસન્સ કોર્ટની બેઠકનો દીવસ આવી પહોંચ્યો.

આરોપી રસિકલાલને આરોપીના પીંજરામાં લાવવામાં આવ્યો. તેના બચાવાથે મી૦ નીકલસન નામના એક પ્રખ્યાત બેરીસ્ટરને સુંદરલાલે રોકયો હતો. તે ઘણોજ બાહોશ હતો પણ આરોપીના બચાવ માટે એકપણ સાધન ન હોવાથી તે બાહોશ બેરીસ્ટર પણ લાચાર થયો હતો. તેણે ગંગા જેણે પોલીસ કોર્ટની તપાસ વેળા દીવાની હાલતમાં જેવી જોઇએ તેવી ખુલાસાવાર જુબાની આપેલી ન હોવાથી તેની જુબાની લઇ જો તેમાંથી કંઇ કાયદાની બારીકી મળી આવે તો તે વડે રસિકનો બચાવ કરવાનો વિચાર કર્યો હતો. રસિકલાલની તેણે કેદખાનામાં એક બેવાર મુલાકાત લીધી હતી અને ત્યાં તે નિદોષ યુવાને નીકલસનને ગંગા તથા તેની વચ્ચે ભાઈ બેન સિવાય બીજી કોઇપણ રીતનો સંબંધ નથી એમ કસમપૂર્વક જણાવેલું હોવાથી નીકલસનને કંઈક હીમત આવી હતી અને ગંગાની ઉલટપાલટ તપાસ લઇ તેના કૌમારનો ભંગ કરનારનું નામ તેને મોઢેથી કઢાવી આરોપીનો બચાવ કરવાનો બેરીસ્ટરે વિચાર કર્યો હતો.

કોર્ટનો ટાઇમ થતાં ન્યાયાધિશ ન્યાયાસન ઉપર બીરાજ્યા અને બચાવ તરફના બારીસ્ટરે ગંગાની જુબાની લેવી શરૂ કરી.

" તમારૂં નામ શું ?—'

ગંગા બીચારી સાક્ષીના પીંજરામાં થરથરતી ઉભી હતી. તે બોલી.

" ગંગા ! "

'તમારી ઉમર ? '

'૧૭—'

'તમે પરણ્યાં છો કે ?—'

'ના—'

'ત્યારે તમારી આવી દશા કરનાર કોણ છે ?—મહેરબાની કરી તેનું નામ જણાવશો ?—'

અત્રે સુંદરલાલે પોતાના કાન ઉંચા કર્યા. તે ગંગા શું બોલે છે તે પર ધ્યાન આપવા લાગ્યો પણ તે કશું બોલીજ શકી નહિ.

'બાનુ ! તમારે પ્રભુને ખાતર આ સવાલનો જવાબ આપવો જોઇએ. એ પરજ આરોપીની જીંદગીનો આધાર છે—'

'તેનું નામ ? તેનું નામ ?—' તેણે પોતાની આંખો પોતાના હાથોએ બંધ કરી, કપાળ દાબ્યું. નામ યાદ કરવા કોશીષ કરવા લાગી.

'હું તેનું નામ યાદ કરી શકતી નથી અને તે નામ જો કદાપી મને યાદ હોય તોપણ હું તે કહી શકીશ નહિં—'

'કારણ ? '

'કારણ કહી શકાય તેમ નથી—'

"અફસોસ ! કેસ તદન 'હોપલેસ' છે." તે મનમાં બબડયો.

'વારૂ તમે તે રાતે નદીમાં પડી તમારી જીંદગીનો અંત લાવવાજ ગયા હતાં કે ?—'

'હા—'

'પછી ?'

'હું પડવા જતી હતી તેટલામાં આરોપીએ મને બચાવી—'

'પછી ?'

'પછી મારો ભાઈ ઉશ્કેરાયલી હાલતમાં આવ્યો—તેના હાથમાં ડાંગ હતી—અને—અને—પછી—પછી—' ગંગા બેભાન થતી હોય તેવી જણાઇ.

અત્રે નામદાર જજને બૅરીસ્ટરે આરોપી સાથે મસલત કરવા દેવાની અરજ કરી અને તે સ્વીકારવામાં આવી. થોડીકવારમાં તે પાછો આવ્યો અને ગંગાને શુદ્ધિમાં આવેલી જોઇ પૂછવા લાગ્યો.

"તમારા ભાઇના આવ્યા પછી શું થયું?"

"તેનું ખુન!–ઓ–ઓ–"

"તે વખતે કંઇ બીજો બનાવ બન્યો હતો?"

"હા–"

"શું?–"

"કોઇ-કોઇ–ઓ–ઓ–મને તમર આવે છે. હું મોતને નજીક જોઉં છું–હાય–હાય–" ગંગા તુટી પડી. ડૅાકટરી સારવારથી તે થોડીજવારમાં શુદ્ધીમાં આવી. તે ઉશ્કેરાયલી હાલતમાં દીવાની જેવીજ લાગતી હતી.

"બોલો–બોલો–મને શું પૂછવા માગો છો?" નીકલસન સામું જોઇ તે બોલી.

'શાંત થાવ મહેરબાની કરી જણાવો કે તમારા બુરા હાલ કરનાર કોણ મુજી છે? તમારા ભાઇના આવ્યા પછી શું બનાવ બન્યો?—'

"મારા ભાઇના આવ્યા પછી–"

"હા—"

"કંઇ બન્યું ખરૂં?—પણ તે હું યાદ કરી શકતી નથી–"

"વારૂ, ત્યારે એટલું જણાવશો કે તમને અનીતીના ખાડામાં ઉતારી તમારી પાયમાલી કરનાર બદમાસ કોણ છે?–"

"મેહરબાની કરી મને આ સવાલ ના પુછો—'

'એ સવાલપરજ કેસનો સઘળો આધાર છે બાનુ? અને તેથી તમારે તેનો જવાબ આપવોજ પડશે. કહો, તેનું નામ શું?–' બૅરીસ્ટરે દબાણ કર્યું.

ગંગાની સ્થીતી તદ્દન દીવાના જેવી થઇ પડી. તે ઘડીમાં રસિકલાલ તરફ એકી ટસે જોઇ રહેતી, ઘડીમાં હસતી, ઘડીમાં રડતી તો ઘડીમાં બૅરીસ્ટરની પાસે દયા માગતી.

'બેન ! તે સખસનું નામ શું ?–તમે શાંત થાવ અને ઇશ્વરને ઓળખી સત્ય જણાવો—' બૅરીસ્ટર પાછો બોલ્યો.

હવે ગંગાને ઉતર આપ્યા વિના છુટકોજ નહોતો. સર્વે તેના મોમાંથી શું શબ્દો નીકળે છે તે માટે આતુરતાથી રાહ જોતાં હતા. સુન્દરલાલના તો મોતીઆજ મરી ગયા હતા.

"તે–તે–તે"

"બેન ! શાંત થાવ ધીરજથી તે નામ યાદ કરો–'

'તેનું નામ ! તેનું નામ !......તે–તે–ર–ર–રસિક–લાલ !–" અને એમ કહી તે બેભાન થઇ ગઇ. તે દીવાની સ્ત્રીએ નખ્ખોદ વાળ્યું !

બૅરિસ્ટરને કાંઇ આશા જણાઈ નહિ છતાં તેણે બચાવ માટે એક યુક્તી શોધી કાઢી અને પોતાનું ભાષણ શરૂ કર્યું:

"માઇ લૉર્ડ અને જુરીના ગૃહસ્થો.

"જે કમનસીબ રાત્રે આ કમનસીબ બનાવ બન્યો તે દિવસે નિયમ પ્રમાણે ચંદનીમાં ફરવા માટે આરોપી ગયો હતો અને તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે તેનાપર તે દીવસે આવી ભયંકર આફત આવી પડશે. પણ કુદરતની ગતી ઔર છે. આરોપીના સોગંદ નામામાં તેણે પોતાને તદન નિર્દોષ જાહેર કર્યો છે અને એક યુવાન હિંદુ અબલાને રાત્રીના વખતે એકલી માર્ગ કાપતી જોઇ સ્વાભાવીક શંકા ઉપજવાથી તે તેની પાછળ ગયો અને તેને નદીમાં પડી આપઘાત કરતાં બચાવી. તે પછી ગંગાનો ભાઈ ત્યાં ઉશ્કેરાયલી હાલતમાં આવી પહોંચ્યો કે જેનું એક કાળા આકારે ખુન કીધું એમ બંધવો સોગનપુર્વક જણાવે છે.

"માઇ લૉર્ડ ! બંધવાની આજસુધીની જીંદગી કીર્તિવાન છે અને તેને માટે ઘણાઓને માન છે. ગંગાબાઇએ જે જુબાની આપી છે તેમાં તેણે એક વખત એમ પણ જણાવ્યું હતું કે તેના ભાઇના આવ્યા પછી કંઈ બનાવ બન્યો હતો કે જે તે યાદ કરી શકતી નથી. હવે જ્યારે કંઇ બનાવ બન્યો હતો એ નક્કીજ છે તો બંધવો

પોતાના સોગંદનામામાં એમ જણાવે છે કે એક કાળા આકારે આવી ધીરજલાલનું ખુન કર્યું હતું તે આપને માનવું પડે છે! વળી સાક્ષીએ પોતાની નીતીની ખરાબી કરનાર શખસનું નામ જણાવવા હદ બહારની આનાકાની કીધી હતી. તે વખતે તે દીવાની જેવી હતી, અને તેથી એ પણ બનવા જોગ છે કે તેણે દીવાનાપણાની ઝૂમમાંજ બંધવાનું નામ દઈ નાહક છબરડો વાળ્યો હોય; વળી તે રસિકલાલનું નામ દેતાં ઘણી અચકાઇ હતી તથા તે નામ દઈ તુરતજ તુટી પડી હતી તે ઉપરથી એમાં કંઇ પણ ભેદ હોવો જોઇએ એ સાબીત થાય છે તેથી હું નામદાર જજને માનપૂર્વક અરજ કરૂં છું કે જ્યાં સુધી બાઈ ગંગાની સ્થિતિ બરોબર સુધરે નહી ત્યાં સુધી કેસ મુલતવી રાખવો કે જેથી તેને ઉલટપાલટ તપાસવાનું બની આવે.

ઉપલા ભાષણની જજ તથા જ્યુરી ઉપર સારી અસર થઇ અને નામદાર જજે કેસ મુલતવી રાખ્યો.

---

## પ્રકરણ ૪૬ મું. "સત્યમેવ જયતે."

વાંચનાર! હવે તું વિજયસિંહને પીછાની લે. તે કેવી રીતે તે પાપી ટોળીમાં સંડોવાયો તે જાણી લે.

વિજયસિંહે પ્રીવીઅસ સુધી ઇંગ્રેજી અભ્યાસ કર્યો હતો, તે એક ઓફીસમાં ચાળીસ રૂપીઆના પગારે નોકર હતો અને તેટલામાં પોતાના માતા, પીતા પત્ની તથા પોતાનું ગુજરાન તે કરકસરથી કરતો હતો. કુદરત તેનાપર રૂઠી. મુંબઇ નગરીમાં ભયંકર પ્લેગનો દુષ્ટ રોગ ફાટી નીકળ્યો અને તેમાં તેના માતા પીતા સપડાયાં! વિજયે તથા તેની ગુણવતી પત્નીએ તેમની સેવા કરવામાં કંઇ કચાશ રાખી નહિ. વિજયે પોતાની પાસે જે કાંઇ હતું તે માતાપીતાની સારવાર કરવા પાછળ વાપરી નાંખ્યું.

આવા કમનસીબ સંજોગોમાં તેની પત્ની પણ આ ભયાનક રોગનો ભોગ થઈ પડી અને માત્ર એકજ દીવસમાં આ નિઃસાર સંસાર ત્યજી સ્વર્ગમાં ચાલી ગઈ. વિજય હવે દીવાના જેવો બની ગયો તે છતાં પણ તેણે પોતાના માતપીતાની એક વફાદાર પુત્રને છાજે તેવી રીતે સારવાર કરી અને તેમ કરતાં તે કોડી વિનાનો કંગાળ બન્યો. તેના માતાપીતા પણ મરણ પામ્યાં કે જે વખતે અગ્નિસસ્કાર માટે પણ વિજય પાસે પૈસા ન હોવાથી તેને લાચારીએ ધર્માદા ફંડનો આશરો લેવો પડયો.

માતાપીતાથી તથા પત્નીથી જુદાં પડતાં તે દીવાના જેવો બની ગયો. વધુ દિવસ ગેરહાજર રહેવાથી તેને નોકરીપરથી પણ રજા મળી અને તેથી દુઃખથી ચકભ્રમ બની જઇ તે એક દિવસ એક કુવામાં નખાવી આપઘાત કરવાની તૈયારી કરતો હતો તેવામાં ચુનીલાલે તેને બચાવ્યો, અને દરેક પ્રકારની મદદ આપવાનું જણાવી પોતાની પાપી ટોળીમાં લઇ જઇ તેમાં સંડોવાવા અરજ કરી. આવી પાપી ટોળીમાં જોડાતાં પ્રથમ તો વિજયસિંહનું મન ડંખ્યું પણ લાચારીથી તે કમનસીબ સંજોગો વચ્ચે પાપીની ટોળીમાં સંડોવાયો. તેને કેટલીકવાર નિર્દોષોનાપર જુલમ ગુજારવા માટે હુકમ આપવામાં આવતાં તે ગુપ્ત રીતે કેટલાકોને છોડી દેતો અને એમ કરી પાપી ટોળીમાં હોવા છતાં પણ તે પરમાર્થ કરી શકતો !

જયારે ચુનીલાલ નાસી ગયો, ત્યારે તેણે આ પાપી ટોગકીનો નાશ કરવાનો વિચાર કર્યો અને સત્યતાને ચાહનાર તે ટોળામાંના થોડાક સખસો આગળ પોતાના વિચાર રજુ કર્યા. ઝાલિમસિંહ નામનો એક બદમાસ તેના પક્ષમાં નહિ આવવાથી તેને સર્વની મદદથી વિજયે કેદ કર્યો અને બીજા બધા તેને શરણે આવવાથી તે ખુશી થવા લાગ્યો.

હવે વિજય પોતાના સર્વ સહાયકો તથા કુમુદને લઇ રમ્યનગરના પોલીસ કમીશનરને મળ્યો અને સઘળી સત્ય હકીકત જાહેર

કરી. તેણે ડીટેકટીવ ખાતામાં નોકરીએ રહેવાની મરજી બતાવવાથી પાપીઓના સ્થાનોથી તે માહીતગાર હોવાથી તે પાપીઓને પકડવામાં ઉપયોગી થઇ પડશે એવા વિચારથી તેને તે ખાતામાં નોકરી આપવામાં આવી અને વિજયસિંહ તે દીવસથીજ સર્વે પાપી ટોળીઓને કાયદાની ચુંગાલમાં સપડાવાનો દ્રઢ નિશ્ચય કરી એક પછી એક એમ અનેક જુગારખાનાઓ પકડી બદમાસોને જાહેરમાં લાવી પ્રજાની સેવા કરવા લાગ્યો. કુમુદને તેણે પોતાને ત્યાં બહેન તરિકે રાખી હતી.

એ અરસામાં તેને સરલા ગૂમ થવાની ખબર મલી. તુરતજ તેણે રસિકલાલની મુલાકાત લીધી, પણ તેણે શોધ કરવાની ના પાડી કારણ કે તે પેલા ભેદી કાગલથી સરલાને બેવફા માનતો હતો.

વિજય સાથે ધીમે ધીમે રસિકને મીત્રાચારી બધાઇ જે અરસામાં તે સુન્દરલાલ પર કંઇક શકિત થયો. રસિકલાલપર જ્યારે ખૂનનો આરોપ આવ્યો, ત્યારે તો તેણે સુંદરલાલની પુંઠ પકડવાનો દ્દઢ નિશ્ચય કર્યો. નીકલસન બેરીસ્ટર પણ વિજયનો મિત્ર હતો તેણે પણ આ કેસ હાથપર લેવાને વિજયને અરજ કરવાથી તેના ઉત્સાહમાં ઓર વધારો થયો.

દરેક જુગારખાનાઓ તથા બદીના ધામોની તે છુપા પોષાકમાં પોતાના મળતીઆઓ સાથે મુલાકાત લેતો પણ તેને કંઇ બાતમી મળી નહિ.

તેણે સુંદરલાલની હીલચાલ તપાસવા એક બાહોશ માણસ રોકયો હતો અને પોતે પણ બહુધા તેનીજ હીલચાલ તપાસતો ફરતો હતો.

ગંગાને હોસ્પીટલમાં રાખવામાં આવી હતી. નીકલસન તથા વિજય બન્નેએ ડૉકટરને મજબુત તાકીદ કરી હતી કે ગંગા બેભાનીમાં જે કંઇ બકે તે લખી લેવું કે જેથી કંઇ ભેદ મળી આવે.

સુંદરલાલ પણ હવે વિજયથી ડરતો હતો અને પોતાનું કામ ઘણીજ સંભાળથી બજાવતો હતો, પણ તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે તેની પાછળ પણ વિજયસિંહનો છુપો જાસુસ ગુપ્ત પોષાકમાં ફરી તેની હીલચાલ તપાસે છે !

તે જે મકાનમાં તેણે સરલાને રાખી હતી ત્યાં પોતે આપેલી મહેતલ પૂરી થતા પછી ગયો.

" કેમ ? હવે તું મારી થાય છે કે નહિ ?–" તે બોલ્યો.

" પાપી ! હજી તું પાપવાસનાનેજ વળગી રહેલો છે કે ? હવસી હયવાન–"

" ચાલ, વધુ લવરી ના કર–તને ખબર છે કે તું મારી ન થવાથી મેં તારા પતિના શા હાલ કર્યા છે ?'

" શું ? શું ? "

' તારો પતિ મારી જાળથી ખૂની ઠરી હાલમાં કેદખાનાની મઝા ચાખે છે—'

" ઓ–ઓ–આ હું શું સાભળું છું ? " તેની આંખે અંધારા આવ્યાં. તેની બેફામ સ્થીતીનો લાભ લઇ પાપી તેના અંગપર ધસવા જતો હતો પણ એટલામાં તો તે ઓરડીનું બારણું ઉઘડી ગયું અને વિજયસિંહ તેની સામે આવી ઉભો.

' તું કોણ છે ?'

' પાપીનો સંહારક ! સતીનો સંરક્ષક !'

' નાદાન ! અહીંથી દૂર થા–નહિ તો તારા બુરા હાલ થશે– સુન્દરલાલ બરાડયો.

' તારા જેવા લાખ પાપીઓથી પણ હું ડરતો નથી–પાપી ! તાબે થા ! તને પકડવાનું મારી પાસે વૉરંટ છે ! ગંગાના કૌમારનો ભંગ કરનાર તુંજ છે એમ તેના મરતી વખતના શબ્દોથી પુરવાર થયું છે—'

સુન્દરલાલે હવે જાણ્યું કે તે પોલીસના પંઝામાં સપડાયો છે.

તેણે વિજયની દ્રષ્ટી ચૂકાવી પોતાની રીવૉલ્વર તેની સામે ફોડી. પણ તે નિષ્ફળ ગઇ! વિજયને લાગતાં તે સહેજમાં બચી ગઇ અને દીવાલ તોડી બહાર નીકળી ગઈ. આ ગભરાટમાં વળી તે પાપી એક ઉક્ષ ગબરડી રમ્યો અને બીજી બાજુની દીવાલમાંના એક ગુપ્ત દ્વાર દ્વારા તે નાસી જવા પામ્યો.

હાથમાં સપડાયલો શીકાર નાસી જવાથી વિજયને પશ્ચાતાપ થવા લાગ્યો.

તેણે તે ઘરમાંના સઘળા માણસોને કબજામાં લીધા અને સરલાને મુક્ત કરી.

* * *

ગંગાને હોસ્પીટલમાં રાખવામાં આવી હતી કે જ્યાં ડૉકટર તે જે લવે તે લખવાને કાગલ પેનસીલ લઇને તૈયારજ બેઠો હતો.

મધરાતનો સમય હતો. ગંગાની સ્થિતી વધારે બગડી હતી. તે પોતાની આંખ સામે યમદુતોને ઉભેલા જોતી હતી.

'ઓ—ઓ—પાપી! સુન્દરલાલ! તારા પાપી કર્મનું ફળ મને ભોગવવું પડે છે! ઓ નીચ! તેં મારી આશા ભરી જીંદગી કચડી નાંખી! મારા કૌમાર્યનો ભંગ કર્યો! હાય!—'

બસ! ખલાસ! તેનો અમર આત્મા ચાલ્યો ગયો.

મરતી વખતના ગંગાના શબ્દો ડૉકટરે વિજયને પહોંચાડયા અને વિજયે મેજીસ્ટ્રેટ પાસે એ પુરાવા પરથી સુન્દરલાલને પકડવાનું વારંટ લીધું હતું.

\+ \+ \+

ગંગાના મરતી વખતના શબ્દોથી તથા જે મુસલમાને સુંદરલાલના કહેવાથી પૈસાની લાલચે ધીરજલાલનું ખુન કર્યું હતું તે પણ પકડાવાથી રસિકલાલ નિર્દોષ ઠર્યો અને તેને છોડી દેવામાં આવ્યો. સરલાને તે અપવિત્ર માનતો હતો પણ જ્યારે તે સુંદરલાલના પાપી ધામમાં કેદ પુરાઇ હતી એમ તેણે જાણ્યું ત્યારે તેને શક ગયો કે

રખેને પાપીએજ તેની પ્રાણપ્રોયાના હસ્તાક્ષરોની નકલ કરી તે પ્રેમી જોડાના પ્રેમમાં ઝેર ભેળ્યું હોય ! સરલાના ખુલાસાપરથી સઘળું દીવાની જ્યોતી માફક ખુલ્લું થઇ ગયું. ભેદોનો સ્ફોટ થયો પણ પાપી પોલીસના સપાટામાંથી છટકી જવા પામ્યો.

× × ×

થોડોક વખત બહારગામ રહી ચુનીલાલ પુનઃ રમ્યનગર આવ્યો. પણ ત્યાં તેણે પોતાની સઘળી ટોળીનો નાશ થયલો જાણ્યો. સુંદરલાલ નાસતો નાસતો અચાનક તેને મળી ગયો. ઉભય એક-એકના સહાયક બન્યા.

પણ રમ્ય નગરની છુપી પોલીસ એ બન્ને બદમાસોને પાતાળના પેટામાંથી પણ શોધી કાઢવા સમર્થ હતી. તે બન્ને પાપીઓ એક દિવસ ઓચીંતા સપડાઇ ગયા અને તેમને મેજીસ્ટ્રેટ સનમુખ ઉભા કરવામાં આવ્યા. તે બન્ને બદમાસોએ હવે મોતને નજીક જોયું. તેઓએ સાચેસાચો એકરાર કર્યો. કેસ સેસન્સ કમીટ થતાં સેશન્સ જજે સુન્દરલાલને ફાંસીની, ચુનીલાલને જન્મદેશનીકાલની તથા લાંચીઆ ડૉકટરને ત્રણ વરસના સખત કેદખાનાની સજા કરી.

કુમુદ જ્યારે તેના પતિને ફાંસીની સજા થઈ ત્યારે તેને મળવા ગઇ. સુંદરલાલના શોકનો તે સમયે પાર રહ્યો નહિ. કુમુદ પણ અત્યંત રડી. પણ હવે શું થાય ?

તે ચીરાતા હૃદયે કારાગ્રહમાંથી પાછી ફરી. તેને વિજયસિંહને ત્યાંથી બોલાવી લઇ રસિકલાલે પોતાને ઘેર પોતાની સગી બહેન પેઠે રાખી હતી. સરલા તેની વ્હાલી સખીને દિલાસો દઈ શાંત કરવાનો શક્ય પ્રયાસ કરતી હતી.

---

'અંતે ધર્મોજય અને પાપો ક્ષય' એ મહાન સિદ્ધાંત અનુસાર પાપીઓ યોગ્ય શીક્ષા પામ્યા, સરલા અને રસિકલાલના આનંદનો પાર રહેતો નથી. એ પ્રેમી યુગલનાં અંતઃકરણો આનંદથી ઉભરાઇ જાય છે. પોતાનો અંતે વિજય થયલો જોઇ પરમાત્મા તરફના તેમના પ્રેમમાં અભિવૃદ્ધિ થઈ.

પાપીઓની ટોળીમાં સંડોવાયા છતાં પણ પોતાના હૃદયમાં પવિત્રતાને સ્થાન આપનાર વિજયસિંહ પણ યોગ્ય બદલો પામ્યો. તેના પગારમાં વધારો થવા સાથે સરકારે તેની બાહોશીના વખાણ કર્યાં અને તે ડીટેકટીવ ખાતામાં ઘણો માનીતો થઇ પડયો. બદમાસો તેના નામથીજ ત્રાસવા લાગ્યા.

અત્રે એક ખુલાસો કરવાની આવશ્યકતા છે. તે રસિકલાલના માતાપીતાને લગતો છે. ખુનના આરોપમાં માન સહિત છુટી જવા પછી સરલાના આગ્રહથી તેણે કનકપુરીના નરેશપર એક પત્ર લખ્યો. કનકપુરી અને રમ્યનગર બન્ને દેશી સંસ્થાનો હતાં. ચંદ્રકાંતના તે પત્રનો જવાબ ઘણોજ આનંદકારી નીકળ્યો. તેનો ટુંકસાર નીચે મુજબ હતો.

"અમારા દીવાન સત્યચંદ્ર તદન નિર્દોષ હતા પણ એક પાપીની કપટજાળમાં ફસી પડવાથી દોષીત ઠર્યા હતા. હાલમાં એ પ્રપંચ પ્રકાશમાં આવ્યો છે અને પાપીને યોગ્ય સજા કરવામાં આવવા સાથે અમે અમારા માજી દીવાનજી તથા તેમનાં પત્નિની ઘણી શોધ કરી છતાં દીલગીરી સાથ જણાવવું પડે છે કે અમારી તપાસમાં તેઓ સ્વર્ગવાસ પામેલાં માલુમ પડયાં છે. તે સાથે અમને ખુશાલી ઉપજે છે કે આપ તેમના ચિરંજીવી હજી હયાત છો તો કૃપા કરી જો આપને કંઇ હરકત ન હોય તો અમારા રાજ્યના

દીવાનની પદવી જે આપનું કુળ વંશ પરંપરાથી ભોગવતું આવે છે તે સ્વીકારી અમને આભારી કરશો—"

પ્રેમીઓના આનંદમાં ઉપલા પત્રથી અભીવૃદ્ધિ થઇ અને અને રસિકે કનકપુરીના દીવાનનો ઓધો સાનંદ સ્વીકાર્યો.

તે પ્રેમી યુગલ—સરલા અને રસિક આ દુનીઆમાં મળી શકતાં સઘળાં સુખો મેળવે છે અને પવિત્ર પ્રેમને લીધે આ નિઃસાર સંસારમાં સ્વર્ગનો અનુભવ મેળવે છે. કુમુદ પણ તેમની સાથેજ રહે છે.

વાંચનાર ! આ યુગલને સંસારમાં હવે દુઃખ નથી. અશાન્તિ નથી કે અસંતોષ નથી. નિરંતર તેમને પોતાના જીવનમાં કાંઇક નવીન સુખ જણાય છે. હંમેશાં તેમનાં હૃદયો હર્ષથી પ્રફુલ્લ રહે છે. રસિકલાલને કનકપુરીમાં એક સુન્દર મહેલ ત્યાંના મહારાજાએ ભેટ આપ્યો. આ સુન્દર ભવનમાં પ્રેમીઓ રહેવા લાગ્યાં ત્યારથી તેમાં કોઈ દિવસ અશાન્તિનો પ્રવેશજ થયો નહિ. નિરંતર ત્યાં આનંદ કલ્લોલ થયા કરતો. હમ્મેશાં ત્યાં પ્રેમના—સ્નેહનાંજ ઝરણ વહ્યાં જતાં રસિક અને સરલાએ વ્હાલથી એ મહેલનુ નામ પાડ્યું હતું.



# પુસ્તકોનું પ્રાઇસ લીસ્ટ.

અલ્લાઉદ્દીનનો ઉદય [સચિત્ર] ૨—૮
અદ્ભુત વિક્રમાદીત્ય ૧—૮
અમૃતપુલીન ૧—૦
અયોધ્યા અને અંગ્રેજ ૧-૧૨
×અદ્ભુતશાપ હીરાની ચોરી ૧-૦
અબળાનો કીન્નો ૧—૮
અનંગભદ્રા [વલ્લભીપુરનો વિનાશ ૩—૮
અમૃતમાં ઝેર ૧—૮
અકબર રાજ્ય રહસ્ય ભા. ૧-૨ સચિત્ર ૩-૧૨
અનુપકુમારી. ૧—૮
×અમરસિંહ ડીટેકટીવ વાર્તા ૧—૦
અંતરધ્વની વારતા ૧—૪
આજકાલનું હિંદુસ્તાન સચિત્ર ભા. ૧-૨-૩
આનંદઝરણું-રસીક વાર્તા ૨—૪
ઇન્દુકુમારી-ઐતિહાસિક વાર્તા ૧—૮
ઇન્દ્રકુમાર ૧—૮
ઉમાજી નાયક ૧—૦
એક પરણેતરનો પ્યાર ૧—૪
ઔરંગઝેબનો ઉદય-ઐતિહાસિક ૨—૮
×કલંકીત કુમારિકા [ડિટેકટીવ વારતા ૨—૮
કત્લેઆમ-ઐતિહાસિક વાર્તા ૨-૮
કલ્યાણી-ઐતિહાસિક વાર્તા ૨—૦
કલંદરની કટાર ભા. ૧-૨-૩ ૭—૮
કમનસીબ લીલા ભા. ૧-૨ ૪—૮
×કલંકીત કાઉન્ટેસ-ડિટેકટીવ વાર્તા ૩—૦
કળા કે લક્ષ્મી! ૧—૦
કથાસાગર ૨—૮
કાશ્મીર અને કેશરી ૧—૮
કાળરાત્રીનું ખુની ખંજર ભા. ૧-૨ સચિત્ર ૫—૮
×કામાંધ કામિની-ડીટેકટીવ વાર્તા ૨—૮
×કામરૂદેશની કુટિલ કામીની-સચિત્ર ૧-૧૨
કિરણસિંહ ઐતિહાસિક વાર્તા ૧-૮
કિશોરસિંહ ભા. ૧-૨-૩ ૮—૦
કીસ્મતની કીસ્તી ૧—૮
કુસુમકુમારી ભા. ૧-૨ ૦—૮
કુસુમાવતી-ઐતિહાસિક વાર્તા ૨-૦
કુલાંગારનું ઉછળતું લોહી ૧—૦

અંગના કે દેવાંગના ? ૧-૧૨
કલીકૌતક ભા. ૧-૨ રમુજી ૧—૪
કુસુમ કંટક [રમણી કે રાક્ષસી] ૨—૮
કુસુમકળા ૩—૮
×કૂતરો કે કાળ-ડીટેકટીવ વારતા ૨—૦
કુસુમકાન્ત [સંસારસેતરંજ] ૨-૪
કૃષ્ણલાલનું વીલ ૦-૧૨
કોલ્ડબ્લેક [બળવાના વખતની વારતા] ૩—૦
કંચન ભા. ૧-૨ ૩—૦
કંગાલ કેદી ભા. ૧-૨ સચીત્ર ૮—૮
ઘેલી કુસુમ-સરસ્વતીચંદ્રનો ગૃહસ્થાશ્રમ ૨—૦
ચરિત્ર ચંદ્રીકા ૨-૧૨
ચક્રવર્તી બાપારાવળ ૦-૧૨
ચમત્કારિક ગુફા ભા. ૧-૨ ( સચિત્ર ) ૫—૦
ચાંદબીબી સચિત્ર ૧—૮
ચાર યોગીની વારતા ૧—૦
ચાણાકયનંદિની ૨—૮
ચિંતામણી-વારતા ૦—૮
ચંદ્રકળા ૨—૮
ચંદ્રસિંહ અને ચંદ્રમુખી ૧—૪
જનાનખાનાની બીબીઓ ૧—૮

કુંદન કુસુમ ભા. ૧ થી ૮ ૧૦—૦
કુમુદા અને કુસુમ ૦—૮
ખૂરીયા ખંજર ૧—૦
ગ્રામ્ય ગૌરી ૨—૦
ગુણલક્ષ્મી ૧—૪
ગુલશાના [આદર્શ અબળા] ૧-૮
ગુલવાડીનું ગુલાબ ૩—૮
ગુલઝાર ૨—૦
ગૃહિણી કે દેવી ? ૧—૦
×ગેબીખૂન ડિટેકટીવ વાર્તા ૨—૪
ગોરા-રવીન્દ્રનાથ ટાગોરકૃત ૩-૪
ગંધાતો ગુલાબ ૩—૮
ઘાસીરામ કોટવાલ ૦-૧૦
તારાસુંદરી-ઐતિહાસિક ૩—૦
તેજપ્રભા ૧-૧૨
દગાબાજ દુનિયા-સચિત્ર ૨—૪
×દશલાખનો દલ્લો ( ડીટેકટીવ વારતા ) ૨—૮
દુર્ગા અને લક્ષ્મી ૧—૦
દુઃખી દીના ૩—૦
દૌલતે દુનિયા ૨—૮
નટવર (સચિત્ર) ૩—૦
નરગીજ નાટકકાર ૧—૮
નરસિંહ મહેતા નોવેલ ૮-૧૨
નવલગંગા ૩—૮
નલિનીકાન્ત ૧—૦